# નંદિતા

[ ટૂંકીવાર્તાઓનો સંગ્રહ ]

સુરેશ ગાંધી

: કિંમત :

કાચું પૂંઠું
૧–૪–૦

પાકું પૂંઠું
૧–૮–૦

નવયુગ પુસ્તક ભંડાર : : રાજકોટ

# નિવેદન

મારા પહેલા વાર્તાસંગ્રહ 'આરતી' ને મળેલા લોકાદરથી પ્રેરાઈને આ બીજો સંગ્રહ વાચકોના કરકમલમાં મૂકું છું. આમાંની ઘણીખરી વાર્તાઓ પૃથક પૃથક સામાયિકોમાં છપાઈ ચૂકી છે, તે અને બીજી થોડીક નવીને આ સંગ્રહમાં મેં સ્થાન આપ્યું છે.

પૂરોગામીઓના મંતવ્ય પ્રમાણે ટૂંકી વાર્તા એટલે થોડામાં થોડા શબ્દોનું કલવિધાન. એ નિયમને વશ હું રહી શક્યો નથી. સત્ય તો એ છે કે ટૂંકી વાર્તાના વિધાન માટે એવા કોઇ નિયમો નથી: અને હોય તો તે બધા સમય માટે, બધા યુગ માટે બંધનકર્તા નથી. વાર્તાકલાને હું હંમેશા પ્રયોગ રૂપે નિરખતો આવ્યો છું. આ સંગ્રહમાં લેવાયેલી વાર્તાઓ એવા પ્રયોગો જ છે. એવા પ્રયોગો નીતનીત નવનવ રૂપે થયા કરે છે. વધુમાંવધુ શબ્દ સામગ્રીથી વિભૂષિત હોય એવી નવલિકાઓ અંગ્રેજીમાં, અને બંગાલીમાં કવિવર ટાગોર, અને શરદ્બાબુના વાર્તાસંગ્રહોમાં દૃષ્ટિએ ચડે છે.

દરેક વાર્તાલેખકને પોતાની શૈલી હોય છે. એ શૈલી એના લોહીમાંથી આવેલી હોય છે. પ્રથમ પંક્તિનો વાર્તાકાર એની રસનાના પ્રવાહમાં તમને અદ્ધર ખેંચી જશે, અને પછી તમારા મર્મભાગ ઉપર જોરથી એક ઘા કરી, તમને દૂર દૂર ક્યાંય ફેંકી દેશે, એથી કદાચ તમને કળ વળી જશે, અને કદાચ તમે કોઈ મધુર સંસ્કાર જાગરણમાં ઊંચકાઈ જશો.

આપણા સંસારમાંથી જ મેં આ વાર્તાઓની વસ્તુ સામગ્રી ઉઠાવી છે. સંસારના ઘરેઘરમાં ડોકિયું કરી જ્યાં જ્યાં મેં હર્ષ, શોક, વેદના, વ્યથા, જોયા છે, ત્યાં ત્યાંથી એ ભેગા કરી મેં મારી નવલિકાઓમાં સંયોજી લીધા છે. શ્રેષ્ઠ વાર્તાઓ માટે તો ઘણુંયે લખાઈ ગયું છે. છતાં મોહ મૂકી શકાતો નથી.

નવપરિણિતા સ્ત્રી જ્યારે સેંથીમાં સીંદુર પૂરી પત્નીગૃહે જાય છે, ત્યારે એ શંકા–આશંકા વચ્ચે ઝોલા ખાતી હોય છે. પત્નીનો પ્રેમ મળશે કે નહિ ? ઘરના નાના મોટા પાત્રોને હું રીઝવી શકીશ કે નહિ ? વગેરે.

વાર્તા જ્યારે કલાનો દોહદ ધારણ કરે છે ત્યારે એ પણ અનેક મુંઝવણોમાં, શંકા આશંકાઓમાં પડી જાય છે. 'મારા પાત્રોને હું યોગ્ય ન્યાય આપી શકીશ કે નહિ? એમની દરેકની પ્રતિભાને સંપૂર્ણ-પણે વિકસાવી શકીશ કે નહિ?' એજ વેદના છે લેખકની.

ઘૂંઘટ આડો કરીને રૂપરાણી જ્યાં સુધી બેઠી હોય છે, ત્યાંસુધી એના રૂપશૃંગારનું દર્શન માત્ર કલ્પનામાં હોય છે. શ્રેષ્ઠ વાર્તાસર્જન માટે પણ એમજ સમજવું. ઘૂંઘટ ખસી જતાં રૂપરાણીનું કલ્પનાથીયે સુંદર મોઢું જેમ જોનારને તેજના અલંકારથી આંજી દે છે, એમ વાર્તાના હાર્દ સુધી પહોંચતા ધીરેધીરે વાચક એની મોહિનીમાં ગરકાવ થઈ જાય છે. અચાનક કોઇ મધુર આલોક, પ્રતિભા આવી વાચકના અંતરમાં પ્રવેશ કરે છે, અને એને પ્રકાશથી, પવિત્રતાથી સંમાર્જિત કરી જાય છે.

કેટલાક વાર્તાલેખકો પોતાના સર્જનને માનસિક વ્યભિચારનું, અતૃપ્ત આકાંક્ષાઓનું, વાસનાઓનું સાધન માત્ર માને છે. એ લોકો ગંભીર ભૂલ કરે છે. વાર્તાસર્જન એક સાધના છે, એક અનોખી સંસ્કારરક્ષી શૈલી છે, અને આવતી પ્રજાનું પ્રેરણા ધન છે. માનસીક કલુષિતતાનો, વિકૃતિનો છાંયો એમાં ન પડવા દેવો જોઇએ એમ મારું નમ્ર માનવું છે.

થોકબંધ નવલિકા સાહિત્ય ગુજરાતમાં પ્રગટ થાય છે હંમેશા. એમાં નવજીવનના, ઘડતરના અંશો કેટલામાં હશે એનું માપ કાઢવું કઠિન છે; છતાં યુગ એનું માપ કાઢી લેશે. એના અનોખા ત્રાજ-વેથી તોળીતોળી એ વસ્તુને લઈ લેશે. જીવાડવા જેવું હશે એ રાખી લેશે, જે ખોખલ, હલકું લાગશે તેને ફેંકી દેશે. આવતી પ્રજા એને પગ નીચ કચરી આગળને આગળ ચાલી જશે.

આ સંગ્રહમાં લેવાયેલી કેટલીક વાર્તાઓમાં સ્વાનુભૂતિની પ્રગ-લ્લભ, ભાવવાહી છાયા પડી છે.

સમાજના છેક નીચલા થરમાંથી લીધેલું વાઘરણ 'કસ્તુરી' નું ચરિત્ર–ચિત્ર મેં જોયું છે. 'પાદુકાપ્રાપ્તિ' ની નારીપૂજારિણિની વેદના-પૂર્ણ જીવનકથાના રંગો મેં એક સિંધી મિત્ર પાસેથી સાંભળેલા કથા-ખંડોમાંથી પકડ્યા છે. અને છેલ્લી વાર્તા 'તિમિરઘર' ને તો કરાંચીમાં બની ગયેલી એક પ્રેમ ઘટનાના અશ્રુપૂર્ણ અંતિમદર્શનોમાંથી મેં ઘટાવીને લઇ લીધી છે.

**સુરેશ ગાંધી**

' ...નિજનિજનાં સર્જનને વિશ્વકર્માની રચના માનનારાએ સમજવું જોઇએ કે, આપણાં ગુમાનભર્યાં પગલાં પાછળ એક એવી પ્રજાનાં પગલાં પડતાં આવે છે જેમની પાસે પૃથ્વી જેવડું વિશાળ હૃદય છે અને માનવેન્દ્ર [ Superman ] ની શક્તિ છે.

ઇન્દુલાલ ગાંધી



કર્તાનું પહેલું વાર્તા પ્રકાશન
આરતી

હવે પછી–

પાદુકા
( કાવ્ય સંગ્રહ )

નૂપુરગીતો
( નૃત્યગીતોનો સંગ્રહ )

ભિક્ષા
( ગીત નાટિકા સંગ્રહ )

સુહાગણ
( નવલકથા )

# અનુક્રમ

# નંદિતા

સંસારના મરણિત જીવનમાં મને પ્રથમથી જ શ્રદ્ધા નહોતી. લગ્નજીવનના કેટલાક અણઉકેલ કોયડાઓ ઉકેલવા સુધી, માનસ-શાસ્ત્રમાં હું ક્યારેય ઊંડો ઉતર્યો નહોતો, છતાં જ્યારે માતાપિતાના અચાનક મૃત્યુ પછી હું ગંગાપુરના ગામેતીપદે આવ્યો ત્યારે હું બહુ વિચિત્ર સ્થિતિમાં મૂકાઈ ગયો. સ્વજન–સંબંધીઓ મારા લગ્નની ચિંતામાં પરોવાઈ ગયા, કે જેને કોઈના સંસારની પડી નહોતી. હું આમ એકલો અટુલો રહિ ગામેતીપદ ભોગવું એ એમને કબાબમાં હાડની જેમ ખટકતું હતું, અને મારી નામરજી છતાં ગામના એક જૂના પ્રતિષ્ઠિત વૈષ્ણવ કુટુંબ સાથે મારો સંબંધ જોડી દીધો. નૂતન સંસારના સોહાગ જેવી મારી પત્ની નંદિતા આ પ્રતિષ્ઠિત કુટુંબમાંથી આવી હતી એ જણાવવું અત્યારે આવશ્યક લાગશે.

ઉચ્ચ વૈષ્ણવ કુટુંબમાંથી આવેલી હોવાથી નંદિતામાં ધર્મના પવિત્ર સંસ્કારોએ ખૂબ અસર કરી હતી, અને એનો પડઘો એના દરેક કાર્ય અને વર્તનમાં ઊઠતો હતો.

એના વિશાળ ભાલમાં એ કુમકુમની આશકા કરતી, અને કંઠમાં મંદારફુલની માલા નાખતી. એના લાંબા ચમકતા વાળ તો હંમેશાં નાનાં નાનાં નાગણના બચ્ચાં જેમ એના સ્કંધપ્રદેશ ઉપર પથરાઈ રહેતા, અને એથી તો એનું સૌંદર્ય અધિક દીપી ઊઠતું.

દિવસની કોઈપણ ઘડીએ એ પ્રજ્ઞાસ્વરૂપ લાગતી. એની આંખોમાં હંમેશાં કોઇ તેજસ્વી પ્રતિભા છાયી રહેતી, અને એના મુખ ઉપર કોઈ ગંભિર ચિંતનની છાયા નિરંતર પથરાઈ રહેતી. ભાગ્યે જ એ કોઈ સાથે બોલતી; જાણે મૌનની કોઇ અખંડ પ્રતિમા. એના અલાયદા પૂજાનાખંડમાં એ હંમેશાં બેસી રહેતી. એક તો હું ગામનો ગામેતી, એટલે ઘરમાં નોકર ચાકરનો પાર નહિ, એથી એને કંઈ જ કરવાનું નહોતું. અને હું પણ એને ભાગ્યે જ બોલાવતો, મને હંમેશાં બીક રહ્યા કરતી કે કદાચ હું એની સાધનાનો ભંગ કરી બેસીશ.

ત્યારે આખો દિવસ એના પૂજાના ઓરડામાં એના પ્રિય ઘનશ્યામની મનમોહનમૂર્તિ સામે એ બેસી રહેતી. કોઇવાર એ એના સાંવરિયાના મસ્તક ઉપર મયુર મુકુટ મૂકતી, અને રેશમી પીતામ્બરથી અલંકૃત કરતી, અને જ્યારે સંધ્યા નમતી, અને દૂર મંદિરમાં આરતીનો મંગલધ્વનિ એના કાને અથડાતો, ત્યારે એ મીરાંના પ્રેમભકિતથી ખરડાયેલા કેટલાક મધુર પદો અતિ કોમલ સ્વરે લલકારતી, ત્યારે એના વ્યથિત હૃદયની સ્થિતિ માધવ બંસીના મધુરસ્વરથી પાગલ થઇ વૃંદાવનની ગલીઓમાં એના પગલાં ઢુંઢતી પેલી રાજરાણી જેવી થતી હોય એમ લાગતી.

નંદિતાની અખંડ ભકિતભાવનામાં એકજ ધ્વનિ હતો, જે ધ્વનિ મેઘ તૃષાતુર બપૈયાની બંસીમાં હતો. અને એના મધુસુદનના ચરણે સારા જીવનની સાધના ધરી દઈ કૃતકૃત્ય થઈ રહેવાની એની ઝંખના એમાંથી પ્રકાશી ઉઠતી હતી.

નંદિતા ભાગ્યે જ કોઇને મળવા જતી. પહેલાં જ્યારે એ પરણીને આવી ત્યારે એને સખીઓ હતી, હવે એ સખીઓ માટે એના હૃદયમાં જરાયે સ્થાન નહોતું. જાણે એવું જ લાગતું હતું કે આખું જીવન આમ પ્રેમભકિતનાં પદો ગાઈ ગાઈ એ પૂરૂં કરી દેશે.

હા, કોઈવાર જ્યારે શ્રાવણમાં મોરકંઠના મત બંસીનાદથી વાતાવરણમાં કોઈ આતુર અંતરની વ્યથા પથરાઈ જતી, અને મેઘાચ્છાદિત વ્યોમમંડલમાં ધીમો ધીમો ગડગડાટ સંભળાતો ત્યારે એ સફાળી ઉભી થઈ જતી, અને થોડીવાર ‘ પેલી શ્યામ વાદળીઓની હારમાળા પ્રતિ એકાગ્ર નયને નીરખી રહેતી.’ પછી કટકટ દાદર ઉતરી એ નીચે મારા ખંડમાં આવતી અને ધીમે સ્વરે કહેતી : ‘ તમે સાંભળ્યું સ્વામી ! મારા ભગવાનના આગમનનો સમય થયો છે, એના દર્શન કરવા હું જાઉં છું. ’ આમ કહિ એ હવેલીએ ચાલી જતી.

આશ્ચર્યથી દિંગ્મૂખ થઈ હું નંદિતાના ત્વરાથી ઉપડતા પગલાનાં સ્પંદનો સાંભળતો બેસી રહેતો; અને મને થતું કે નંદિતા કોઈ દિવસ જરૂર એની ભકિતભાવના પાછળ પાગલ થઇ જશે.

નંદિતાનું અંતર ઉકેલવા, એના દરેક કાર્યમાં રસ લેવા, એને જોઇતી બધી સામગ્રી પૂરી પાડવા હું કેટલો ઉત્સુક—કેટલો આતુર હતો ! પણ જ્યારથી હું આ નાનકડા ગામના ગામેતીપદે આવ્યો હતો ત્યારથી મારી સ્થિતિ અતિ વિકટ બની ગઈ હતી—શ્મશાનભૂમિના કોઇ એકલવાયા ખંડેર જેવી. હું ભાગ્યે જ કોઇને મળવા જતો. ખુદ નંદિતા સાથે પણ કોઇવાર કામપ્રસંગે જ વાતચીત કરતો. એને એના ભગવાન પ્રિય હતા—મને મારા હિસાબકિતાબ. મારી આસપાસ કેવો સંસાર પથરાઈ રહ્યો હતો, અને એમાં કેવા માનવપ્રાણી વસી રહ્યા હતા એ જાણવાની કે પીછવાની મને જરાયે દરકાર નહોતી.

એક દિવસનું મને સ્મરણ છે. ત્યારે શ્રાવણ માસ જ ચાલતો હતો. ઋતુએ નૂતન સોહાગ પહેરી લીધા હતા. એ દિવસે સવારના મેઘજલના છંટકાવથી પ્રકૃતિમાતા ગંગાસ્નાન કરી આવ્યા હોય એવા લાગતા હતા, અને હું મારા ઓરડાની બારીમાંથી આ દૃશ્ય નીરખી રહ્યો હતો, એવામાં મારા દ્વાર પાસે કંઇક ખખડાટ થયો.

કોઇના કંકણનો મધુરધ્વનિ, તાજાં મંદાર ફુલમાંથી ઉડતી સુરભીએ મને સંસ્કાર જાગરણમાં ઉચકી લીધો. જરા પાછું ફરીને જોઉં છું તો બીજું કોણ હોય ? નંદિતા !

કોઈ ઉલ્લાસ અને આનંદની મૂર્તિ જેવી નંદિતાને જોવાની મેં આશા રાખેલી, પણ એ નંદિતા અત્યારે અહીં નહોતી. એના મોઢાં ઉપર કોઇ ગંભીર વિષાદની છાયા પથરાઈ ગઇ હતી. હળવે હળવે એ મારા આસન પાસે આવી અને મારા પગનો સ્પર્શ કરી સાદડી ઉપર બેઠી. એના નયનો કમલની પાંખડી જેમ બીડાયેલાં હતાં. 'આજ વ્હેલી ઉઠી હું મારા ભગવાનનાં દર્શન કરવા ગઇ હતી સ્વામી !' મંદ સ્વરે એણે બોલવાનો આરંભ કર્યો.

'હા, હા, કોઈ કોઇ વાર તું હવેલીએ જાય છે ને નંદિતા !' આશ્ચર્યચકિત દૃષ્ટિએ એના મુખારવિંદ તરફ જોઇ મેં પૂછ્યું.

'પણ મારા ભગવાન ત્યાં નહોતા સ્વામી !' એની આંખોમાં અશ્રુબિંદુ ગૂંથી એ બોલી.

'તું શું કહે છે નંદિતા !' એને સમજવાનો પ્રયત્ન કરવા હું આગળ વધ્યો.

'હું સાચું કહું છું સ્વામી ! મારા ભગવાન એ દેવસ્થાનમાંથી ચાલ્યા ગયા છે !" આંસુ લૂછી એણે આગળ ચલાવ્યું: 'હવેલીના પ્રવેશદ્વાર પાસે હજુ હું પહોંચતી હતી, ત્યાં મેં કેટલાક મહેતરો જોયા. એ લોકો મારા ભગવાનનાં દર્શન કરવા આવ્યા હતા સ્વામી ! પણ મંદિરના રક્ષકોએ એમને મારીને હડસેલી કાઢયા, અને મંદિરનાં દ્વાર બંધ કરી દીધાં, અને ફરી કોઈવાર એ દેવદ્વારે ન આવવાની આજ્ઞા કરી.

'ઓ સ્વામી ! એ લોકો દિનહિન બનીને ચાલ્યા ગયા, અને એમનાં ગરીબડાં મોઢાં ઉપર માનવતા કોઇ સૌભાગ્યહિન સ્રીની જેમ લજ્જાઇને પથરાઈ ગઇ. ત્યારથી મને થયું છે સ્વામી ! કે મારા

ભગવાન એ હવેલીમાંથી તિરસ્કૃત થઇ ચાલ્યા ગયા. અછૂતો એની સ્મરણમૂર્તિને એમને ઘેર ઉપાડી ગયા છે. એ લોકોએ મારા દેવતાના સુંદર પદામ્બુજો એમના હૃદય સિંહાસને પ્રતિષ્ઠાપિત કર્યા છે.' એટલું બોલી એ થોડીવાર મૌન રહી, અને પછી મારા ઉત્તરની રાહ જોયા વગર એના પૂજાના ખંડમાં ચાલી ગઈ.

બીજીસવારે હજુ જ્યાં હું મારા હિસાબકિતાબનાં પાનાં ઉથલાવવાની શરૂઆત કરતો હતો ત્યાં ફરીવાર મારા દ્વાર પાસે ખડખડાટ થયો. ફરીવાર એ આવી, મારા નૂતનસંસારની મીરાં. એની અલકલટો સ્કંધપ્રદેશ ઉપર પથરાઇને મનોહર લાગતી હતી; અને કપોલમાં કરેલી કુમકુમની આશકાએ જાણે મુક્તાફલનું રૂપ લીધું હતું. એ મારાથી થોડે દૂર સાદડી ઉપર બેઠી. આજ એના મોઢા ઉપર પ્રસન્નતા છાયી રહી હતી. એના અંતરનો બધો આનંદ જાણે કવિતા રૂપે પ્રગટ થઇ ફુલ જેવા કોમલ એના મુખારવિંદ ઉપર ઢોળાઇ જતો હતો. એણે કહ્યું: 'સાંભળો, ગઇ રાતે સ્વપ્નમાં મેં મારા ભગવાનનાં દર્શન કર્યાં.'

'તું શું કહે છે નંદિતા?' જીજ્ઞાસાપૂર્ણ દૃષ્ટિ કરી મેં એના મોઢાના ભાવ વાંચવા પ્રયત્ન કરવા માંડ્યો.

'હા. એના મૃદુલ પદામ્બુજો મારા હૃદય પર પડ્યા અને હું જાગી ગઈ. એમનું દર્શન મેં કર્યું. ઓ સ્વામી! જાણે હું ધન્ય બની ગઇ હોઉં એવું મને લાગ્યું. કોઇ શ્યામવાદળી જેવા મયુરમુકુટની પીછકલામાં મેં એમનું પવિત્ર દર્શન કર્યું.

'એમણે મને કહ્યું. એ લોકોએ મને તિરસ્કારી કાઢ્યો છે—આ મંદિરના રક્ષકોએ. હવે મારું સ્થાન એ સુવર્ણના ઝળહળિત અલંકારો, અને રેશમનાં ચમકતાં પીતામ્બરો વચ્ચે નથી. હવે તો હું મહેતરોના હૃદયમંદિરનો નિવાસી બન્યો છું, અને મારું સ્થાન એમની નિષ્કલંક ભક્તિભાવનામાં છે. ઓ સ્વામી! મને મારા ભગવાનની નિકટ જવાની

રજા આપો. મને એ બોલાવી રહ્યા છે, મહેતરોના દિન આવાસમાં. એનું દર્શન કરી મને ધન્ય થવા દો.' આટલું કહી એ મારા ચરણમાં ઢળી પડી.

મેં કહ્યું 'તારા અંતરના અવાજને અનુસરવામાં હું કદાપી તારી આડે નહિ આવું. તને જ્યારે ઠીક લાગે ત્યારે તું ત્યાં જઇ શકે છે. નંદિતા ! તારા ભગવાનની સેવાથી તું સારો સંસાર ઉજ્જવલ કરી શકીશ.'

મારા એ શબ્દોએ એ જાગ્રત થઈ ગઈ. કોઇ નવચેતનના સ્પર્શથી પુલકિત થઈ એ ત્યાંથી ઉઠી અને મારા ચરણનો સ્પર્શ કરી બહાર ચાલી ગઈ.

× × × ×

આખા ગામમાં હવે એક જ વાત ચર્ચાવી શરુ થઇ ગઇ હતી. અને તે મારી અને મારી પત્ની નંદિતાની. અનેક સત્ય, અસત્ય હકીકતોથી લોકો મારા કાનમાં વિષ રેડવા લાગ્યા હતા. મને ઉપાલંભોથી લાદી દેતા હતા, અને કોઈ કોઇ તો આ બધું નહિ અટકે તો મને ગામેતીપદમાંથી દૂર ફેંકી દેવાની ધમકીઓ પણ આપવા લાગ્યા હતા. છતાં હું મક્કમ હતો.

હું એ બધા ધર્મસ્થંભોને, અને જર્જરિત લોકપ્રણાલિકાના ઉપાસકોને એક જ ઉત્તર આપી રહ્યો હતો, અને મારા એ ઉત્તરમાં મેં નંદિતાના સ્રીત્વને પ્રધાનપદે મૂકયું હતું. મેં એ લોકોને સ્પષ્ટ જણાવી દીધું હતું કે નંદિતાના અંતરનો અવાજ રૂંધવાની મારી શક્તિ નહોતી, કારણ એ સમસ્ત વિશ્વના નારીત્વના પ્રતિરૂપ હતી, અને એને અપમાનવામાં હું સારા સંસારની હાંસી કરતો હોઉં એવું મને લાગતું હતું.

× × × ×

નંદિતા દિવસનો કેટલોક ભાગ ભંગીવાસમાં જ ગાળતી. એતો એના દેવતાની પૂજારિણી બની હતી. અને એનો એ દેવતા ગામના

ભંગી, ઢેડ, અને મહેતરોમાં વસી રહ્યો હતો. કોઈ નવજાગૃતિના સંદેશવાહક જેમ એ અછૂતોની વચ્ચે પડી હતી, અને એમના હૃદય પર શાસન ચલાવતી હતી.

એના શબ્દે શબ્દે મહેતરોના પ્રાણમાં નૂતન ધ્વનિ ઊઠતો હતો; અને એના પગલે પગલે જીવન પાથરી દેવા એ લોકો પાગલ થયા હતા. એ બધી દલિત કોમોનું સંગઠન કરી નંદિતા એના અગ્રપદે મહાલતી હતી. હવે એમને એક જ કાર્ય કરવાનું બાકી હતું. એમના તિરસ્કૃત દેવતાને ફરીવાર મંદિરમાં લઈ જવાનું. એ મંદિરપ્રવેશના સત્યાગ્રહના ભણકારા વાગી રહ્યા હતા.

નંદિતાએ દુંદુંભી–નાદ કરી દીધો હતો, અને સમુદ્રજલની અનેક ઉર્મિમાલા જેમ અછૂતોનો એ સાગર એ નાદે ઉછળી પડ્યો હતો.

એક દિવસ હવેલીના રક્ષકો જ્યારે નિરાંતે ઘોરતા હતા, અને સંધ્યા ધીમે પગલે આવતી હતી, ત્યારે વિદ્યુત્વેગે એક વાત ગામમાં પ્રસરી ગઇ હતી. મારો એક નોકર ખબર લાવ્યો હતો કે નંદિતાના અગ્રેસરપદે મહેતરોએ આજ મંદિરપ્રવેશનો હઠાગ્રહ કર્યો હતો. મામલાએ ગંભીર રૂપ પકડ્યું હતું, રક્ષકો અને મહેતરો વચ્ચે ઠીક ઠીક ઝપાઝપી થઇ હતી, અને બન્ને પક્ષોને સારી નુકસાની થઇ હતી.

ખબર સાંભળી હું અસ્વસ્થ બની ગયો હતો. મને નંદિતાની ફીકર લાગી હતી. રખેને, રક્ષકોએ એનું માથું પણ ફોડ્યું હોય !

અંતરતળે કોઇ અસહ્ય વેદનાથી હું પીડાઇ રહ્યો હતો, ત્યાંતો નંદિતા આવી. એના નયનોમાં દુઃખ અને વિષાદ છવાયેલાં હતાં. વેદનાની કોઈ અખંડ પ્રતિમા જેમ એ મારી પાસે આવી, અને મારા ચરણની રજ લઇ માથે ચડાવી.

નયનદ્વયમાં અશ્રુગૂંથી એ બોલી : ‘ મંદિરના રક્ષકોએ ફરીવાર મારા ભગવાનને દુષિત કર્યા છે સ્વામી ! એ લોકોએ એને તિરસ્કાર્યા

છે, અને લાઠીના ફટકા મારી દૂર હડસેલી કાઢ્યા છે. એ દરેક ફટકાએ મારા ભગવાનના અંતરમાં પારાવાર દુઃખ થયું છે. ઓ સ્વામી! એ લોકોએ રક્તપાત કર્યો છે, અને મારા ભગવાનના વદન ઉપર અનેક જખ્મો કર્યાં છે. એ બધામાંથી રૂધિરની ધારા ટપકે છે, અને હું મૂંગી બની, એ બધું સહન કરતી, તમારી પાસે યાચક જેમ આવી છું.'

'હું તારી કઈ સેવા કરી શકું નંદિતા!" ખિન્ન સ્વરે નંદિતાના ગંભીર મુખ ભણી દૃષ્ટિ ઠેરવી મેં પૂછ્યું.

થોડીવાર એ મૌન રહી. પારાવાર દુઃખ અને મંથનથી એના મોઢાના ભાવ પર થતું પરિવર્તન હું જોઇ રહ્યો હતો. આખરે તૂટી જતા કોઇ વીણાના તાર જેમ એ ઝણઝણી ઉઠી :

'તમે એ રક્ષકોને ન સમજાવી શકો સ્વામી! શા માટે એ મારા મહેતરોને મંદિરપ્રવેશની બંધી કરે છે? શા માટે એ મારા પીડિતોને અપમાનિત કરી દૂર હડસેલી કાઢે છે? તમે એ માટે કંઇ કરો જ, હું તમારા પગે પડું છું.' એના શબ્દોમાં કોઇ આર્દ્રાર્યોવ દર્દ પથરાઇ જતું હતું.

મેં કહ્યું: 'એ રક્ષકોના હૃદય ઉપર કોઈનું શાસન નથી. નંદિતા! હું એમને સમજાવું, પણ એમના પત્થર જેવાં હૃદય સુધી એની અસર નહિ પહોંચે. તું સાંભળે છે ને નંદિતા! એ હૃદયપરિવર્તનની વાત છે, એકલી સમજાવટની નહિ.'

'પણ તમે તો ગામેતીપદે છો સ્વામી! એ મંદિરો અને ધર્માચાર્યો ઉપદ તમારું શાસન છે. તમે એમને ફરજ ન પાડી શકો?' આર્તસ્વરે ફરીવાર નંદિતા બોલી.

મેં કહ્યું: 'કોઇના ધર્મ અને સંસ્કારો ઉપર આક્રમણ કરવાનો મને અધિકાર નથી. એમના દેવસ્થાનની પ્રતિષ્ઠા જ્યાં સુધી એમને

પ્રિય છે, ત્યાં સુધી તારા મહેતરો મંદિરના દ્વાર સુધી નહિ જઈ શકે. છતાં મારાથી બનતું હું બધુંયે કરી ચૂકીશ.'

પણ નંદિતા ઉપર મારા શબ્દોની કંઇપણ અસર ન થઈ. એના કંઠમાં ઝુલતી મંદારમાલાના ફુલ મસળતી એ બોલી: 'મારા ભગવાન હવે વધુવાર અપમાનિત થવાના નથી સ્વામી! અમે એક-વાર વધુ સત્યાગ્રહ કરવાના છીએ, અને આ વખતે અમે દેવદ્વાર ઉઘડાવીશું—નહિતર ત્યાં જ મરીશું.'

એના શબ્દોમાં કોઇ મક્કમ શ્રદ્ધા અને કાર્યબળ સમાયેલાં મને લાગ્યાં. થોડીવાર પછી એ ઉઠીને બહાર જવાની તૈયારી કરવા લાગી. એને ઉભી રાખી મેં પૂછ્યું: 'તારા મહેતરો આનંદમાં છેને નંદિતા! તારા એ ભગવાન પ્રસન્ન છે ને?'

એક છાનું મધુર સ્મિત મુખરેખાઓમાં છૂપાવી, જતી જતી એ કહેતી ગઈ: 'મને એમનો પ્રેમ મળ્યો છે સ્વામી! અને એ પ્રેમથી સારો સંસાર મળ્યો છે.'

× × × ×

બીજે દિવસે હું હવેલીના પૂજારી અને રક્ષકોને સમજાવવા ગયો. ખૂબ રકઝક કરી જોઇ, છતાં એમના પાષાણ હૃદય પીગળ્યાં નહિ. છેક મધ્યાહ્ને ઉઠીને ઘેર આવ્યો. હવેલીની પ્રતિષ્ઠા એમને પેલા મહેતરો કરતાં વધુ પ્રિય લાગી.

એ આખો દિવસ ચાલ્યો ગયો, અને બીજો ઉગ્યો. મારી બેચેની વધી પડી થોડું અજવાળું દેખાયું એટલે હું ઉઠીને નંદિતાના પૂજાના ખંડ તરફ વળ્યો. જોઉં છું તો નંદિતા ત્યાંથી બહાર ચાલી ગઈ હતી. નોકરને પૂછી જોયું તો ખબર પડી કે એ મહેતરોના આવાસ તરફ ઊપડી ગઇ હતી.

હું પણ એ પૂનિત ધામ ભણી પગલા ભરવા લાગ્યો. હળવે

હળવે ગામમાં એક વાત પ્રસરવા લાગી હતી કે આજ મહેતરોનો આખરી સત્યાગ્રહ થવાનો છે.

છેક છેવાડાના ભાગમાં જ્યાં અછૂતોના આવાસ હતા ત્યાં ધીમે ધીમે માનવસમુદાય એકઠો થવા લાગ્યો હતો. ઢેડ, ભંગી, ચમાર વગેરે કોમના પુરુષો અને સ્ત્રીઓ આ સત્યાગ્રહમાં ભાગ લેવા જમા થવા લાગ્યા હતા. થોડીવાર પછી એ બધા સરઘસના આકારમાં ગોઠવાઇને આગળને આગળ પગલા માંડી રહ્યા હતા. રસ્તા ઉપર ઉચ્ચ વર્ણના સ્ત્રીપુરુષો એમને જોવા ગોઠવાઇ ગયા હતા. સરઘસમાં મોખરે કેટલાક પુરુષો અને સ્ત્રીઓ હતી. એમાં નંદિતા બધાથી નોખી તરી આવતી હતી. એણે તાજાં શેફાલિ ફુલની માલા કંઠમાં નાખી હતી, અને કરકંકણની જગ્યાએ નાજુક ફુલ-ગ્રંથીઓ બાંધી હતી. એના ભાલમાં કુમકુમનું તીલક હતું, અને બન્ને હાથમાં કરતાલ હતા. એ બધા અછૂતો કરતાલ અને મંજીરાથી સુસજ્જ હતાં. કોઇ કોઇએ મૃદંગ લીધા હતા, અને સૌથી મોખરે નંદિતા સાથે એક નવયુવાન મહેતર હારમોનિયમ બજાવતો હતો.

લોકપ્રાણમાં નવચેતન ઉછાળતાં અને એમના અંતરનેપથ્યમાં છૂપાઇ રહેલી માનવતા જાગૃત કરતા, આ નૂતનપથયાત્રીઓ આગળને આગળ ચાલતા હતા. એમના મધુરા કિર્તનોથી આખું ગામ જાણે કોઇ અપૂર્વ રસનામાં ડૂબી જતું હોય એવું લાગતું હતું.

હવેલીના દ્વાર પાસે સરઘસ આવ્યું એટલે મંદિરના રક્ષકો લાઠીઓ લઇ એમનામાં ભંગાણુ પાડવા દોડયા, અને સખ્ત પ્રહારો કરી એમને છિન્નભિન્ન કરી નાખ્યા. ખુદ મંદિરના પૂજારીએ બુલંદ સ્વરે કહ્યું: 'હું મરું અને મારી લાશ ઉપરથી ભલે તમે ચાલ્યા આવો.'

એમની અસ્તવ્યસ્ત સ્થિતિ જોઇને નંદિતાએ ફરીવાર એમનું સંગઠન કર્યું; એમને મધુર શબ્દોએ શ્રદ્ધાબળ આપ્યું. મંદિરના દ્વાર પાસેજ ફરીવાર એ લોકો આવીને શાંત બની ઉભા રહ્યા. કોઇ સાથે

એમને તકરાર કરવી નહોતી. એમને એ સંસ્કારરક્ષુઓના હૃદયપરિવર્તન કરાવવા હતા. એટલે નંદિતાએ એના કરતાલના સુંદર કટકટ અવાજ સાથે એક સુંદર ગીતનો આરંભ કર્યો. વાતાવરણમાં કોઇ નૂતન તાઝગી પથરાઈ ગઈ. મંદિરના રક્ષકો એને સાંભળવા થંભી ગયા.

અને એ ગીતમાં એણે સવારની ઘેરી ઘૂસરમાં જ્યારે મથુરામાં કૃષ્ણજન્મથી આનંદિત થઇ વૃંદાવનના ગોપગોપીઓએ એમના કામકાજ પડતાં મૂકી નંદરાજાને ઘેર ઉત્સવ માંડયો, અને એમના ગોકુલચંદ્રની મતવાલી સુરત જોઇ જોઈ એ નરનારીઓ મૃંદગ અને કરતાલ લઈ કેવી રીતે નાચ્યા, અને એમનો પ્રાણ એ શૈશવ સ્વરૂપના ચરણકમલમાં પડી ધન્ય થયો એ ભાવના તરતી મૂકી દીધી ! આહ ! અને સકલ મહેતર નરનારી એ ગીતને ઝીલતા ગયા, જાણે એ લોકોના અંતર પણ પુલકિત થઇને એ ગોપગોપી જેમ નાચતા હતા.

પછી નંદિતાએ એ સુંદર ગીતનું બીજું ચરણ ઉપાડયું, અને એ સ્વરોમાં એણે કૃષ્ણબંસીના મધુર નાદથી કાલિંદીના શ્યામ જલ ઉછાળી મૂકયા, જ્યારે મથુરાની પનિહારીઓને રંજાડતો કાલીનાગનાથી એ નંદના છેલડાએ વૃંદાવનની પ્રજામાં આનંદ આનંદ ભરી દીધો, અને ગોપીકાઓએ અક્ષત કુમકુમથી એ શ્યામચરણ પૂજી આનંદમંગલ ગાયા, અને જાણે કે સારો સંસાર એ કલ્યાણભાવનાથી રંગાઇ જતો ન હોય એવી મધુરપ નંદિતા એના ગીતમાં ભરતી ગઇ.

એકત્રીત થયેલા બધા નરનારી નંદિતાના આ ગીતને મુગ્ધ બની સાંભળતા હતા. કરતાલ અને મંજીરાની એવી મધુર ધુન ભળી હતી ! ખુદ મંદિરનો પૂજારી પણ એમાં ગરકાવ થઇ ગયો હતો.

હવે નંદિતાએ એ ગીતનું છેલ્લું પદ ઉપાડયું.

અને એ પ્રેમપદમાં નંદિતાએ વિશ્વના નિત્યના યૌવન જેવા રાધા અને કૃષ્ણના પ્રણયભાવનાના નાદને વહેતો કર્યો. જ્યારે કુંજવિહારીની નૂતન બંસીના પ્રેમસ્વરોએ કુંજેકુંજે કોઇ અખૂટ મોહિની

ભરી દીધી, અને એ નાદ વૃક્ષ અને વલ્લરીમાં, લતામાં, અને ફુલ-ફુલમાં કોઇ મધુર ભાવના જગાવતો આગળને આગળ વહેવા લાગ્યો.

કોઇ નહોતું જાણતું કે એ સ્વરો ક્યાંથી આવે છે. કઇ અદૃષ્ય પગદંડીએથી એ ગીતશ્રેણી વહી રહી છે. બધા વૃજના નરનારી એ પ્રેમધ્વનિને અનુસરતાં, નિદ્રામાં ચાલતા માનવીઓ જેમ પાગલ થઈ નાચતાં, અખૂટ શ્રદ્ધાભર, વિશ્વાસભર, એ સ્વરમધુર ગીતના પદેપદે પગલા માંડતા, એ કુંજવિહારીના ચરણમાં પડી ધન્ય થવા દોડતા હતા. એની પ્રેમબંસીમાં લુપ્ત બની જીવન ભૂલી જવા સારા સંસારને એકત્ર કરી એક પ્રેમભાવનાથી રંગી દેવા એ લોકો કેટલા ઉત્સુક, કેટલા આતુર હતા ?

બધી પ્રેક્ષક મેદની નંદિતાના આ છેલ્લા પ્રેમપદથી પાગલ બની ગઇ હતી. જાણે એના ગીતે કોઇ ઉલ્કાપાત મચાવી દીધો હતો, જાણે એનું પ્રણયગીત સારા સંસારને આવકારી રહ્યું ન હોય, બધાને એક-મેકમાં ગૂંથાઇ જવા, બધો ભેદભાવ ભૂલી જવા એકત્ર રંગથી રંગાઇ જવા આવકારી રહ્યું ન હોય ! કેટલું કોમલ ! કેટલું આવેગ પ્રચુર !

માનવમેદનીમાં કંઇક ખળભળાટ થયો, મંદિરના મુખ્ય પૂજારી-એ આગળ આવી દ્વારની ચાવી નંદિતાના ચરણમાં ફેંકી એના ચરણનો સ્પર્શ કર્યો. અને ગદ્‌ગદિત્ કંઠે કહ્યું: 'તમારા લોકોની જીત થઇ છે નંદિતા ! અત્યાર સુધી હું એ પ્રેમગીત સ્વપ્નમાં સાંભળતો હતો, હવે જાગ્રત થઇને સાંભળું છું. કેટલું મધુર ! કેટલું પ્રકાશમય ! '

નંદિતાએ એના કરતાલ બંધ કર્યા, એટલે બધા વાદ્ય શાંત બની ગયા. મૌન સર્વત્ર છવાઈ ગયું. મંદ સ્વરે નંદિતાએ કહ્યું:

' મારા ભગવાનને હું પાછા લાવી છું પૂજારી! ' તમે એને એક વાર તીરસ્કારી–હડસેલી કાઢ્યા હતા, હવે એનો મંગલપ્રવેશ

થવા દ્યો. વૃંદાવનના ગીતે સારા સંસારને ઉજ્જવલ કર્યો છે. યુગો પહેલાં છેડેલાં એના પ્રેમબંસીના સ્વરોએ આજપણ માનવહૃદયને જકડીને બાંધી લીધા છે.' અને નંદિતાએ હવેલીના દ્વાર ખોલી નાખ્યા. માનો કે સારા સંસારના દ્વાર ખુલી ગયાં.

એના મહેતર ભજનિકોની મંડળી સહિત મંદિર પ્રવેશ કરતાં નંદિતાએ કોઈ કવિનું છેલ્લું પદ ફરી વાર એના કરતાલના સુંદર કટકટ અવાજ સાથે ગાયું:

પ્રેમને મનકી ગંગા યમુનાકો
સુખ સંગમ પે મીલાયા
ધન્ય ધન્ય વહ રસના જીસને
પ્રેમકા નીત ગુન ગાયા.

અને આખો સંસાર એ પ્રેમગૂંજને ગૂંજી રહ્યો.

# કૃષ્ણાની મા

કૃષ્ણાની માએ ઉતાવળથી પૂજાનું કામ આટોપી લીધું. એના ભગવાનના પાદ યુગલમાં કુસુમાંજલિનો છેલ્લો અર્ધ્ય ચડાવી, કપોલમાં શ્વેત ચંદનનું તિલક કરી કૃષ્ણાની મા ઊભાં થયાં. પૂજાના ખંડની બહાર આવી મોટો ઘાંટો કાઢી બોલ્યાં: ' કાલી ! ઓ કાલી ! '

ધુમાડાથી ઘેરાયેલા રસોડામાંથી વિહ્વલ જેમ દોડી આવી કાલી એમની નજીક ઠરી ગઇ. કહ્યું: ' કૃષ્ણાની મા, મને બોલાવતાં હતાં ? '

' અરે જોને જરા કૃષ્ણો ક્યાં ગયો છે ? નિશાળનો વખત થયો છતાં તને કદિ યાદ રહે છે કાલી ? ' ચંડીસ્વરૂપ ધારણ કરીને કૃષ્ણાની મા બોલ્યાં.

કાલી બહાર દોડી ગઇ. થોડી વારમાં ધૂળધૂળ લૂગડે ભરેલા છ સાત વરસના કૃષ્ણાને કાંડેથી પકડી અંદરના ખંડમાં લઇ ગઇ. ઝટપટ એનાં કપડાં કાઢી, હાથ પગ ધોઇ નવાં કપડાં પહેરાવી, બિંદી કરી, એના સ્લેટપેન કાલીએ પોતાના હાથમાં લઇ લીધા અને બન્ને બહાર ચાલ્યા ગયા.

કૃષ્ણાની મા સરોષ નયને આ બધું જોતાં ઊભાં હતાં છતાં કંઇ જ ન બોલ્યાં. એ બન્નેના ચાલ્યા ગયા પછી એમણે એક ઊંડો શ્વાસ લીધો. આનંદની એક છાની લહરી એમના મુખારવિંદ પરથી ફરી ચાલી ગઇ.

કૃષ્ણાને જ્યારથી નિશાળે મૂક્યો ત્યારથી અત્યાર સુધી બધું બરાબર ચાલતું હતું. ચૂસ્ત વૈષ્ણવ કુટુંબમાંથી આવેલાં હોવાથી કૃષ્ણાની મા ગમે તેમ ચલાવી લે એમ નહોતું. કૃષ્ણામાં ઉચ્ચ સંસ્કારોનું બીજારોપણ થાય, તેમજ ધર્મ અને ચારિત્ર્ય ઉપર એનો અંકુશ રહે એ જોવાનું કામ કૃષ્ણાની માનું હતું.

કૃષ્ણાના દરેક વર્તનમાં, કામકાજમાં, અભ્યાસક્રમમાં, અને જીવનમાં કૃષ્ણાની મા બહુ ઊંડો રસ લઈ રહ્યાં હતાં. એ બધાથી પર એમની ધર્મમીમાંસા બહુ તીવ્ર અને ચૂસ્ત હતી. વર્તમાન સમયની કોઈપણ નવવધૂ ગમે તેટલી ધર્મિષ્ઠ હોય, અને ચૂસ્તમાં ચૂસ્ત વૃષ્ણવ કુટુંબમાંથી આવી હોય તો પણ કૃષ્ણાની માની હરોળમાં નજ બેસી શકે. એટલી ઉગ્રતા કેળવવા જેટલું ડહાપણ એનામાં ભાગ્યે જ આવે.

નવી નિશાળે બેઠાને કૃષ્ણાને હજુ પાંચ જ મહિના થયા હતા. ત્યાં એક દિવસ એક અસામાન્ય ઘટના બની ગઈ. કૃષ્ણાના જીવનની બધી કારકિર્દી, બધી યશસ્વિતા ઉપર પાણી ફરી ગયું.

નાનકડો કૃષ્ણો એના એક ભાઈબંધને લઈને એક દિવસ મકાનના દરવાજામાં દાખલ થયો. તે દિવસે નિશાળેથી આવતાં કૃષ્ણાને બહુ મોડું થયું હતું અને કૃષ્ણાની મા, એની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યાં હતાં.

'કેમરે, ક્યાં હતો અત્યાર સુધી કૃષ્ણા ?' માએ ઉગ્રસ્વરૂપ ધારણ કરી કૃષ્ણાની ઝડતી લેવા માંડી: 'કલ્લુ સાથે રમતો હતો મા. પતંગ ચગાવવાની એવી મજા પડેલી !' ધીમું ધીમું હસતો કૃષ્ણો બોલ્યો. 'હં,' કૃષ્ણાની માએ જરા શ્વાસ લીધો. 'કોણ છે તારો કલ્લુ ?' કૃષ્ણાની માએ જોરથી ઘાંટો પાડી પૂછ્યું. ડઘાઈને

કૃષ્ણો બોલ્યો: 'આ સાથે છે તેજતો મા ! તમે એને નથી ઓળખતા? એનો બાપ રસ્તા ઝાડવાનું કામ કરે છે.'

કૃષ્ણો બોલી રહ્યો કે તરત જ માએ એનું કાંડુ પકડ્યું, અને અંદરના ખંડમાં લઇ ગઇ. એનો મિજબાન કલ્લુ જે આશાએ અહીં રમવા આવ્યો હતો, એ આશાનાં ફૂલ કરમાઈ જતાં ત્યાંથી પોતાના ઘેર ચાલ્યો ગયો. કોઈ અપમાનિત, તિરસ્કૃત થયેલી માનવતા જેમ.

કૃષ્ણાની માએ પ્રશ્નોની પરંપરાથી કાલીને છેક હતપ્રાય: દશામાં મૂકી દીધી. કાલી પાસેથી એમણે જાણી લીધું કે જે નવી નિશાળ હમણાં ઉઘડી હતી ત્યાં સવર્ણો સાથે હરિજનોને પણ ભણાવવામાં આવતા હતા.

બસ થઈ ચૂક્યું. એ આખી રાત કૃષ્ણાની માએ ધુંધવાયા કર્યું. ઢેઢ, ભંગી, ચમારના છોકરાઓ ઉચ્ચ વર્ણના છોકરાઓ સાથે બેસીને ભણે એ કથા એમનાથી સહી જાય એમ નહોતી.

સવારમાં જ સ્વામીના ચરણ પકડી એમણે કહ્યું: 'મારે ધર્મ છે, કર્મ છે, ભકિત છે, સાધના છે. તમારે કાંઇ નથી. તમારું જે કાંઈ નવું છે, એ આ અવતારમાં નકામું છે. મારા ભગવાનની મૂર્તિ પાસે બેસીને દોષિત ન થવું.'

'શું કહો છો કૃષ્ણાની મા ? મારાથી તો કંઇએ સમજાતું નથી.' સ્વામીએ હસતાં હસતાં પૂછ્યું.

'તમારા ઢેડ, ભંગી અને ચમાર સાથે મારા કૃષ્ણાને હું ભણવા નહિ મોકલી શકું. મને ક્ષમા કરો સ્વામી!' કૃષ્ણાની મા બોલી રહ્યાં.

'પણ એ ઢેડ ભંગી શું માણસ નથી? કૃષ્ણાની મા! એમને ભણવાનો હક્ક નથી?'

'એ ઢેડ ભંગી ભલે તમારા દેવતા હોય. કૃષ્ણાની સંસ્કાર-રક્ષાનું કામ જ્યાંસુધી મારા શિરે છે ત્યાં સુધી હું એને ત્યાં ભણવા નહિ મોકલી શકું.' કૃષ્ણાની માએ પુનરાવર્તન કર્યું.

સ્વામીને આખરે લાગ્યું કે કૃષ્ણાની મા સાથે વાદવિવાદમાં ઉતરવું એ પત્થર સાથે હૃદય પછાડવા જેવું હતું. એ મૌન રહ્યા.

બીજા દિવસથી કૃષ્ણાને નવી નિશાળ મૂકી જૂની નિશાળે જવાનું હતું. ખૂદ કાલી તેને ત્યાં મૂકી આવી, અને રડતો રડતો કૃષ્ણો ત્યાં સાંજ સુધી બેસી રહ્યો. સાંજે જ્યારે ઘેર આવ્યો ત્યારે રસ્તામાં કલ્લુ યાદ આવ્યો. પતંગની રમત યાદ આવી. પણ કલ્લુ ક્યાં?

દિવસ પછી દિવસ જવા લાગ્યા અને કૃષ્ણો કલ્લુને યાદ કરતો રહ્યો.

એના પાસે તિરસ્કાર નહોતો, અપમાન નહોતું, સંસારની કુટિલતાઓ નહોતી, કેવળ નિર્દોષ હૃદય હતું. એને એજ સમજ ન પડી કે શા માટે કોઈએ એને નવી નિશાળમાંથી ઊંચકી આ જૂની નિશાળે મૂકી દીધો હતો!

નિશાળનાં નવાં છોકરાઓના સહવાસમાં એને જરા પણ ગોઠતું નહોતું. કલ્લુ એને પાડા લખી આપતો, એને લેસન ઉતારી દેતો, હવે એ કરી આપે એવું અહીં કોઈ જ નહોતું. દિવસે દિવસે એનું ખીલીને અંકુરિત થયેલું હૃદય કરમાવા લાગ્યું. હવે જ્યારે સાંજે છૂટીને એ ઘર તરફ આવતો ત્યારે રસ્તામાં આવતી નવી નિશાળના દરવાજા પાસે કેટલીયેવાર ઊભો રહેતો.

કદાચ કલ્લુ આવતો હોય અને એને મળી શકાય એ આશાથી, છેક સાંજે રખડી રખડીને એ ભટકતો ઘેર આવતો.

અને એક દિવસ એની આશા ફળી પણ ખરી. નિશાળેથી છૂટીને એ તરત જ નવી નિશાળના દરવાજા પાસે દોડતો દોડતો

આવીને ઊભો. કલ્લુને એણે આબાદ પકડી પાડયો. દિવસોથી વિખૂટાં પડેલા બે મિત્રો એક બીજાને જોતા આનંદથી નાચી ઊઠયાં.

કલ્લુએ કહ્યું: 'મેં એક નવો પતંગ ગઇ કાલે લીધો છે. તું એનો કનકવા બાંધી આપે તો જ ઉડે. મને કનકવા બાંધતા નથી આવડતું એ તું જાણે છે.'

કૃષ્ણાની ના જ નહોતી. છેક મોડી સાંજ સુધી બન્નેએ ખૂબખૂબ પતંગ ઉડાડયો. મંદિરમાં સાયંઆરતીના ઘંટારવ થવા લાગ્યા, અને બાવાજીએ જોરથી શંખધ્વનિ કર્યો. પણ કૃષ્ણાને આજ કલ્લુના ઘેરથી પાછા વળવાનું મન થતું જ નહોતું.

રાત પડવા આવી હોવાથી કૃષ્ણાની માએ કાલીને કૃષ્ણાને શોધી લાવવા મોકલી. ખૂબ મહેનતના અંતે એ કલ્લુના ઘેરથી હાથ લાગ્યો.

ઘરમાં પ્રવેશતાં જ કૃષ્ણાની મા ઉગ્રસ્વરૂપ કરી બોલ્લાં: 'કેમ રે, ક્યાંથી પકડી લાવી કાલી ?'

'કલ્લુને ઘેરથી મા. એના સાથે બેસીને કૃષ્ણો સેવમમરા ખાતો હતો.'

'દૂર રાખ, દૂર રાખ કાલી, એ ભ્રષ્ટાને. ભંગી સાથે બેસીને ખાધું હોવાથી એ અપવિત્ર થયો છે. જા, જઇને નવડાવી આવ ગંગા ઘાટે.'

શિશિરઋતુ બેસી ગઈ હતી. નદીના જલમાંથી ઘો ઘો એવો અવાજ આવતો હતો. સૂકા, ચીમળાઇ ગયેલા કદંબવૃક્ષનાં પાંદડાં કચરીને ચાલતી કાલી ઠંડા પવનના સૂસવાટાથી થરથરતી થરથરતી કૃષ્ણાને નવડાવી ઘરપ્રતિ વળતી હતી.

એ રાત્રિએ કૃષ્ણાએ જેવું તેવું ખાધું અને સૂઇ ગયો. સવારમાં જ્યારે જાગ્યો ત્યારે એની કુમળી દેહલતા અંગારા જેમ ધગતી હતી.

એનું હસતું મોઢું ચીમળાઇ ગયું હતું. પથારીમાંથી એ ઊભો જ ન થઇ શકયો.

કૃષ્ણાની માને જ્યારે એ ખબર પડી ત્યારે જાણે એને કોઇએ ચમાટ મારી ન હોય એમ એનું મોઢું પડી ગયું. ધીમે પગલે અંતરમાં પારાવાર વ્યથા સાથે એ કૃષ્ણાની પથારી પાસે બેઠાં, અને કૃષ્ણાના માથા પર હાથ મૂકયો.

એ આખો દિવસ તાવ ઉતર્યો જ નહિ.

કૃષ્ણાની માએ મોટા ડૅાકટરને તેડાવ્યો અને એ દવા આપીને ચાલ્યો ગયો.

અને એ આખો દિવસ કૃષ્ણો કોઇ ચિતભ્રમ જેમ બોલતો હતો, વારંવાર એ કલ્લુને યાદ કરતો હતો, અને તાવની પીડા સહન ન થવાથી હવામાં હાથ ઉછાળતો હતો.

એ શેષ દિવસ ચાલ્યો ગયો. મધ્ય રાત્રિએ કૃષ્ણાની પથારી પાસે માતા પિતા બન્ને ગમગીન, આંસુભર્યાં વદને બેઠાં હતાં. અત્યારે કૃષ્ણાને તાવ ખૂબ ચડયો હતો. સ્વામીથી આ ન સહન થઈ શકયું. એમણે કહ્યું: 'હું જાઉં છું કૃષ્ણાની મા, મોટા સર્જનને તેડી લાવું છું.'

અશ્રુમૂર્તિ જેમ કૃષ્ણાની મા એના સુંદર પણ અત્યારે કુરૂપ થયેલા પુત્રને તાકતાં મોડી રાત સુધી બેસી રહ્યાં.

કૃષ્ણો જેમ તેમ બોલતો હતો. જાણે એ બધાને યાદ કરતો હતો. છેવટે એણે પૂછયું: 'કલ્લુ આવ્યો છે મા? એણે નવો પતંગ લીધો છે અને મારે એ ઉડાડવા જવું છે. તમે જવા દેશો ને મા?' ચોધાર આંસુએ રડતાં રડતાં કૃષ્ણાની માએ કહ્યું: 'કલ્લુ આવ્યો છે કૃષ્ણા, એ તને આ ઘરમાંથી બહાર લઈ જવા આવ્યો છે.' કહી એ કૃષ્ણાની પથારી પર મૂર્છિત થઈ ઢળી પડયાં.

# શ્યામા

એક નાનકડા ગામના એક ગરીબ ઘરમાં આજે લગ્નોત્સવની ધામધૂમ મચી હતી. શ્યામાના આજ વિવાહ થવાના હતા, અને તેની માસી તેને આ અકિંચન ઘરમાંથી કોઈ પરાયાના, ઘરમાં મૂકવાની તૈયારીમાં પડી હતી.

આજૂબાજૂની પડોસણોને બોલાવાઇ હતી, અને એ દરેક પોતપોતાના વસ્ત્રાભૂષણો, અને વેશપરિધાનો લઇને ગરીબ ઘરની આ શ્યામાને શણુગારવામાં પડી હતી.

આ વૈશાખ માસ ચાલતો હતો, અને ગૃહ આંગણામાં પાંગરેલા તુલસીકુંડમાંથી મધુર સૌરભ આવી વાતાવરણને પવિત્રતાથી સંમાર્જિત કરી ચાલી જતી હતી. બહાર ઢોલીએ જોરજોરથી દાંડી પીટવાનું શરુ કર્યું હતું, અને વરપક્ષના માણસો હવે નજિકમાં જ આવી લાગ્યા હતા એ ચોક્કસ હતું.

ત્યાં તો શરણાઇવાળાઓએ મધુર સરોદે સ્વાગતગીતનો આરંભ કર્યો, અને વરપક્ષના કેટલાક સુશોભિત વસ્ત્રાલંકારોમાં સજ્જ થયેલા માણસો અને વરરાજા આવી લાગ્યા. માસીએ ઝટપટ બહાર આવી એ બધાને સન્માનથી માંડવા નીચે બેસાડ્યા.

લગભગ બધી તૈયારીઓ હવે થઈ ગઈ હતી. બાજુની પડોશણ સરયુએ પોતાના સોનાના કંકણ શ્યામાને પહેરાવી દીધાં, અને કપોલમાં સીંદુરની આડ કરી, પગપાનીએ અળતો લગાવી દીધો. શ્યામા કુરૂપા હતી તોય કંઈક સુંદર, મનમોહક લાગવા માંડી. નવસંસારમાં પગલાં માંડવા કન્યા હવે યોગ્ય થઇ ગઈ હતી.

સરયુએ શ્યામાને એક રંગીન બાજઠ ઉપર બેસાડી દીધી અને પછી નીરખી નીરખીને એને જોવા લાગી.

વેશપરિધાનમાં, શૃંગારસજ્જાવટમાં ક્યાંય ખામી તો રહી નથી ગઇ ? સ્ત્રીસહજ કુતૂહલતાથી, કંઈક આનંદની મસ્તીથી તે આ સાક્ષાત કાલીમાતાના શ્યામસ્વરૂપને જોઈ રહી હતી. ત્યાંતો માસીનો ઉગ્ર સ્વર સંભળાયો.

ઓરડામાં આવી ઘાંટો પાડી માસી બોલ્યાં: ' હવે કેટલી વાર છે સરયુ ? બહાર વરપક્ષના માણસો અધિરા બન્યા છે, અને તમારું તો કંઇ ઠેકાણું નથી.' ચંડિકાસ્વરૂપ માસી અત્યારે ક્રોધમાં બોલતાં હતાં.

સરયુ સમય પારખી ગઈ. હસતાં હસતાં એણે કહ્યું: 'કંઇ વાર નથી, માસી ! શ્યામાને જરા શ્વેત પાનેતર ઓઢાડી લઉં. કંઈ ખામી તો નથી લાગતીને ? તમે જરા જુઓ તો ખરાં ! '

' એના રૂપમાં ક્યાં ખામી હતી ! બ્રહ્માએ એને ઘડીને હાથ ધોઇ નાંખ્યા છે. એક ગાંસડો ઘરેણાથી આ રૂપને લાદી દઇશ તો પણ અંધારું ને અંધારું જ રહેવાનું છે. ' આટલું બોલી એક તિરસ્કારયુક્ત દૃષ્ટિ શ્યામા તરફ ફેંકી માસી ત્યાંથી ચાલ્યાં ગયાં.

શ્યામા કંઇ જ બોલી નહિ. એની મોટી શ્યામ આંખોમાંથી બે ત્રણ અશ્રુબિન્દુ ગાલ ઉપર ટપકી પડયાં. કોઇ વેદનામૂર્તિ જેમ, એ ફૂલનું મૌન ધારણ કરીને બેસી રહી.

ત્યાં તો શોરબકોરે ખૂબ ઉગ્રસ્વરૂપ પકડયું; ગોરમહારાજના ઘાંટા સંભળાવા લાગ્યા. અને સરયુ ઉતાવળથી કન્યાને લગ્નમંડપમાં ખેંચી ગઇ.

માસી કોઇ ચિત્તભ્રમિત સ્ત્રીની જેમ અહીંથી તહીં દોડતી હતી. ઘરમાં કોઈ પુરુષ ન હોવાથી આ લગ્ન પ્રસંગનું કામકાજ બધું એકલે હાથે એને જ પતાવવાનું હતું. બધાના મેણાંટૂણાં ખાવાનું, બધાની તબિયત સાચવવાનું અને વરરાજાની ચરણરજ જેમ દબાતા રહેવાનું.

કેટલીયે મુશ્કેલીઓ, વર પક્ષના ધમપછાડાઓ–ઝઘડાઓ, ટપાટપીઓ, વાગ્યુદ્ધો, અને રૂદનના કરુણ દૃષ્યો પછી શ્યામાનું પાણીગ્રહણ કબૂલ થયું, અને એનો નવવધુ તરીકે સ્વીકાર થયો ત્યારે જ માસીના ખોળિયામાં જીવ આવ્યો. જાણે કોઇ મહાન ગિરિશિખરનો ભાર એના માથા ઉપરથી હવે ઉતરી ગયો ન હોય, એમ આનંદની, સંતોષની એક આછી ઊર્મિ એના કરચલી પડેલા મોઢા ઉપરથી ફરી ગઇ.

બીજે દિવસે જાનને વિદાય કરવાનો સમય આવી પહોંચ્યો. શ્વસુરગૃહે વિદાય થવાની બધી તૈયારીઓ થઇ ગઇ. માસીએ વરરાજાની ચરણરજ લઇ માથે ચડાવી, અને શ્યામાને આગળ કરી.

ઘૂંઘટમાંથી શ્યામાએ પોતાની સરખી વયની સખીઓ, સ્વજનો, અને ચિરપરિચિત વસ્તુઓને ફરીફરીને જોઇ લીધી.

બચપણના સ્મરણો એક પછી એક એના ઘાયલ થયેલા હૃદય ઉપર સ્વારી કરવા લાગ્યા. એ અત્યારે કયાં જઈ રહી હતી તેની એને જરાયે ખબર નહોતી. એના જીવનનું નાવ ખરાબામાં હતું કે સારા માર્ગે હતું તેની પણ એને ખબર નહોતી. કોઇ અજાણ્યા પુરુષ સાથે, જેને તેણે કદી પહેલાં જોગો પણ નહોતો, એના સ્વભાવ વિષે, ચારિત્ર્ય વિષે, સંસ્કાર વિષે એ કંઇ પણ જાણતી નહોતી. મનમાં મનમાં એ પ્રાર્થનાનું હૃદય લઇને બોલી ‘ ભગવાન તમે શું

મારી પરીક્ષા લઇ રહ્યા છો?' અને એની આંખોમાં અશ્રુબિન્દુ ગૂંથાઇ ગયાં.

વિદાય લેતી વેળાએ એ માસીના પગમાં પડી ત્યારે આંસુઓનો અભિષેક ત્યાં ઠલવાઇ ગયો. ગદ્‌ગદિત કંઠે માસી બોલીઃ 'સર્વ શુભદાતા તારું કલ્યાણ કરે.' અને વિદાયનો છેલ્લો પડદો ઉંચકાઇ ગયો. વરરાજાની સ્વારી રવાના થઇ ગઇ.

× × ×

જાનને જેમ તેમ વિદાય કર્યા પછી જ્યારે બધો કોલાહલ શાંત પડી ગયો, અને પાડોસણો નિજનિજને ગૃહે ચાલી ગઇ, ત્યારે અત્યંત થાકથી પરશ્રમિત થયેલાં માસી પોતાના સૂના ઘરમાં થોડીક રખડતી માટલીઓ વચ્ચે એક ફાટેલી સાદડી પાથરીને બેઠાં. અર્ધ-મીંચેલી આંખોએ એ નિદિધ્યાસનમાં પડી ગયા. વારંવાર એક પછી એક પ્રસંગો એના સ્મરણપટ પર આલેખાઈને ભૂંસાવા લાગ્યા. શ્વેતરંગી રેશમી પાનેતરના છેડા પોતાના વસ્ત્રના છેડા સાથે બાંધીને કોઇ અજાણ્યો માણસ એની શ્યામાને ઢસડી જતો હતો. એ એણે જોયું. એ શ્યામાની આંખોમાં આંસુ હતા, વેદના હતી, જીવનનો થાક હતો, છતાં એ તેના માટે કશુંયે કરી શકે એમ નહોતી. એ નિઃસહાય હતી. ભલે તેને ઢસડી જતાં–આ માબાપ વિનાની છોકરીને. તેને સંભાળવાવાળું કોણ હતું? કોણ એ અનાથ બાલિકાનો રક્ષક બનીને ઊભો રહે એમ હતો? કોણ એને સુવર્ણમંડિત પ્રતિભાના ઉચ્ચ સિંહાસને બેસાડી શકે એમ હતું?

છેક બચપણમાં જ માબાપ અને સ્વજન સંબંધીઓ બધા પરવારી ગયા, અને શ્યામાને પોતાને ખોળે મૂકતા ગયા એ એને સાંભળી આવ્યું. કેટકેટલી મુસીબતો, દુઃખો અને આજીવીકાના સનાતન યુદ્ધો વચ્ચે કોઇ અજેય યોદ્ધાની જેમ ઝઘડીને એણે શ્યામાને આટલી મોટી કરી હતી.

અને વધુમાં એનું રૂપ, કલકત્તાની ભૈરવી કાલીમાતા જેવું. માથાના કેશથી પગપાની સુધી કાળી, કુરૂપા કોણ આ રૂપના ઢગલા સાથે લગ્નગ્રંથિથી જોડાવા તૈયાર થાય? કોણ એની સાથે નવસંસારના પગલાં માંડે?

એક પછી એક દૃશ્યો ઉપ્રડતા જતા હતા. છેક છેલ્લા દૃશ્યે તો એનું હૃદય ભરાઇ આવ્યું.

જ્યારે પોતે અત્યાર સુધી મજૂરી કરી કરીને બચાવેલું બધુંયે વરરાજાના ચરણકમલમાં મૂકીને એણે આર્દ્રસ્વરે કહ્યું હતું: ' જેવી તેવી, મારી આટલી પૂજા સ્વીકારો મહારાજ.' અને હવે પોતાના માટે બાકી શું રહ્યું હતું? ઘરઘર ભટકીને ભીખ માંગવાનું. ત્રણચાર ફાટેલા વસ્ત્રો, થોડુંક ફૂટેલું રાચરચીલું અને એક જળ ભરવાનું બેડું. ઓ ભગવાન! ભૂતકાળ અને વર્તમાનની ભૂમિકા વચ્ચે ગોથાં ખાતી માસીની આંખમાં આંસુ આવી ગયાં. એનું હૃદય જાણે ઊર્મિ-વિવશ બની ઢોળાઈ ગયું. સર્વત્ર એને દેખાતું હતું માત્ર અંધારું, અંધારું, અને બીજું કંઈ નહિ.

થોડીવાર પછી કંઇક સ્વસ્થ થઇ માસી ઊઠી, પાણીઆરા ઉપર એક જર્જરિત હરીકેન ફાનસ સળગતું હતું એ હોલવી નાખ્યું. અને કોઈ બળી ગયેલ કાષ્ટના ટુકડાની જેમ ઢગલો થઇને ચટાઇ ઉપર પડી.

× × ×

સવારે જ્યારે એ જાગી ત્યારે એના અંગેઅંગમાં જાણે થાક ઊભરાઈ જતો નહોય એવું એને લાગ્યું. આળસ મરડીને એ ઊઠી અને જોયું તો ગ્રામપનિહારીઓ માથે જલ બેડાં મૂકીને નદીઘાટે જઈ રહી હતી. સારી પ્રકૃતિ આનંદના કોઇ મધુર જાગરણમાં પડી હતી.

ઊઠીને એણે ઘરની અસ્તવ્યસ્ત સ્થિતિને સુધારી. જ્યાં ત્યાં વેરાયેલા ફૂલ, કુંકુમ, અને માટીની માટલીઓ ઠેકાણે પાડી. ત્યાં તો અચાનક કોઇના બળદના કંઠની ટોકરીઓનો મધુર ગુંજારવ પથરાઇ

ગયો. એક ગાડું આવીને તેની પાસેના ઘર પાસે ઊભું રહ્યું. એ જુગલદાદા હતા. પડોશણ સરયુના સ્વામીનાથ.

જુગલદાદા આ ગામના દેવતા હતા એમ કહીએ તો ચાલે. એમનું જાજરમાન વ્યક્તિત્વ, ઊંચું સશક્ત શરીર, અને તેજસ્વી બુદ્ધિપ્રતિભા એમને બધાથી જુદા પાડી નાખતા હતા.

આવતાવેંત એમણે માસીના ઘરમાં પ્રવેશ કર્યો.

'જુગલદાદા! તમે આવી ગયા?' માસીએ વિસ્મિત બનીને પૂછ્યું, અને સર્વ કામકાજ એક બાજુ મૂકીને તે એમના સ્વાગતમાં પડી.

એક જર્જરિત આરામ ખુરશી નાખીને એણે જુગલદાદાને ત્યાં બેસાડ્યા. દોડીને મેડા ઉપરથી વર્ષો થયા આવાવરૂ પડેલો એક હુક્કો લઈ આવી. અને તંબાકુ ભરીને એમની પાસે મૂક્યો અને પછી એમના મુખપ્રતિ એકાગ્ર નયનોએ નિરખતી એ જરા દૂર બેઠી.

'ગામ લોકો પાસેથી સાંભળ્યું છે માસી કે તમે શ્યામાના લગ્ન કરી નાખ્યા?' હુક્કાગાંથી ધુમાડા કાઢતા કાઢતા જુગલદાદાએ શરૂઆત કરી.

'હા, દાદા! મહીનાઓ સુધી તમારી રાહ જોઈ. મનમાં થતું હતું કે તમારી સલાહ લઈને આગળ પગલું ભરું, પણ તમે દેશાવરમાં રોકાઈ ગયા, અને મારાથી શ્યામાના લગ્ન વધુ વાર ઠેલી શકાય એમ નહોતા.' માસી બોલી રહ્યા અને પડીકામાંથી છીંકણી કાઢીને એક ચપટી નાકમાં ચડાવી.

'ઠેકાણું સારું મળ્યું હશે?' ઝીણી આંખોએ ગંભીર મુખ-મુદ્રા ધારણ કરતા ફરીવાર દાદા બોલ્યા.

'છોકરો બહુ સારો છે. સુંદર કનૈયાકુંવર જેવો. સાંભળ્યું છે કે કલકત્તાની કોઈ પેઢીમાં નોકરી કરે છે. એવું સરસ ઘર! દાદા, મૂળ તો એ લોકો આજ ગામના રહેવાસીને!' માસી બોલી રહ્યાં.

'એનું નામ?' સોત્કંઠ બની જુગલદાદાએ પ્રશ્નની પરંપરાઓ ચાલુ કરી.

'બિહારીલાલ ઠાકુર એના પિતાનું નામ. ત્રણ સાલ પહેલાં એનું અહીં પ્લેગથી મૃત્યુ થયું એ તમે જાણો છો. ત્યારથી છોકરો ઘનશ્યામ કલકત્તા ભણવા ગયેલો. હમણાં તો અનેક પરિવાર વચ્ચે એ વીંટાયેલો છે. સારી આવક છે, એટલે શ્યામાને સુખ અને સમૃદ્ધિની રેલમછેલ ઉડતી હશે. સાચું કહું છું દાદા! શ્યામા માટે ઘનશ્યામ સિવાયના બધા મુરતિયાઓ હું નીચા દરજ્જાના સમજું છું.'

જુગલદાદા થોડીવાર મૌન બની બેસી રહ્યા. પછી માસી તરફ એક વેધક દૃષ્ટિ નાખી એ ખૂબ જોરથી હસી પડયા.

'હા માસી. તમારી પસંદગી સર્વાંશે સરસ નીવડી છે. ઘનશ્યામને તમે ઓળખતા નથી, હું ઓળખું છું. અનેકવાર કામ પ્રસંગે હું કલકત્તા જાઉં છું ત્યારે એના નીકટ પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું છે. અનેક ધાડના કેસોમાં, ખૂનના કેસોમાં, અને ઉઠાવગીરીઓમાં એનો હાથ છે. અનેકવાર એ મૃત્યુના મુખમાંથી ઉગરી ગયો છે, અનેકવાર જેલની કોટડીમાં જતો બચી ગયો છે, અને એ બધું એના કાકાના પ્રતાપે; જેની અત્યંત લાગવગ, પ્રતિષ્ઠા, અને કુનેહથી ઘનશ્યામનો દેહ સલામત છે. તમને એ લોકો છેતરી ગયા છે. આ એકલી ધોખાબાજી છે, અને બીજું કંઇ નથી. જેને ચારિત્ર્ય નથી, જીવનના આદર્શો નથી, ભાવના નથી, એવા એક બદમાશના ચરણની દાસી બનવા તમે શ્યામાને ત્યાં ધકેલી દીધી છે. શ્યામાના જીવનને તમે ધૂળમાં રગદોળી નાંખ્યું છે.' જુગલદાદા બોલી રહ્યા. એમણે હુક્કો એક બાજુ મૂકી દીધો, અને દુપટ્ટાથી હવા ખાવા લાગ્યા. જાણે એમના અંતરમાં ઉકળાટ સમાતો નહોતો.

'ત્યારે બીજું કરું શું?' કંઠમાં બધીયે ગ્લાની ભરીને માસીએ એક ડૂસકું ખાધું, અને આગળ બોલ્યાઃ

'એકલી અટુલી, ગામ લોકોના અનેક ઉપાલંભો, અને પ્રહારો; કોણ મારું રક્ષણ બનીને ઉભું રહે એમ હતું? કોણ મારો હાથ દોરે એમ હતું? અને શ્યામા! ઓ ભગવાન! શા માટે તેં મને વૈધવ્ય આપ્યું?'

'શ્યામાએ શું બગાડ્યું હતું?' જુગલદાદા સરોષ બોલ્યા: 'એની આંખમાં આંસુ સિવાય મેં કદીયે બીજું કંઇ જોયું નથી.'

'પણ તમે જ કહો કે બીજું કોણ એનો હાથ પકડે એમ હતું? શ્યામ વર્ણ, રૂપરંગ કે ઘાટનું કંઇ ઠેકાણું નહિ. કામકાજમાં શૂન્ય, આખો દિવસ ચોપડીઓ વાંચ્યા કરે. તમે જ કહોને જુગલદાદા, કોણ આ કોલસાને એના આંગણામાં આવવા દે?' માસીએ એનો બચાવ રજુ કર્યો.

'એટલે કોલસાને તમે ઉકરડામાં ફેંક્યો? જ્યાં એ સડીસડીને મરી જાય. એથી એ લગ્ન વગરની શું ખરાબ લાગતી હતી? શું તમારા હૃદયમાં જરાએ અનુકંપા ન આવી?' જુગલદાદાનો અવિરત ધોધ ચાલ્યો જતો હતો. માસી, એ બધું નીચું માથું નાખીને સાંભળતા હતા. જાણે કોઇ અપરાધીની સ્ત્રી ન્યાયની અદાલતમાં આવીને બેઠી હોય એવી એની સ્થિતિ અત્યારે હતી. થોડીવાર મૌન જામી ગયું. ફરીવાર માસીએ એની શબ્દધારા વહેતી કરી; ત્યારે એની આંખોમાં આંસુ હતાં.

'એક તો આર્થિક મુંઝવણોમાં દબાયેલી પડી જ હતી, વધુમાં શ્યામા લગ્નવયની થતી જતી હતી, અને મેં એના લગ્ન કરી નાખ્યા ન કોઇને પૂછ્યું, ન કોઇની સિફારસ સાંભળી, આજ હવે મારું હૃદય રડે છે. તમે સમજો છો જુગલદાદા, કે શ્યામાને લગ્નગ્રંથિથી જોડી હું સુખી થઇ છું, પરમ સંતોષિની થઇ છું, પણ એવું નથી. મારા અંતરમાં આગ સળગે છે. એના સૌભાગ્યનાથની કલંકકથા તમારા મોઢેથી સાંભળીને મારું હૃદય પારાવાર વ્યથામાં દબાઇ જાય છે. હું

શું કરું ? કયાં જાઉં ? જુગલદાદા, મારા માર્ગમાં અંધારા ઉલેચાય છે. એ દિવસ હજી મારા સ્મરણપટમાં તાજો જ પડયો છે. જ્યારે શ્યામાને છેડાછેડી બાંધીને કોઈ મારાથી દૂરસુદૂર લઈ જતું હોય એવું મને લાગતું હતું. અત્યારે એ વાત મને સાચી લાગે છે. જાણે એને કોઈ મારાથી દૂરદૂર ઉપાડી ગયું છે, અને ફરીવાર એના પ્રેમલ, ભાવભીના નયનો જોવા હું ભાગ્યશાળી બનીશ કે નહિ એ હું નથી જાણુતી. '

માસી બોલી રહી. એણે સાડલાના છેડાવતી આંસુ લૂછી નાખ્યા કે તુરત જ એક દીર્ઘ નિશ્વાસ મૂકી જુગલદાદા આરામખુરશી પરથી ઉભા થયા અને ગૃહબહાર ચાલ્યા ગયા. એમની આંખોમાં જે અશ્રુ-જલ હતાં એ કોઈ જોઇ ગયું હોત તો ?

\+ \+ \+

ચાર પાંચ માસ એમ જ ચાલ્યા ગયા. પણ શ્યમાના શ્વસુરગૃહ તરફથી કંઇ સમાચાર જ આવ્યા નહિ. માસીને થયું કે શ્યામા એક અત્યંત સુખ અને સમૃદ્ધિથી છલકાઇ જતા ઘરની વહુરાણી થઇ છે એથી કદાચ એ વૈભવમાં અને આનંદોત્સવમાં આ ગરીબડી, કંગાલ, દુઃખી માસીને પત્ર લખવાનું ભૂલી ગઈ હશે. કોઈકોઈવાર એના હૃદયમાં એમ પણ થતું કે શ્યામાના પત્રની આશા હવે કયે મોઢે રાખવી ?

જ્યારે એ એના ઘરમાં હતી ત્યારે શું સુખ પામી શકી હતી ? કેટકેટલા મેણા, ટૂંબા, ઉપાલંભો, અને માનવતાહિન ત્રાસજનક દુઃખથી એને પોતે રીબાવતી હતી ?

જ્યારે જ્યારે એ આવા પ્રકારની વિચારશ્રેણીમાં ડૂબી જતી ત્યારે એના અંતરની વેદના ઉગ્રરૂપ પકડતી. એને અંતરતલે થતું કે શ્યામાને એણે ખૂબ અન્યાય કર્યો હતો, અને હવે પોતાના જીવનમાં એકલા પરિતાપ અને આંસુ સિવાય બીજું કંઇ નહોતું.

બીજું એક વર્ષ પણ એમ જ ચાલ્યું ગયું, પણ વરપક્ષના ધનિક

આવાસ તરફથી માસીની તૂટીફુટી ઝુંપડી તરફ એક પણ મીઠી દૃષ્ટિ થઈ નહિ. જાણે શ્યામા કોઈ એવા અજાણ્યા સ્થળે ચાલી ગઈ હતી જ્યાંથી એ કદાચ પાછી ફરી શકશે કે કેમ એવી ઉગ્ર શંકા માસીને થઈ.

એક વખત ફરીવાર એણે જુગલદાદાને વિનીતભાવે પ્રાર્થના કરી જોઇ.

'કલકત્તા જઇને તમે શ્યામાને તેડી લાવોને !'

'હું ક્યાં જાઉં ?' જુગલદાદા બોલ્યા. 'નથી એ કુબેરપતિના આાવસની ખબર, કદાચ એ લોકો કોઇ અજાણ્યા સ્થળે રહેવા ચાલ્યા ગયા હોય, અને હું ભટકતો જ રહું.'

માસી સારી રીતે જાણુતા હતા કે જુગલદાદા આ બધું વ્યંગમાં બોલતા હતા. એના અંતરમાં જ્યારે પુત્રી મિલનની વેદના જાગી હતી ત્યારે એ એને ડામતા હતા.

'તમારે જવું જ પડશે જુગલદાદા! એ ક્યાંય પણ હોય, ભલે પાતાળમાં હોય, કાલીનાગ સાથે વેર કરીને પણ તમારે એને અહીં લઇ આવવી પડશે.'

જુગલદાદા કંઇક નરમ પડ્યા, માસીના મોઢા ઉપર છવાયેલી આ દુઃખની વેદના એમનાથી છૂપી નહોતી. એ બોલ્યા: 'ભલે ત્યારે કાલે જ પ્રસ્થાન કરું છું.'

×　　　　×　　　　×

પંદર દિવસ પછી જુગલદાદા શ્યામાને લઈ માસી પાસે આવ્યા.

ત્યારે માસીને લાગ્યું કે અત્યારની અને પહેલાની શ્યામા વચ્ચે એક યુગનું પરિવર્તન થઇ ગયું છે.

એના ગાત્રેગાત્રમાંથી જાણે ચેતન ઓસરી ગયું હોય, એમ નિરાસા અને વેદનાનો ઢગલો થઈને એ માંડ માંડ માસીની સમિપમાં ઉભી હતી. ગાલમાં ખાડા, મોઢા ઉપર જ્યાં ત્યાં ડામની નિશાનીઓ,

કપાળમાં કોઈ ઊંડા રૂઝાઇ ગયેલા ઘાની ખાડ, ઊંડી ઉતરી ગયેલી આંખો, ઓહ! શું શું સીતમો અને કષ્ટો એના ઉપર નહિ નાંખવામાં આવ્યા હોય એ જ માત્ર વિચારવાનું બાકી હતું. એનું જીવન અત્યારે એક કરૂણ કાવ્ય જેવું હતું. જેના ભાવ એના મોઢા ઉપર પથરાયેલા હતા. રડીરડીને થાકી ગયેલી, એ આંખોમાંથી જાણે પ્રકાશ પણ ચાલ્યો ગયો ન હોય એવું લાગતું હતું.

નૂતનસંસારના પ્રથમ સોપાન માંડીને જ્યારે એ માસીને ગૃહેથી નીકળી હતી ત્યારે આ આશાએ, આ મનોરથોએ, મહત્વાકાંક્ષાઓની આવી જ કોઇ દર્દભરી પગથીએ ઉભી હતી શું?

માસીને ફરીવાર એ દશ્ય યાદ આવ્યું, જ્યારે તે તેના રેશમી શ્વેતરંગી પાનેતર સાથે છેડાછેડી બાંધીને કોઈ તેને દૂર સુદૂર ઉપાડી જતું હતું. જે શ્રદ્ધાએ, જે વિશ્વાસે તે પેલા અજાણ્યા પુરુષ સાથે પગલાં માંડી રહી હતી, એ શ્રદ્ધા અને વિશ્વાસનો આવો પ્રત્યાઘાત?

'તને શું થયું છે શ્યામા?' માસીએ પડી ગયેલા સ્વરે શ્યામાનો હાથ પકડીને પૂછ્યું.

પણ શ્યામા પથ્થરમાંથી કોતરી કાઢેલી કોઈ મૂર્તિ જેમ ધ્યાન નિમગ્ન બની ઉભી હતી; મોઢા ઉપર ન હતી વેદના, ન આંસુ, ન આનંદની છાયા. 'એને રસોડામાં જવા દો માસી!' જુગલદાદા વચ્ચમાં બોલ્યા અને પેલી જર્જરિત આરામ ખુરશી ઉપર પડ્યા. એણે કહ્યું: 'તમે શ્યામાને નહિ બોલાવી શકો. કારણ કે એને જીભ જ નથી. કદીયે એક શબ્દ સરખો એણે તમને કહ્યો છે? એના ઉપર કેવા કેવા વિતકો વિત્યા છે એ બધા મને એણે કહી સંભળાવ્યા છે, અને એના અંગે અંગમાં જે પ્રહારના છુંદણા પડચા છે એ એની વેદના કથા કહી આપે છે. એ રાયજાદાઓએ એને રીબાવવાના, એના શરીરમાંથી પ્રાણ ખેંચી કાઢવા બધાયે પ્રયત્નો કર્યા છે, અને છતાંયે નવાઇની વાત તો એ છે કે શ્યામા હજુ જીવીત અવસ્થામાં તમને મળી શકે છે.'

જુગલદાદા બોલી રહ્યા એટલે ઊઠીને બહાર ચાલ્યા ગયા. માસીએ કેટલીયે વાર સુધી રડ્યા કર્યું, અને પછી થાકી ત્યારે ઓરડાનું દ્વાર વાસીને કોઈ મુડદા જેમ ત્યાં પડી રહી.

× × ×

થોડાક દિવસ એમ જ ચાલ્યા ગયા, અને શ્યામા કંઈક આનંદમાં આવી ગઈ હોય એમ લાગ્યું. થોડા દિવસ તો માસી એની સાથે આનંદથી વાતો કરતાં, જે માગે તે વસ્તુ, સામગ્રી લાવી આપતાં. તેને જાણે એમ જ લાગવા માંડ્યું હતું કે શ્યામા એના શ્વસુરગૃહેથી થોડા દિવસ માટે અહીં રહેવા આવી છે. બહુબહુ તો મહિનો, બે મહિના રહેશે, અને પછી પંખિણી જેમ ઊડી જશે. આખરે તો એ વિધવા, અસહાય, ગરીબ અને એકલી હતી ને? ક્યાં સુધી એ શ્યામાને અહીં આનંદોત્સવમાં રાખી શકે એમ હતું? એની પાસે હવે મોજમજાહ કરવા જેવું રહ્યું હતું પણ શું? જે કંઈ ધન હતું એ બધુંયે શ્યામાના લગ્ન સમયે ખર્ચાઈ ગયું હતું. હતી એક ભીખ. ઘરઘરની ભિખારણ બનીને એ શ્યામા માટે ભટકે તો જ એ બન્નેનું પૂરું થઈ શકે એમ હતું, પણ એનામાં એ શક્તિ ક્યાં હતી? વૃદ્ધાવસ્થા, આંખે પૂરું દેખાઈ શકતું પણ નહોતું, એ જર્જરિત હાડકાનું માળખું શું સંસારનો બોજો ઉપાડી શકે એમ હતું?

એક દિવસ માસી ખૂબ વિચાર પરિક્રમણમાં પડી ગઈ. કલકત્તાથી જમાઈરાજનો પત્ર આવ્યો હતો. એમણે શ્યામાને ત્વરાથી કોઈ સરસ સંગાથ જોઈને કલકત્તા મોકલી આપવાનું જણાવ્યું હતું.

માસી ખૂબ નરમ બની ગઈ હતી. નવયૌવનમાં વિહરતી શ્યામાને એ કેટલા દિવસ પોતાના ગૃહની છાયામાં રાખી શકે એમ હતી? આખરે તો શ્યામા પરિણીતા હતી. એને સૌભાગ્યનાથ હતો. પરિવાર હતો. એનો સંસાર એને પતિના ચરણમાં આવવા બોલાવતો હતો. એ સમયે શું બાધા કરીને, અંતરાય નાખીને પોતે એના સંસારને

ધૂળમાં મિલાવી દે? શું એમ કરવું એટલું સાધ્ય, એટલું જરૂરનું, એટલું યોગ્ય હતું? નહિ, નહિ. માસીનું અંતર એની ના પાડતું હતું.

શ્યામા ત્યાં દુઃખી છે એથી શું? કેટલા દિવસ એમ કષ્ટ રહ્યા કરવાનું? આખરે જ્યારે એ માતા બનશે, પુત્ર–પુત્રીઓથી એનું ઘર ઊભરાઈ જશે, ત્યારે શું એજ માથાકૂટ, એજ મારતોડ, એજ કલંક-કથા લંબાયે જવાની?

માસીને પોતાનો લગ્નસમય યાદ આવ્યો. જ્યારે એ લગ્નગ્રંથિથી જોડાઈ શ્વસુરગૃહે સીધાવી હતી, અને પ્રથમના મેઘ ઘેરાયેલા દિવસો, દુઃખો, યાતનાઓ, મુશ્કેલીઓ, બધુંયે એણે મૂંગે મોઢે સહન કર્યું હતું, અને પછીથી–અને પછીથી એ વિધવા બની. પણ એમ ન થયું હોત તો કદાચ સુખ અને સમૃદ્ધિમાં મહારાણીપદે ન બેઠી હોત એની શી ખાત્રી?

અવિરત મંથનોની પરિક્રમામાંથી જેવી એ ઉઠીને ઊભી થઈ કે તરત જ કોઈ પોસ્ટમેને એના ઘરમાં પ્રવેશ કર્યો, અને તારનું એક પરબીડિયું આપી તે ચાલતો થયો.

આ આરતીનો સમય હતો. સંધ્યા પાન ચાવીને બેઠી હતી, અને મંદિરના પૂજારીએ શંખનો ઘેરો નાદ કરી વાતાવરણને ભરી દીધું.

માસી ઝટપટ ઘર છોડી મંદિરમાં આવી. એને ખબર હતી કે જુગલદાદા મંદિરના શ્રદ્ધાળુ ભક્ત હતા, અને આરતી સમયે આવવાનો એમનો નિયમ હતો.

જુગલદાદાને પોતાના ઘરમાં આરામ ખુરશી ઉપર બેસાડીને માસી એમના ચરણમાં તાર મૂકી બોલ્યા.

'વાંચો તો એમાં શું લખ્યું છે?'

ઝટપટ તારનું પરબીડિયું ખોલી દાદાએ અત્યંત આશ્ચર્ય સાથે તાર વાંચ્યોઃ 'શ્યામાને તેડવા જમાઈરાજ કાલે વાહન લઈને આવે છે.'

અને પછી તારને હવામાં ઉછાળી એક મોટા અટ્ટહાસ્યથી તેમણે ઓરડો ભરી દીધો અને કહ્યુંઃ

'તમારા જમાઇરાજના સત્કારની તૈયારીઓ કરો, માસી!'

'હું પણ એજ વિચાર કરી રહી છું. મારે શું કરવું? હવે તમે જ કહો.'

'કંઈ નહિ. એના ચરણ પ્રક્ષાલીને તમારા મસ્તક ઉપર મૂકો, અને શ્યામાને એને સ્વાધીન કરી દ્યો. જો જો છેડાછેડીની ગાંઠ બરાબર બાંધજો જેથી છૂટી જાય નહિ,અને શ્યામા દોડીને તમારી સહોડિયામાં ભરાઇ જાય નહિ.' જુગલદાદા વ્યંગમાં પ્રહાર કરતા બોલ્યા.

'આવા સમયે મેં તમારી પાસેથી આવા શબ્દોની આશા નહોતી રાખી.'

માસીએ કહ્યું 'મારું દુઃખ, મારી વેદના, મારી વર્તમાન અવસ્થા એ બધા તરફ કંઇક સહાનુભૂતિ રાખીને તો બોલો!'

જુગલદાદા કંઈ પણ બોલ્યા નહિ. મૌનની કોઇ અખંડ પ્રતિમા જેમ એ બેઠા જ રહ્યા. એમનામાં જે પ્રતિભા, જે સ્વમાન, જે ગૌરવ, જે તેજસ્વિતા હતી એ બધી એકરૂપે પ્રકાશી ઉઠી.

માસીથી થોડે દૂર દુઃખથી પથારીમાં પડીપડી શ્યામા એ બધો વાર્તાલાપ સાંભળતી હતી. એણે સૂતાં સૂતાં ચારેકોર દૃષ્ટિ ફેરવી. બધે અંધારું ફરી વળ્યું હતું. એને જ્યોતિમાર્ગ બતાવે એવું કોઇ હતું જ ક્યાં?

ધ્યાનભંગ થઈ માસી બોલ્યાઃ 'કેટલા વાગે વાહન આવશે?'

'સવારના નવ વાગે.' એટલું બોલી જુગલદાદા માસી સામે કરજોડામણ કરી ચાલ્યા ગયા.

× × ×

બીજે દિવસે માસીની સૂચના મુજબ શ્યામાએ વહેલાં વહેલાં ઉઠીને નાહિ લીધું, અને કેશકલાપને સુગંધી તેલ નાખી હોળી લીધું. એણે કપોલમાં કુમકુમની આડ કરી, અને પગપાનીએ અળતો લગાવી દીધો. પોતાના ઊંચામાં ઊંચા વસ્ત્રો જે એ કલકત્તાથી લઇ આવી હતી એ એણે પરિધાન કરી લીધા, અને પછી એના સ્વામીનાથના પગલાની માર્ગદર્શના કરતી બેઠી.

બરાબર નવના ટકોરે જમાઇરાજનો ટાંગો આવીને માસીના દ્વાર પાસે ઊભો રહ્યો. માસીએ ઘોડાનો હણહણાટ સાંભળ્યો, અને દૂરથી દ્વાર ઉપર ઊભેલા જમાઇરાજને જોયા.

શ્યામાએ માસીના પગમાં પડીને કહ્યું: 'મારા સ્વામીનાથ મને તેડવા આવ્યા છે. મારા સૌભાગ્ય સાથે મને જવાની રજા આપો, માસી !'

માસીએ શ્યામાનું માથું પકડીને એનું મોઢું ઊંચું કર્યું. જોયું તો એ બન્ને વિશાલ નયનોમાં છલાછલ આંસુ હતા, વેદના હતી, કારુણ્યની પરાકાષ્ટા હતી. ધરાઈ ધરાઇને શ્યામાનું મુખ જોઈ લેવાનો આ છેલ્લો અવસર હતો. દૃષ્ટિ ફેરવીને એણે શ્યામાની કૃશ, સુઘટિત દેહલતા જોઈ લીધી અને છેવટે એ દૃષ્ટિ શ્યામાના કપાળમાં એક ઊંડો ઘા પડ્યો હતો ત્યાં આવીને સ્થિર થઇ ગઈ.

ઘા જોઇને માસીના અંતર ઉપર જાણે જોરથી કોઇએ હથોડાનો ઘા કર્યો ન હોય એવી પારાવાર સંવેદના, દુઃખ, અને માનવતા ત્યાં જન્મી. એનું અંતર આજ શુદ્ધ સ્વરૂપે શ્યામાને જોઈ શકતું હતું. એ કેટલું પવિત્ર, નિર્મલ, અને પારદર્શક હતું ?

શ્યામાને પડતી મૂકી જેમ કોઈ સાધુડી શિકારને પારધિની જાળમાંથી છોડાવવા દોડે એમ દ્વાર ઉપર જઈને એણે જમાઇરાજને કહ્યું:

'શ્યામા હવે તમારા ઘેર નહિ આવી શકે, મારા ઘરના દ્વાર તમારા સારુ સદા માટે બંધ છે.'

અને પછી પાછી ફરી શ્યામાને પોતાની પ્રેમાળ ગોદમાં સંતાડી લેતા કહ્યું: 'તું તો મારા અંધારા ઘરની દીવડી છે. હું ભિખારિણીનું તું રતન છે, શ્યામા !'

શ્યામા ગદ્‌ગદિત થઈ એની માસીની વત્સલ હૂંફમાં પડી રહી. આજ એના અંતરનો આનંદ સમાતો નહોતો.

# જાનકી

વિધવા થયા પછી જાનકી એની માતા કૈલાસીની પાસે વૃંદાવનમાં રહેવા આવી હતી. હજુ તો એક વર્ષ પહેલાં જ એ લગ્નગ્રંથિથી જોડાઈ, કોઈ આનંદની થનગનતી મૂર્તિ જેમ એના શ્વસુરગૃહે સીધાવી હતી. હજુ એના પ્રેમ સંસારનો પ્રથમ ઉઘાડ પણ એણે પૂરો જોયો નહોતો, ત્યાં તો એના સુંદર પ્રેમરંગ ઉપર કોઈ શ્યામ વાદળની ઘટા છવાઈ ગઈ. એના જીવનનું મનોહર સ્વપ્ન અનંતતામાં ઉડી ગયું, અને હવે માત્ર એના ગત લગ્ન જીવનના દિવસોની રહિસહિ યાદ લઈને એ વૃંદાવનમાં એને પિયેર આવી હતી.

લગભગ ઓગણીસ, વીસ વસંત એણે માંડ જોઇ હશે, અને છતાં એને વૈધવ્યનો પરિવેશ સજવાનો હતો, કારણ એ વિધવા હતી—હિંદુ સમાજની અશ્રુ મૂર્તિ હતી. એની છૂટી રેશમ જેવી કાળી અલકલટો બાંધવાની એને છૂટ નહોતી. એની વેણીમાં કેશુડાનું ફૂલ ગૂંથવાની કે ભાલમાં કુમકુમની આડ કરવાની એને મનાઇ હતી.

પણ જાનકી આ બધા અસત્ય બંધનોથી મારી મારી ફરતી હતી. સંસારની પ્રણાલિકાઓએ એના જીવનની બધી ઊર્મિઓની, મનોરથોની, આશાઓની ભસ્મ કરવાનું છૂટથી ફરમાન કર્યું હતું.

પણ જાનકી એના અંતરતળે ઉછળતી ઊર્મિઓને દબાવી ન શકી–એની આશાના ખીલતા ફૂલને કરમાવી ન શકી.

× × × ×

શ્રાવણ માસ બેસી ગયો હતો, અને મયુરોએ કેકારવ કરી મેઘને આમંત્રણ આપ્યું હતું. આકાશમાં શ્યામ વાદળીઓએ ખડકાવા માંડયું હતું, અને સારી પ્રકૃતિ નવવસંતના કોઇ સુહાગી સ્પર્શથી જાગ્રત બની ગઇ હતી. વૃક્ષો અને વલ્લરીઓ અભિનવરંગી પુષ્પોના ઉપહારથી લચી પડતા હતા, અને બપૈયાની બંસીમાં કોઇ આતુર વિરહિણિના ગીતો ઘૂંટાતાં હતાં.

ઓહ! આ બધું અસહ્ય હતું. અસત્ય હતું. સૃષ્ટિનું આ રૂપાંતર જોઇ જાનકી કોઇ મધુર રસનામાં ડૂબી જવા લાગી. કોઈ ચપલ માધુર્યની ઝંખનાથી એનું પુલકિત હૃદય ઉછળવા લાગ્યું. હવે જ્યારે સવારે માથે હેલ મૂકી એ યમુના તટે જલ ભરવા જતી, ત્યારે રસ્તાની વનશ્રી મુદિત બની જાણે એને આવકારી રહી ન હોય, જાણે પંખીજનનો કલરવ એના અંતરના ઊંડા મર્મને સ્પર્શતો ન હોય, એવી અજ્ઞાત વેદના એને થવા લાગી. જાણે ઉઘડતા શેફાલી અને કદંબના ફૂલ એને કોઇ છાની પ્રેમકથા કહેતા ન હોય, જાણે સારી પ્રકૃતિ એને કોઈ નૂતન સંદેશ આપી રહી ન હોય એવું એને લાગતું. અને ત્યારે એના અંતરતલે એક જ પ્રશ્ન ઉઠતો, ‘ શા માટે હું વિધવા બની ? ’

જ્યારે ઘાટપરથી જલ ભરીને ચાલી જતી ગોપીકાઓની હારની હાર એ જોતી, અને એમની શૃંગારિત દેહલતાઓ તરફ એની દૃષ્ટિ પડતી, ત્યારે એને પણ એવા શૃંગારોથી એની દેહલતા શૃંગારવાનું મન થતું. જ્યારે એ અશોકની પુષ્પમાલાને વેણીમાં ગૂંથી, કુમકુમ તિલક કરી ચાલી જતી કોઇ ગોપકન્યાને જોતી ત્યારે એને પણ પોતાની વેણી ગ્રંથિમાં અશોકની માલા ગૂંથવાનું મન થતું. પણ

'આ બધું બનવું શક્ય હતું? આ બધું બનવું શક્ય હતું?' ફરી ફરીવાર એના અંતરતલે એ પ્રશ્ન પછીના પડછંદ ઊઠતા.

હવે સારા સંસાર પ્રતિ એનું મૂંગું હૃદય એક જ પોકાર સંભળાવતું હતું. શા માટે એને શૃંગારો સજવા ન મળે? શા માટે એને નવાંનવાં વસ્ત્રો પહેરવાની છૂટ ન મળે?

જ્યારે જ્યારે એ તાજાં કેસૂડાંની છાબડી ભરી શિવમંદિરે જતી, ત્યારે એના દેવતા પાસે અર્ઘાંજલિ ધરી એ એજ પાર્થના કરતી. એ કહેતી: 'ભગવાન ચંદ્રમૌલિ! તમે સારા સંસારને આગળ વધવા દો છો, શા માટે એક મારી જ ભાવના સૃષ્ટિને રુંધો છો? પુષ્પે પુષ્પે તમે નવવસંતના રંગે ઉઘડો છો, શા માટે મારી આશાઓમાં તમે નૂતનસ્વરૂપે પ્રગટતાં નથી?' પણ એના શબ્દો મંદિરની દિવાલો સાથે અથડાઇ ઉડી જતાં. માત્ર એના વિનિત-ભાવની પાર્થનાઓ સાંભળવા એક જ હૃદય ધબકતું હતું, અને એ મંદિરના નવયુવાન પૂજારીનું હતું.

× × × ×

હળવે હળવે એના વ્યથિત હૃદયની સ્થિતિ બગડતી ચાલી. હવે જ્યારે આકાશમાં મધુચંદ્રના કિરીટમાં મયુરપિચ્છ ગૂંથાઇ જતું, ત્યારે એની પરસાળમાં નિબિડ અંધકાર વચ્ચે એકલી બેઠી બેઠી એના છાના પ્રેમ ગીતો એ ગાતી. એ ગીતોમાં માત્ર એક જ ઝંખના હતી, એક જ તૃષા હતી. એ તૃષા બપૈયાને જલબિંદુ મેળવ-વાની, રાધિકાને કૃષ્ણ મેળવવાની, અને રામીને એના ચંડિદાસ મેળવવાની હતી.

એના ગીતે ગીતે એ સારા જીવનની વેદના ખડી કરી દેતી હતી. જાણે એના હૃદયનો જલધિ તેમાંથી ઉછળી પડતો હતો. જાણે એની ઝંખના કોઇ દિપક જેમ સળગતી, ચોમેરથી કોઇ મુગ્ધ પતં-ગને આવકારતી હોય એમ વાતાવરણમાં પથરાઇ જતી હતી.

અને દૂર પથરાયેલી અશોકની વૃક્ષરાજીમાં પત્રોનો ધીમો ખખડાટ થતો, અને માલતી મંડપમાં લતાઓ ધીમી ધ્રૂજારી અનુભવતી. જાણે કોઇ પ્રેમપથિકના ધીમા પગલાનો અવાજ નીચે પથરાયેલી લીલી ધ્રો ઉપર પડતો હોય, જાણે કોઇ આતુર પ્રેમીજનનું હૃદય વાતાવરણમાં પરિમલ જેમ પથરાઇ જતું હોય એવું લાગતું. એના ગીતો બંધ કરી જાનકી એ પગલાઓ તરફ ધીમે ધીમે છૂપાતી ચાલી જતી.

× × × ×

પડોશીઓ હવે જાણવા માંડયા હતા કે જાનકી કોઇ અજ્ઞાત દર્દથી પીડાય છે. હવે એ લોકોને ડસવા લાગ્યું હતું કે જાનકી કોઈ નવા પ્રેમસંસાર તરફ પગલા માંડી રહી છે.

ખુદ એની સખી ગૌરી પણ કહેતી કે જાનકીમાં કોઇ અનેરું ગાંડપણ આવ્યું છે. જ્યારે રાત્રિના શાંત ઓળા જગત ઉપર પથરાઇ જાય છે, ત્યારે એની પરસાળમાં સુખડના તેલનો દિપક જલાવી એ કોઈની ઝંખનાના ગીતો ગાય છે.

પણ કઇ અદૃષ્ય મૂર્તિને રીઝાવવા માટે એ આવા શ્રવણ મનોહર ગીતોનો ઉપહાર ધરે છે? ઓહ! કોણ આ વિધવા જાનકીના સૂના હૃદયમંદિરની પ્રતિમા બનીને નિત્ય એનાં ગીતો સાંભળવા આવે છે? એ કોઈ જાણતું નહોતું.

જ્યારે ગામલોકોની ઝેરીલી જીવ્હાઓથી વાતાવરણ ગંદુ બનવા લાગ્યું ત્યારે એની સખી ગૌરીથી ન રહેવાયું. એણે કહ્યું: ‘જાનકી! તેં સાંભળ્યું? આખું વૃંદાવન તારા ચારિત્ર્ય ઉપર કલંકનો ધબ્બો લગાવવા માગે છે; કહેને જાનકી! કોણ એ તારો પ્રિયતમ છે, જે જગતની આંખોથી હંમેશા અદૃષ્ય છે, પણ તારા હૃદયમાં તો પ્રભુની જેમ બિરાજે છે?’

ઉત્તરમાં જાનકી હસતી હસતી ઘરમાં ચાલી જતી અને અભેરાઈ ઉપરથી કોઇ પુસ્તક લઇ વાંચવા મંડી જતી.

× × × ×

પણ હવે એના વાચનમાં પણ ક્રમિક ફેરફાર થયો હતો. પહેલાં જ્યારે એણે વૃંદાવનમાં પગ મૂક્યો ત્યારે કૈલાસીમાતાને સંતોષવા એ રામાયણ અને ગીતાના અધ્યાયો વચ્ચે જીવનની પવિત્રતા શોધવા પ્રયત્ન કરતી, પણ હવે એ પવિત્રતા ઉડી જતાં, રામાયણ અને ગીતાનું સ્થાન કવિ વિદ્યાપતિની શૃંગારિક કવિતાઓએ લીધું હતું. કોઈ કોઈવાર જ્યારે શ્રાવણની વાદળીઓ ઝીણા ઝીણા મૌક્તિક બિંદુ વરસાવતી ત્યારે એ વિદ્યાપતિના મધુર, ભાવવાહિ પદો લલકારતી. એ વેળા અંધ કૈલાસી માતા પૂછતીઃ 'જાનકી! તું શું ગાય છે?' 'કંઇ નહિ મા!' હસતી હસતી એ કહેતીઃ 'અભેરાઈ ઉપરથી થોડાંક જૂના થોથાં હાથ લાગ્યા છે તે વાંચું છું.'

અને વૃદ્ધ કૈલાસીમાતા વધુ માથાકૂટમાં ન પડતાં મૌન સેવતાં.

હવે જેમ જેમ દિવસો વિતતા હતા તેમ જાનકીની ઝંખના ઉગ્ર બનતી જતી હતી. જાણે ડગલે ડગલે કોઇ નવા સંસારમાં એ પ્રવેશી રહી હોય એવું એને લાગતું હતું. સારો સંસાર ભલે એના તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોતો હોય છતાં એ એના મનોહર સ્વપ્નને આશાની કોઈ નવપાંગરતી વલ્લરી જેમ વળગી રહી હતી. એને કોઇની પણ પરવાહ નહોતી. સમાજ એને તિરસ્કારતો હતો, એ સમાજને તિરસ્કારતી હતી. તેણે તો વિધવાઓનું સ્થાન સંસારની શ્યામ જવનિકા પાછળ રાખ્યું હતું. તેને જીવનના બધા ઉપભોગો, વાસનાઓ, અને સુખોથી પર રાખવામાં આવી હતી.

આજે માઘ માસનો પ્રથમ દિવસ હતો, છતાં જાનકી વ્યગ્રચિત બની એની પરસાળમાં બેઠી હતી. અનેકાનેક કલ્પનાઓ, અને વિચા-

રોમાં એ ગૂંચવાઈ ગઈ હતી. વસ્તુતઃ ગઈકાલે જ આ આશાભંગનો ધ્વનિ ઉઠયો હતો, જ્યારે એની પડોશમાં રહેતી એની સખી ગૌરી નવસુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ એને મળવા આવી હતી. વાતચીત આમ થઇ હતી.

'ક્યાં જાય છે ગૌરી?'

હસતાં હસતાં એણે કહ્યું હતુંઃ 'આજ મારું સગપણ થયું.'

'ઓહો! ત્યારે લગ્નને કંઈ વાર નહિ હોય?' વ્યંગમાં હસતી જાનકીએ પૂછ્યું.

'ના, ના, ત્રણ ચાર દિવસ પછી વસંતપંચમીએ.' ગૌરી સુંદર મુખમુદ્રા કરી બોલી.

'ભલા, કહેતો કોના સાથે?'

શરમાતી શરમાતી એ બોલીઃ 'મંદિરના પૂજારી ગિરિધારી સાથે.' અને ત્યાર પછી એ ચાલી ગઈ.

એ ચાલી ગઇ અને જાનકીના અંતર ઉપર એક પ્રચંડ પ્રહાર કરતી ગઈ. અનેક આશંકાઓમાં ગરકાવ થયેલી જાનકી અત્યારે એના અંતરને એજ પ્રશ્ન પૂછતી હતીઃ 'શું આ સાચું હશે? મને એણે વાત પણ ન કરી?'

એ વિચારો કરતી ગઈ, અને જાણે એની આશાઓ કચરાઇને ભસ્મિભૂત થતી હોય એવું એને લાગ્યું. એની મનોહર સ્વપ્નસૃષ્ટિ જાણે જગતની શ્યામ, દંભના પત્થરોથી ખડકાયેલી દિવાલો પાછળ અદૃશ્ય થતી હોય એવું એને લાગ્યું.

છતાં ઉન્માદમાં આવી એ ઊઠી. ઘરમાં જઈ એણે પોતાના ઊંચામાં ઊંચા વસ્ત્રાલંકારો પહેરી લીધાં. ભાલમાં કુંકુમની આડ કરી લીધી. માથું ગૂંથી એમાં સુગંધિત તેલ નાંખ્યું, અને વેણી ગૂંથી એમાં તુલસી પત્રો ગોઠવ્યાં. ઓહ! જાણે એ મહાકવિ

વિદ્યાપતિની પેલી ભાવનામૂર્તિ રાધિકા બની એના પ્રિયતમના અભિસારે જતી હતી.

અને પછી પોતાના ગૃહદ્વાર પાસે આવી ઉભી રહી.

ત્યાંતો સામે પથરાયેલી અશોકની વૃક્ષરાજીમાં ધીમો ખખડાટ થયો, અને માલતીમંડપમાં લતાઓ ધીમી ધીમી ધ્રૂજી ઉઠી. એનો દેવતા રાત્રિના નિબિડ મૌનમાં એકલો ઉભો હતો. જાનકી હળવે હળવે ત્યાં ચાલી ગઈ.

પ્રિયતમના ચરણની રજ માથે ચડાવી એ પ્રાર્થનાનું હૃદય લઈને બોલી: ' બોલો, આમાં કોનો વાંક છે સ્વામી ? '

પણ મંદિરનો એ પૂજારી કંઈ બોલ્યો નહિ. એના મુખમંડળ ઉપર શ્યામ ઘટા પથરાઇ ગઇ હતી. એના અંતરમાં જરાયે પ્રકાશ નહોતો.

' તમે મને પતિત કરી. હવે તમારા ચરણમાં જગ્યા આપો; મારો સ્વિકાર કરી મને ઉજ્જવલ કરો. ' પ્રાર્થના ભરી મુખમુદ્રા ધારણ કરી એ બોલતી હતી.

' એ કેમ બને જાનકી ? જગતના દેખતા હું તને મારી કઇ રીતે કરી શકું ?' પડી ગયેલા અવાજે પૂજારી ગિરિધારી બોલતો હતો: ' હું એ સમાજના સંસ્કાર અને ધર્મનો આચાર્ય, તને વિધવાને શી રીતે મારા ઘરમાં રાખી શકું ? '

અત્યંત ગરીબડી બની જાનકી બોલી: ' ભૂલી ગયા મહારાજ ! તમેજ તો મને નૂતનસંસારના દર્શન કરાવ્યાં હતાં. તમે જ કહ્યું હતું સ્વામી ! હું સુંદર છું, મનોહર છું, અને તમારા સંસારની શૃંગાર-રાણી બનવાના બધાયે લક્ષણો મારામાં છે. શું અત્યારે એમાંનું એક પણ લક્ષણ મારામાં નથી ? '

' પણ હું તારો કઇ રીતે સ્વીકાર કરી શકું જાનકી ? ' કંપિત સ્વરે પૂજારી બોલ્યો.

'જે રીતે ભગવાન કૃષ્ણે મીરાંને રાખી હતી એ રીતે. મને તમારી પૂજારિણી બનાવો, તમારી દાસી. તમારા ચરણ પૂજી પાવન થઈશ.'

નિશબ્દ પત્થરનું મૌન ગ્રહણ કરી ગિરિધારી ઉભો હતો. એ કંઈ જ ન બોલ્યો.

'પત્થર! શું તમારે હૃદય જ નથી?' ઘેરાસ્વરે જાનકી બોલી.

'કોણે કહ્યું જાનકી?'

'મારા હૃદયના કુસુમને છૂંદી તમે અન્યની સુગંધિત માલાને કંઠમાં નાખવા જાઓ છો. આખું વૃંદાવન આ વાત જાણે છે, શા માટે તમે આ બધું મારાથી છુપાવો છો? એ ગ્રહણ કરી તમે કૃતકૃત્ય થાવ. સમાજ ભલે મારા નામને વગોવે. તમે સુવર્ણ જેવી કીર્તિ મેળવી યશભાગી બનો.' આટલું બોલી જાનકી ત્યાંથી ચાલી નીકળી.

'જાનકી!' પૂજારી ગિરિધારીનો અવાજ કુંજઘટામાં પથરાઈ ગયો, પણ જાનકી કોઈ વેદનાની મૂર્તિ જેમ ત્યાંથી અદૃષ્ય થઈ ગઈ.

બીજે દિવસે સવારે જ્યારે વૃંદાવનની પનિહારીઓ જલ ભરવા યમુના ઘાટે આવી ત્યારે એમણે એક શબ કિનારે પડેલું જોયું. એ જાનકીનું હતું.

વિદ્યુતવેગે ગામમાં એ વાત પ્રસરી ગઈ. અને પૂજારી ગિરિધારી એના સંસ્કાર રક્ષકો સાથે ત્યાં આવ્યો. જાનકીને મૃત્યુ પામેલી અવસ્થામાં જોઈ એણે કહ્યું: 'એના ભગવાનને પ્રસન્ન કરવા જાનકીએ પૂજાનો અર્ઘ્ય ચડાવ્યો છે.'

પણ એ મૃતપ્રાયઃ જાનકીના ઓષ્ટપ્રવાલ ઉપર એક મધુર સ્મિત રમતું હતું. ગિરિધારીએ એ જોયું, અને એને થયું કે એ સ્મિતમાં એવો વેદના ભર્યો ઉગ્ર તિરસ્કાર હતો, કે એના શ્રાપમાં સમસ્ત પુરુષ સમાજ બળીને ખાખ થઈ જાય!

# પ્રતિભા

શ્મશાનભૂમિ ઉપર ઉભા કરેલા ખંડેર જેવા સ્ટેશન આગળ જ્યારે ટ્રેન આવીને અટકી ત્યારે પ્રતિભા ડબ્બાનું બારણું ખોલી નીચે ઉતરી. સ્ટેશન માસ્તર આખા દિવસના થાકથી નિરાંતે એક ખુરશી ઉપર પડ્યો પડ્યો ઝોલાં ખાતો હતો. તેના હાથમાં ટિકિટ મૂકી એ સ્ટેશન બહાર નીકળી. એ ચારે બાજુ ધ્યાન રાખીને જોતી જતી હતી કે તેને કોઇ ચોરીછૂપીથી જોતું તો નથી. આજે ત્રણ વર્ષ પછી એની જન્મભૂમિમાં એ ફરીવાર પગલાં માંડી રહી હતી, પણ કેટલી લજ્જાથી? જાણે કોઈ નવોઢા પ્રથમવાર શ્વસુર ગૃહે જતી ન હોય, એટલો સંકોચ, એટલી વ્યથા એના અંતરમાં થતી હતી!

એ આગળ ચાલી કે કદમ્બના નાના વનની શરૂઆત થઇ. આજ પગદંડી ઉપરથી ત્રણ વર્ષ પહેલાં એ એના પ્રેમી સાથે એક રાત્રીએ ભાગી છૂટી હતી; ત્યારે એના હૃદયમાં કેટલો ઉલ્લાસ, કેટલો આનંદ હતો? અને કેવાં સ્વપ્નો? કેવાં મનોરથો?

આજ જ્યારે એ પગદંડી ઉપરથી એ ચાલવા લાગી ત્યારે કેટલું દર્દ, કેટલો શોક, એના અંતર તલે થતો હતો? છતાં જાણે પ્રકૃતિ એને આવકરી રહી હતી. ધરતી એના પદસ્પર્શથી પુલકિત થઇ નાચી ઉઠતી ન હોય એમ એને લાગ્યું, અને કદમ્બનાં ફૂલો

એના પગમાં ઉત્સુક થઇ પડવા લાગ્યાં. એને એની વૃદ્ધ મા યાદ આવી. આજ એનો જ આશ્રય લેવા એ જઈ રહી હતી. સારા સંસારથી કંટાળી ફરીવાર એના ચરણુની રજ લેવા એ જઈ રહી હતી.

કદમ્બનું નાનું વન વટાવી એ આગળ ચાલી. નીલા વાંસના પત્રો મર્મર ગીત ગાઈ રહ્યાં હતાં. એ નીલી પ્રકૃતિમાં જાણે એની માતાનું ગરવું પ્રેમભીનું મોઢું પથરાયેલું ન હોય એમ એને લાગ્યું. જનપથમાંથી દૂર થયેલી, સંસારના ઉપાલંભોથી દૂષિત થયેલી સીતાને લેવા એકવાર માતા પ્રકૃતિ આવ્યાં હતાં એનું એને સ્મરણ થયું.

એ પ્રકૃતિમાં ઓતપ્રોત થયેલી એની મા જાણે એને આતુર, વ્યથિત સ્વરે બોલાવી રહી ન હોય એમ એને લાગ્યું. જાણે એ કહી રહી હતી:

'પ્રતિભા! મારી પુત્રી! તું ચાલી આવ, તું ચાલી આવ. તારી માતાના વ્યથિત હૃદયને શાંત કરી દે. એક વાર મારા ખોળામાં બેસાડી તને ગળે લગાવી લેવા દે.' એ શ્રદ્ધાએ, એ વિશ્વાસે એ આગળને આગળ ચાલવા લાગી.

ગામનું પાધર દેખાવા લાગ્યું. જાન્હવીનો નાનો પ્રવાહ રૂપેરી લીસોટા જેમ ચાલ્યો જતો એણે જોયો. બધે ફૂલનું મૌન છવાયું હતું. ઘૂંટણ સુધીનાં એનાં પાણી વટાવી એ બહાર આવી, ને એણે ભગવાન શંકરનું મંદિર જોયું. એ શૈશવમાં ગૌરીએ જેમ કુસુમોનો અર્ઘ્ય ધરી ચંદ્રમૌલીને પ્રસન્ન કર્યા હતા, તેમ એણે પણ પોતાની શૈશવ અવસ્થામાં આ મંદિરે આવી કેટલીયે વાર કુસુમાંજલિ ધરાવી હતી. ગૌરીને એનો પ્રણયદેવ મળ્યો હતો. પણ પોતાની સાધનાનું ફળ ક્યાં ?

ઓહ! ઓહ! એ વિચારે સળગી જતી એ ગામમાં પ્રવેશી. અશ્રુ સારીને જેમ બાળક સૂઇ જાય તેમ રાત્રિ પડી હતી.

બધે અંધકાર પથરાયો હતો. આખો સંસાર મધુર સ્વપ્નખોળે પડ્યો હતો.

નાની ગલીકૂંચી વટાવી એ છેક છેવાડે નીકળી. એણે બધી બાજુ દૃષ્ટિ ફેરવી જોઇ લીધું–કોઇ એને જોઇ ગયું તો નથી ? પછી એક બેઠેલા ઘાટના ઘર પાસે આવી એના દ્વાર હળવેથી ખખડાવ્યાં.

'મા ! મા! ઓ મા!' એ બોલી.

અંદર બધું નિશ્ચેતન પડ્યું હતું. ખૂબ વાર પ્રયત્ન કર્યા પછી કોઇ ઉઠ્યું હોય એવો આભાસ થયો. હરિકેન ફાનસનો ઉજાસ થયો, અને હાથમાં એ લઇને એક વૃદ્ધ ડોસી દ્વાર ઉઘાડી બહાર આવી. એ અવાચક બની ગઇ. પત્થર જેમ એ જડાઇ ગઇ. શબ્દો મોઢા-માંથી બહાર નીકળી જ ન શક્યા.

એના ઘરના બારસાખ નીચે કોઇ નવયુવાન સ્ત્રી ઉભી હતી.

ફાનસ ઊંચું કરી એણે મોઢું ઓળખવા પ્રયત્ન કર્યો અને એની કરચલીઓ પડેલી મોઢાની રેખાઓમાં આનંદનું એક સ્મિત ઊર્મિ જેમ પથરાઇ ગયું.

'પ્રતિભા!' સહસા એના મોઢામાંથી અવાજ આવ્યો.

'હા, મા! મારા દેવતાનાં દર્શન કરવા હું આવી છું. સારો સંસાર સૂતો હતો મા ! બધે અંધકાર છવાયો હતો; અને હું અજવાળું શોધવા તારા ચરણે આવી છું.' એટલું કહી પ્રતિભાએ નીચાં નમી એની માતાના ચરણની રજ લઇ માથે ચડાવી.

અત્યંત હર્ષાવેગથી એની માતા એને ભેટી પડી. હૈયે લગાવી એનું માથું સૂંઘી લીધું અને એને અંદર લઇ ગઇ. પછી એણે દ્વાર વાસી દીધાં.

એક કોરું ગોદડું બિછાવી એની વર્ષો થયાં વિખૂટી પડેલી દીકરીને એના ઉપર બેસાડી અને ફાનસના ઉજ્જવલ પ્રકાશે એ ધરાઇ ધરાઇને એને નીરખવા લાગી.

'એક રાત્રે મેં તને ગુમાવી હતી પ્રતિભા ! આજ રાત્રે તને મેળવી હું ધન્ય થાઉં છું.' એની વૃદ્ધ માતા ભગવતીએ પુલકિત સ્વરે કહ્યું.

'હા, મા !' એટલું બોલી પ્રતિભા શાંત રહી. એની આંખોમાં પ્રેમનાં અશ્રુબિન્દુ ગૂંથાઈ ગયાં. ભગવતી એની પુત્રીને આતુર નયને નીરખી રહી હતી. એણે પહેરેલા રેશમી શ્વેત ઉત્તરીયમાંથી હીનાની સુગંધ છૂટતી હતી, અને એના હાથમાં ચમકતાં આરસીકંકણ, કાનમાં લટકતાં નીલમનાં એરીંગ, કંઠમાં ઝૂલતા ચંદ્રહારમાંથી જાણે સૌંદર્ય ઉભરાઈ જતું હતું, અને એના નવયુવાન દેહલતા તથા આરસ જેવો દેહનો રંગ એ બધું જોઈજોઈ ને એ મોહિત બની જતી હતી.

'તારી આશા મેં મૂકી દીધી હતી પ્રતિભા ! મને લાગ્યું કે તું ફરીવાર તારું મોઢું દેખાડવા નહિ આવે. અને તું જાણે છે કે મારું હૃદય તને મળવા કેટલું આતુર હતું ?'

ભગવતીએ ધીમા સ્વરે શરુ કર્યું: 'હું દિનરાત તને ઝંખતી હતી. આખું ગામ ગમે તેમ બોલતું હતું, પણ હું તો તારી જનેતા; પ્રતિભા ! મારું વ્યાકુલ હૃદય કદી શાંત નહોતું થતું, અને આજ તને જોઈ હું કેટલી પ્રફુલ્લ થાઉં છું !' કહી એની માતા ફરી વાર એની પુત્રીને હરિકેન ફાનસને અજવાળે નયન ભરીભરીને જોવા લાગી.

'હું પણ તમને મળવા ઝંખતી હતી મા !' પ્રતિભાએ મૃદુ સ્વરે કહ્યું.

'અને તું ક્યાં હતી પ્રતિભા ?' આશ્ચર્યચકિત નયને માતાએ પૂછ્યું.

'તું જાણે છે મા ! સારો સંસાર એ વાત જાણે છે કે હું કોના સાથે નાસી ગઈ હતી.' પ્રતિભાએ ભૂતકાળનો પરદો ઉંચકવા માંડ્યો.

'એ મારા જીવનના દેવતા હતા, મા ! એ મારા કૃષ્ણ હતા, હું એની રાધિકા હતી. કોઈ વ્યથિત પળે મેં એની બંસરીના મધુર

સ્વર સાંભળ્યા, અને હું પાગલ બની એની પાછળ ચાલી નીકળી.' અહીં પ્રતિભાએ શ્વાસ લીધો, અને એની માતા તરફ મીટ માંડીને જોઇ રહી.

'તારો એ દેવતા તને ક્યાં લઇ ગયો પ્રતિભા?' આતુરકંઠે માતાએ પુનરાવર્તન કર્યું.

'એ મને મુંબઇ લઈ ગયો મા, અને એક વર્ષ અમે આનંદનો ઉત્સવ માંડ્યો અને પછી–' અહીં પ્રતિભા અટકી ગઇ, આગળ બોલવાની એની શક્તિ ખૂટી જતી હોય એવું એની માતાને લાગ્યું.

'અને પછી? પછી?' ઉત્સુકચિત્ત બનીને ભગવતી પૂછવા લાગી.

'અને પછી, એ મને મૂકીને ચાલ્યો ગયો મા! મને અંધકારમાં મૂકી એ ક્યાંય છૂપાઈ ગયો.' કહી પ્રતિભાએ મૌન સેવ્યું, અને પોતાની આંખોમાં બાઝેલાં બેત્રણ આશ્રુ બિન્દુ સાડીના છેડાથી લૂછી નાખ્યાં.

'પછી તું પાછી કાં ન આવી પ્રતિભા? હું તો તને ઝંખતી હતી.' એની માતા વિહ્વલ બની પૂછવા લાગી.

'પછી મેં એક ઘર ભાડે લીધું અને ત્યાં રહેવા લાગી. થોડા દિવસમાં હું આનંદના શિખરે પહોંચી ગઇ મા! મારી આસપાસ એક નવો સંસાર પથરાઇ ગયો, અને તેના પંગુ વિકૃત માનવીઓએ મને એમની મહારાજ્ઞી પદે સ્થાપી.' કૃત્રિમ હાસ્ય સાથે પ્રતિભા આગળ બોલતી ગઈ, એની માતા એકચિત્તે બધું શ્રવણ કરતી ગઇ. 'લક્ષ્મીનંદનો મારા પગ ચૂમવા લાગ્યા, મા! અને વૈષ્ણવ ભક્તોએ મારા ચરણમાં કુસુમોના ઉપહાર ધરી મને એમની દેવી બનાવી.'

'ઓ પુત્રી તારાં કેટલાં વખાણ કરું?' આનંદથી છલકતી દૃષ્ટિએ પ્રતિભાને જોતી એની વૃધ્ધ માતા બોલી.

'હા, મા, એ લોકો મારો પડતો શબ્દ ઝીલવા આતુર હતા. એ લોકોએ મને સુવર્ણ અને હીરા માણેકથી શૃંગારી દીધી. એ લોકોએ મારા કંઠમાં મૂલ્યવાન ચંદ્રહાર નાખ્યા, અને મને કહ્યું કે હું દયાની

દેવી છું. હા, હા, હા,' ધીમું, મર્મર, હસતી હસતી પ્રતિભા બોલતી ગઇ.

'એવું મધુર સુખસ્વપ્ન મૂકીને તું અહીં ચાલી આવી પ્રતિભા ?' એની અજ્ઞાત ભોળી માતાએ પ્રતિભાનાં નયનોમાં જોતાં પૂછ્યું.

'હા મા, મને એ કંઇ જ ન ગમ્યું. મને બધે અંધકાર છવાયેલો લાગ્યો. અને હું તારા ચરણે પ્રકાશ શોધવા આવી છું.' કહી પ્રતિભા શાંત રહી. એના વદન પર પારાવાર વેદનાના ડંખ ઉડતા ન હોય એમ એ વ્યાકુલ થઇ આમતેમ જોવા લાગી. એણે ઠંડુ પાણી માગ્યું, અને ભગવતીએ ઉઠીને શીતલ જલનો લોટો ભરીને આપ્યો.

એના ઘરના બેત્રણ અમૃતઘૂંટ લઇ એ સ્વસ્થ થઇ. એની વૃદ્ધ મા નિરાશાની કોઈ શ્યામ વાદળી જેમ એની સામે ટીકતી બેઠી હતી.

'તું મૌન કેમ છે, મા ? મને કહેને, તું શું વિચાર કરે છે ?' પ્રતિભાએ ફરીવાર અસ્વસ્થ બનીને પૂછ્યું.

'કંઇ નહિ પ્રતિભા ! હું મારા દુઃખનો વિચાર કરી રહી છું.' વૃધ્ધા કુંઠિત સ્વરે બોલીઃ 'મારી વ્યથાની તને શી ખબર હોય ?'

'તારી વ્યથા મને ન કહે મા ! મને કહેને, તને કઇ વેદના પીડે છે ?' પ્રતિભા ઉત્સુક બની પૂછવા લાગી.

'તું અહીંથી નાસી ગઇ ત્યારથી આખું ગામ મને મૃતવત્ માનીને બેઠું છે. કોઇ મને બોલાવતું નથી પ્રતિભા ! કોઇ મને પૂછતું પણ નથી કે હું જીવું છું કે મરી ગઇ છું; અને માંડ માંડ કોઈનાં વાસીદાં કરી પેટનો ખાડો ભરું છું.' આંખમાં અશ્રુ ગૂંથા ડોસીએ મૌન સેવ્યું.

'અને તને કોઇ બોલાવતું નથી મા ?' પ્રતિભાએ વેદનાથી પૂછ્યું.

ઉત્તરમાં ડોસીએ ડોકું હલાવી ના પાડી.

'અને સારો સંસાર તને ધિક્કારે છે મા ?' ફરીવાર એજ વેદનાથી પ્રતિભાએ પૂછ્યું. જવાબમાં ડોસીએ ડોકું હલાવ્યું.

'અને તારા કાનને એ લોકો ઉપાલંભોથી દુષિત કરે છે, મા !

કે તારી પુત્રી કોઇ અન્ય પુરુષને લઈ નાસી ગઈ છે? અને તને એ લોકો અસ્પૃશ્ય ગણે છે?'

ઉત્તરમાં ડોસીએ પૂર્વવત્ ડોકું હલાવ્યું. એ કંઇ પણ બોલી નહિ. એની આંખોનાં આંસુમાં એ વેદનાકથા ટપકતી હતી.

વિજળીનો પ્રખર પ્રહાર થતાં જેમ સૃષ્ટિ જાગૃત થઇ જાય એમ પ્રતિભા એ પ્રખર આંચકાથી જાગી ગઈ. એ ઉભી થઈ ગઇ. એણે જઇને દ્વાર ખોલી નાખ્યાં.

'ઓ પ્રતિભા! તું ક્યાં જાય છે મારી પુત્રી?' કહેતી વૃધ્ધ ડોસી એની પાછળ દોડી, એનો હાથ પકડી એને ઘરમાં ખેંચવા નિષ્ફળ પ્રયત્ન કરવા લાગી.

'મને છોડી દે, મને છોડી દે મા!' રડતી રડતી પ્રતિભા બોલતી હતીઃ 'મારે તારા સમાજની જરૂર નથી મા! મારે એ ઉપાલંભો સાંભળવા નથી. મારો સંસાર મને બોલાવી રહ્યો છે, ઓ માતા! અને અનેક પંગુઓ અને અનેક વિકૃત માનવીઓ મને બોલાવી રહ્યા છે—એ લોકો મને કહી રહ્યા છે, 'ઓ મહારાણી!' તમે ચાલ્યાં આવો, તમારા પાદસ્પર્શથી અમે ધન્ય થઇશું, તમારું ચરણામૃત પી અમે ધન્ય થઇશું. ઓ માતા! એમના આતુર વિલાપો હું જોઇ શકતી નથી, અને હું ચાલી જાઉં છું.' કહી એનો હાથ છોડાવી એ ઘર-બહાર નીકળી ગઇ.

'પ્રતિભા! ઓ પ્રતિભા!' રડતી રડતી એની વૃધ્ધ માતા એને પોકારતી રહી, પણ એતો ચાલતી જ ગઇ, શૂન્ય હૈયું લઇને. એની માતાના શબ્દો એના કર્ણપથ પર અથડાઇને પાછા પડવા લાગ્યા, અને એતો ચાલતી જ ગઈ, દૂર દૂર! નીલા વાંસનાં પર્ણો આર્જવ કંઠે રડતાં હતાં, કદમ્બનાં ખરેલાં કુસુમો કચરતી કોઇ વેદનામૂર્તિ જેમ, માનવતાની અખંડ કરુણા જેમ, એ ચાલતી જ ગઇ, અને દૂર દૂર નીકળી ગઇ, સભ્ય સમાજ એના પગપડછન્દા સાંભળી ન શકે એટલે દૂર, સુદૂર!

# પાર્વતી

છેલ્લા ત્રણ ચાર વરસથી મારી પત્નીનું શરીર ક્ષિણ થ
જતું હતું. એક વખત એવો હતો જ્યારે હું એનું સૌંદર્ય જોઈ ધન્
થઇ જતો. મને લાગતું કે જગતજાહન્વિ ગંગાએ મારા કુળનો ઉદ્ધા
કરવા એની પુત્રી જમુનાને મારે ત્યાં મોકલી છે. એના પવિત્ર જીવ
પ્રવાહમાં એ મારા કુટુંબનો મેલ ધોઇ તેને પૂનિત કરશે.

પણ મારી કલ્પના સાચી ન નીવડી. એના મૂક્ત જીવન પ્રવા
હની શરૂઆતમાં જ કોઇ પ્રચંડ શૈલખંડ આડે આવીને પડ્યો, અ
તેનું વહેણ અટકી ગયું. અચાનક તેના જીવનની કવિતા મૃત્યુ પામી
પહેલાં એ જ્યારે મારા ગૃહને શણગારવા આવી ત્યારે કોઇ ઉલ્લાસન
મૂર્તિ જેમ આખો દિવસ ઉછળતી હતી. એના કાર્યમાં નવયૌવનને
ઉત્સાહ અને આતુરતા જણાઇ આવતા હતા. એ જાતે જ તુલસીન
છોડને પાણી પાતી, કુવાકાંઠેથી શીતલજલના બેડાં ભરી લાવતી
રાંધતી, અને મારા દરેક કાર્યમાં સરખો ભાગ આપતી.

પણ જ્યારથી એ માંદગીને બિછાને પટકાઇ પડી ત્યારથ
મારું આખું ગૃહ અસ્તવ્યસ્ત દશામાં આવી પડ્યું. જલસિંચન વગ
તુલસીનો છોડ કરમાઇ ગયો. બાજુની એક પડોશણ થોડું પાણ

ભરી આપતી, અને હું મુશ્કેલીએ થોડી રોટલી બનાવી મારી પત્નીના ચરણમાં એનો અર્ધ્ય ધરતો.

આ બધું વધુવાર ટકયું નહિ. હું છેક જ કંટાળી ગયો હતો. મારી પત્ની પણ વારંવાર મને કહેતીઃ 'તમે શા માટે આટલી મુશ્કેલી ઉઠાવો છો ? કોઇ રાંધનારી બાઇને રાખી લ્યો તો ? આટઆટલા પૈસા પુસ્તકો પાછળ ખરચો છો તે રાંધવાવાળીને આપો તો ? મારી પાછળ તમે પાગલની જેમ પૈસો વેરો છો, સેવા કરો છો, દેવી જેમ મને પૂજો છો. અરેરે ! આ બધાનો બદલો હું કયે દિવસ વાળી શકીશ ? આમ કહી એ ઘણીવાર રોઈ પડતી, તેની આંખોમાંથી અશ્રુબિન્દુ વહી જતાં, એટલે હું કહેતોઃ ' આમાં હું કંઈ પણ વધુ કરતો નથી. પ્રભુએ મને સેવાનો આ અમૂલ્ય પ્રસંગ આપ્યો છે, તારા ચરણ સ્પર્શથી મારા જીવનનો મેલ ધોવાય એ શું ઓછું પૂન્ય છે ?' આમ કહી હું બીજા ગૃહકાર્યમાં પરોવાઈ જતો.

અત્યારસુધી હું કેટલાય ડૉકટરો પાછળ ગાંડાની જેમ ઘૂમતો હતો. પૈસાની બરબાદી કરતો હતો. પણ હવે એ બધું વ્યર્થ જતું હોય એમ મને લાગ્યું. દીપકમાં તેલ ખૂટતું જતું હતું. એમાં નવચેતન પૂરી ફરીવાર એના પ્રાણમાં પ્રફુલ્લતા રેડી શકે એવું કોઇ આ જગતમાં નહોતું. છેલ્લે એક સિવિલસર્જનની સલાહ પણ લઈ લીધી. તેણે મને કોઇ ગામડામાં હવાફેર કરવા જવાનું સૂચન કર્યું.

મારી પત્નીને લઈ હું ઉલાપુર પહોંચ્યો. એક પુરોહિતના પડોશમાં એક ઘર ભાડે રાખી મેં જૂના સ્વપ્નકિલ્લાઓ પાડી નાખી નવા ચણવાનો આરંભ કર્યો. હું એક જ આશાએ જીવતો હતો, અને તે આશા મારી પત્ની હતી. હું દિવસ અને રાત તેની સેવા કરતો. એ સારી થાય, એનામાં નવું જીવન આવે, અમે ફરીવાર નવો પ્રેમસંસાર માંડી શકીએ. ઓહ ! કેટલી નિરાશાઓ વચ્ચેથી, કેટલા અંધકાર વચ્ચેથી આશાનો એ કિરણતાર મારામાં પ્રકાશ જેમ પથરાઇ જતો હતો ! ત્યારે હું મારી જાતને ભૂલી જવા પ્રયત્ન કરતો હતો.

ખાવાપીવાનું કંઈજ ઠેકાણું નહોતું. મારા બધા વિચારોનું કેન્દ્ર મારી એક જ સફળતા પાછળ બનાવી હું પાગલ બન્યો હતો.

પણ મારા પાડોશી રાધામુકુંદ બાબુનું હૃદય મને જોઈ દ્રવી ઉઠતું. એથી એની પુત્રી પાર્વતીને દરરોજ કંઈને કંઈ ખાવાનું આપી એ મારે ત્યાં મોકલતાં.

પણ મને એ પાર્વતીની કશી પડી નહોતી. એ દરરોજ રસોઈ મૂકી, મેં આરામ લેવા માટે બાંધેલા હીંચકા ઉપર બેસતી. તરંગિણી જેમ ડોલતી. કોઈ વાર પૂર્વની બારીમાંથી દૃષ્ટિ ફેંકી દૂરદૂર જોઈ રહેતી. કોઈ વાર મારા શયનખંડમાં જઈ દર્પણમાં એનું ગૌર, યૌવનની પ્રથમ રંગની પીંછીથી રંગાયેલું મોઢું જોઈ એકલી એકલી હસતી અને પછી મૌનની કોઈ મૂર્તિ જેમ ચાલી જતી.

એ સંસ્કારી હતી, ખૂબ ભણેલી હતી, એ વાત ચોક્કસ હતી. કોઈવાર હું એના હાથમાં કવિવર ટાગોરના સ્વદેશ મૂક્તિના ગીતોનું પુસ્તક જોતો, તો કોઈવાર રશિયન ક્રાંતિના પ્રણેતા લેનીનના ભાષાંતરો, અથવા ઝોલાની એકાદ પીડિતજીવનની કથા આલેખતું પુસ્તક જોતો.

ઘણાં દિવસ થયાં એ મને ભોજન આપવા આવતી હતી, છતાં એના અંતરનાં ભાવ હું જાણી શક્યો નહોતો. એટલું તો ચોક્કસ હતું કે એના અંતરના નેપથ્યમાં કંઈકંઈ વાતો, ઊર્મિઓ ભંડારાયેલી પડી હતી અને એ બધું પ્રગટ કરવાની તક એ હંમેશાં શોધતી હતી.

* * *

એ શરદઋતુના દિવસો હતા, એનું મને સ્મરણ છે. એક સાંજે પાર્વતી એની વેણીમાં મહુડાનું સુંદર ફૂલ ખોસી કોઈ આનંદની મૂર્તિ જેમ મારે ત્યાં આવી. હું મારી પત્નીના કપાળ ઉપર કોલન-વૉટરના પોતાં મૂકી રહ્યો હતો. સામેના હીંચકા ઉપર સ્થાન લઈ એણે કહ્યું: 'તમે એટલું જ જાણતા હોત સતીશચંદ્ર ! કે હું શું માટે

અહીં આવું છું તો...' કહી એ મૌન બની ગઇ. તેણે દૃષ્ટિ ફેરવી લીધી.

ગંભીર બની મેં પૂછ્યું: 'ભલા શા માટે ?'

'મારા દેશના યશોગાન ગાવા,' મૃદુ સ્મિત કરી એણે આગળ ચલાવ્યું: 'તમે અમારું ઉલાપુર જોયું ને ? બંગાળમાં એની હરોળમાં ઊભું રહી શકે એવું એક પણ ગામ નથી. જગતજાહન્વિ ગંગા અમારા ગામને સ્પર્શીને જ ચાલી જાય છે. અને અમારાં નીલા, કમોદથી ઊભરાઈ જતાં ખેતરો, દ્રુમો અને વલ્લરીઓથી શોભી ઉઠતાં ઉપવનો ! કેટલા સુંદર છે ! અહીંયા જે ફૂલો ઉગે છે એવા સારા હિંદુસ્તાનમાં બીજે કોઈ સ્થળે નથી ઉગતાં. અમારું અત્તર ઠેઠ પેરીસ સુધી જાય છે, અને અમારાં ઉતારેલાં ફળોથી કલકત્તાની ગલીઓ ઉભરાઇ જાય છે.' એની શબ્દધારામાંથી સ્વદેશાભિમાન નીતરી રહ્યું હતું. એ બોલતાં બોલતાં જાણે પાર્વતી એક પ્રકારના ઉન્માદમાં આવી જતી હતી. કોઈ ઘેરી જ્યોત એની આંખોમાં સળગી ઊઠતી હતી.

'પણ તમારા ઉલાપુરના મકાનો તો બિલકુલ ન્હાનાં છે, પાર્વતી !' એના સ્વદેશાભિમાન ઉપર પ્રહાર કરવાની ઈચ્છાથી મેં કહ્યું.

કોઇ જ્વાળા જેમ સળગતી એ બોલી: 'એ ન્હાનાં છે, પણ કેટલાં સુંદર છે ? એના દરેકનાં છાપરાં ઉપર જે લાલ નળિયાં મૂકચાં છે, એ અમારા જ કુંભારોએ બનાવ્યાં છે. એની ભીંતો ઉપર જે રંગોળી પૂરી છે એ અમારા જ ચિતારાઓએ પૂરી છે. તમે ગઈ કાલે એક ધડાકો સાંભળ્યોને, સતીશચંદ્ર ! એવો ભયાનક અને ઘેરો અવાજ, એવા તો અહીંજ સંભળાય, અને તે અમારું એક જુનું ઘર અચાનક હવાના ઝપાટાથી પડી ગયું એનો હતો.' એના મુખારવિંદ ઉપર સંતોષની આછી રેખાઓ પ્રકટાવતાં એણે પૂરું કર્યું.

અને પછી તો એ બધું નિયમિત જેવું બની ગયું. જ્યારે

સંધ્યાની કસુંબલરંગની કુસુમપાંદડીઓ ક્ષિતિજમાં પથરાઈ જતી, અને બાજુમાં ભગવાન મહેશના મંદિરમાંથી પૂજારીનો શ્રદ્ધાભીનો, ભાવનાની કોમલતાથી ખરડાયેલો સ્વર આરતીના સંગીતભર્યા રણકાર સાથે મિશ્ર થઈ ઢોળાઇ જતો, ત્યારે પાર્વતી મારે ત્યાં આવતી, છેક મોડે સુધી બેસતી અને પછી ચાલી જતી.

એની દરેક વાતોમાંથી એનું હૃદય અને તેમાં રમી રહેલાં સ્વદેશપ્રેમના સનાતનભાવો પ્રતિબિંબિત થતા હતા. છેલ્લા થોડા દિવસ થયા તેણે બંગાલની ક્રાંતિની વાત ઉપાડી હતી. અને તે એટલી ઢબથી! છટાથી! અને એ ક્રાંતિની વેદી ઉપર ચડી ગયેલા બંગાલના અનેક નવયુવાનો ઉપર એના અંતરનો ઊંડો આશીર્વાદ એમાંથી પ્રગટ થતો હતો. એ બધા ક્રાંતિવાદીઓના વીતકની કરુણ કથનીઓ, તેમના જીવનકલહો, અને કૌટુમ્બિક વ્યાધિઓ, એ બધું એવી સરસ, એવી કરુણ વાણીમાં પાર્વતી રજુ કરતી હતી.

ત્યારે મને થયું કે રાધામુકુંદબાબુને ત્યાં એક સજીવ રાષ્ટ્રજ્યોત સળગે છે. આ બધી પ્રેરણાઓ, આ બધી સ્વદેશાભિમાનની ઉન્નત કલ્પનાઓ તેનામાં જન્મી ક્યાંથી?

એના રંગઢંગમાં પણ અજબ પરિવર્તન જોવામાં આવતું હતું. એ ત્રિરંગી પટ્ટાની ખાદીની સાડી પહેરતી હતી, કપોલમાં ઝીણી કુંકુમની ટીલડી કરતી, એના સુંદર રેશમી વાળ એ આધુનિક ઢબના ગુચ્છા પાડવા કરતાં સીધા હોળી લેવાનું વધુ પસંદ કરતી. પછી એની વેણી ગૂંથી એ અંદર કમલનું ફૂલ ખોસતી.

ત્યારે મને એમ જ લાગતું કે રાધામુકુંદબાબુને ત્યાં ભારતની સંસ્કૃતિએ પગ દીધો છે, અને એ પગલે પગલેથી પ્રેરણાની ધારાઓ ફૂટી કોઈ સુહાગી હિંદુસ્તાનને મધુર મુક્તિગીતોના સ્વરઘેલું કરી મૂકે તો નવાઈ નહિ.

× × ×

મારી પત્ની માટે મેં જે આશાઓ બાંધી હતી એ કદી અંકુરિત થઇ નહિ. ઉલાપુરમાં જ એની ભસ્મ ઉપર પ્રણયના છેલ્લા અશ્રુ સારી હું કલકત્તે આવ્યો. ત્યારે ભારતની મુક્તિ અર્થે પૂજ્ય ગાંધીજીએ સવિનય કાનુનભંગનું બ્યુગલ ફૂંક્યું હતું. એ વર્ષ મારા સ્મરણપટમાં હજુ રમે છે.

સારા ભારતવર્ષમાં સત્યાગ્રહયુદ્ધના મોરચા મંડાઇ ચૂક્યા હતા. ગલીકૂંચીઓમાં મધુર મુક્તિગીતો ગવાતાં હતાં. ભારતની સ્ત્રી શક્તિએ પણ પ્રચંડ ઉછાળો માર્યો હતો. એ સૌથી મોખરે ઉભી દેશયજ્ઞમાં બલિ તરિકે હોમાઈ જવા ઉત્સુક બની હતી.

હું પણ એ વાતાવરણમાં ધસડાઇ ગયો. સ્વદેશની મુક્તિ માટે મારા અંતર તળે એક પ્રકારનો થનગનાટ રમવા લાગ્યો. સ્વયંસેવકોની એક ટુકડી સાથે હું નિમકનો કાયદો તોડવા આગળ ધસી રહ્યા હતો.

નિમકના અગર પાસે અમે બધા આવી પહોંચ્યા હતા. લાઠીધારી પોલીસ અને સાર્જંટનું એક ટોળું ધસતું આવી અમારા આડે ખડકાઇ ગયું. અમને પાછા ચાલ્યા જવા એમણે છેલ્લું વાક્ય સંભળાવી દીધું.

પણ અમે તો કોઇ પ્રમત્ત સાગરની ઊર્મિમાલાની જેમ આગળ ધસતા હતા. અમારા મોખરે એક સ્વયંસેવિકા કેસરી સાડીમાં સજ્જ થઇ, હાથમાં ત્રિરંગી ધ્વજ ફરકાવતી મધુર મુક્તિગીતો ગવડાવતી આગળ ચાલતી હતી.

લાઠીધારી પોલીસોએ આવી એના કોમલ દેહને અનેક પ્રહારોથી છૂંદી નાખ્યો. છતાં એનો ઉન્નત ધ્વજ અણનમ રહ્યો.

ઘવાયેલી હાલતમાં જ્યારે અમે બાકીનાઓ એને શય્યામાં નાખી તંબૂમાં લઇ આવ્યા ત્યારે જ હું જાણી શક્યો કે એ પાર્વતી હતી. સ્વદેશાભિમાનની એ જ્વલંત પ્રેરણા હતી.

ડૉક્ટરે આવી એનો ઉપચાર કરવા માંડ્યો. અનેક પાટા બાંધી જ્યારે એ થાક્યો ત્યારે ચાલ્યો ગયો. તંબૂમાં એકલો હું એક હરિકેન ફાનસના અજવાળે પાર્વતીના કોમળ મુખારવિંદ તરફ તાકતો બેઠો હતો.

જ્યારે શશિયર આકાશે ચડ્યો ત્યારે પાર્વતીએ આંખો ઉઘાડી. સવારના કમલફૂલ ઉપર તુષારબિંદુ જે શોભા આપે છે, એવું એક સ્મિત, અત્યંત મૃદુલ, અત્યંત ભાવપ્રચુર, એના મોઢા ઉપર પથરાઇ ગયું. ખૂબ મહેનત કરી એણે મને ઓળખવા પ્રયત્ન કર્યો.

'સતીશચંદ્ર, હાં! તમે મને સાંભળોછો ને?' અતિ ધીમા સ્વરે એ બોલતી હતી.

હું તેની ખૂબ નજીક જઈ બેઠો: 'પાર્વતી બહેન! તું શું કહે છે?' મેં અત્યંત ભાવપૂર્વક એના મોઢા ઉપર દૃષ્ટિ નાખી. સંતોષની આછી રેખાઓ ત્યાં પથરાઇ ગઇ હતી.

'તમે મારું સાંભળોછો ને સતીશચંદ્ર!' એણે ફરીવાર પુનરાવર્તન કર્યું: 'હું મરું પછી મારા દેહને ઉલ્લાપુર લઇ જજો. આસોપાલવની ઘેરી ઘટાઓ જ્યાં પથરાએલી છે, આમ્રવૃક્ષે જ્યાં કોકિલાઓ નવવસંતના મનોહર ગીતો ગાય છે, એ મારી જન્મભૂમિમાં મને જલાવજો.'

'પણ તું જીવવાની છે. પાર્વતી! ડૉક્ટર કહે છે કે તારે આરામની જરૂર છે.'

'ના, ના, ના, મારે હવે જીવવું નથી!' એ બોલી: 'કોઇ ઘેરા આર્જવગાને મને બોલાવી રહ્યું છે. એ ગાનમાં હું માતા ધરિત્રીનો વિલાપ સાંભળું છું. જીવનની બધી વેદના શાંત કરી દે એવો એ અવાજ મને ખેંચી રહ્યો છે.' એટલું કહી એ ચૂપ બની.

એના, એના મુખારવિંદ ઉપર મૃત્યુનું ભીષણ વાદળ તૂટી પડ્યું. એની આંખો ફાટી ગઇ. એ નિર્મલ આંખોના પ્રકાશમાં મેં એક મૂર્તિ જોઇ. રડીરડીને એની આંખો સૂઝી ગઈ હતી, અને એ મૂર્તિ વિશ્વમૈયા ભારતીની હતી.

# રાધિકા

ઉષાએ જ્યારે કુમકુમરંગી પુષ્પોથી કૈલાસ ઉપર વિરાજમાન શીવભગવાનને પૂજાનો અર્ધ્ય ધર્યો ત્યારે પ્રેમનાથ એની અંધારી જેલની ઓરડીમાં જાગી ગયો. આજ એક વર્ષ થયા આ જેલની અંધારી દિવાલો પાછળ એ હડસેલાઇ ગયો હતો. એક વર્ષ થયા એની નાનકડી ઓરડીની બારીમાંથી એ ઉષા અને સંધ્યાના દર્શન કરી કરી દિવસ વિતાવતો હતો. છતાં સારો સંસાર જાણે કે જાગ્રત હોય એમ એના જીવનના માનમાં એ અનુભવી રહ્યો હતો. જો કે તે એવા કેસમાં પકડાયો હતો કે એમાં જીવનની બધી આશા પાન-ખરમાં ખરી ગયેલાં પત્રો જેવી હતી. છતાં એના પ્રેમસંસારને એ ભૂલી શકતો નહોતો. પ્રેમ અને લાગણીનો એક તંતુ તેને આ અસ-હાય, પરવશ સ્થિતિમાં પણ સારા સંસાર સાથે જોડતો હતો.

જેલના કામકાજથી નિવૃત્ત થઈ જ્યારે તે ઓરડીની બારીમાંથી બહાર દૃષ્ટિ નાખતો ત્યારે જાણે આખું જગત એને આવકારી રહ્યું ન હોય એવો આભાસ તેને થતો. ત્યાંથી દૂર ચાલી જતી મંદાકિનીના જલપ્રવાહને એ અનિમિષ નયને જોઇ રહેતો. જાણે એ જગતમાતા એને પ્રેમનાં ગીતોથી એના ખોળામાં આવવા આવકારી રહી ન હોય એવું છાનું દર્દ એના અંતરતલે એને થતું. એની બાજુમાં ઉભેલા

શિવમંદિરમાં જતા આવતા અનેક શ્રદ્ધાના યાત્રિઓ રંગબેરંગી કુસુમોની માલા લઇ પ્રભુના ચરણે અર્ધ્ય અર્પવા જતા, જ્યારે એ જોતો ત્યારે એને પણ એવા પ્રેમયાત્રી બનવાનું મન થતું. એને પણ થતું કે એ એવા કુસુમોના ઉપહારથી એના દેવ–અંતરની દેવીને પ્રસન્ન કરવા જઈ શકતો હોત! પણ એ બધું બનવું કેટલું આકાશ-કુસુમવત્ હતું!

અને એ બધાથી પર જ્યારે એને પોતાનું નાનકડું ગામ યાદ આવતું–અને એના છેક છેવાડાના ભાગમાં એક નાનકડું ઘર–અને તેમાં રહેતી એક સુંદર સ્ત્રી અને તેનું બે વર્ષનું બાળક યાદ આવતું ત્યારે તેને આ દિવાલો તોડીને અહીંથી નાસી જવાનું મન થતું. દરેક પળે એને લાગતું કે કોઇ એને મીઠા, હલકભર્યા અવાજે બોલાવી રહ્યું છે. કોઇ જાણે એને કહી રહ્યું હતું: 'પ્રેમનાથ! મારા પ્રાણ! હું તમારું માર્ગદર્શન કરું છું.' અને એ શબ્દોએ એ જાગ્રત બની જતો ત્યારે એને થતું કે આ જેલની દિવાલો પાછળ એક સજીવસૃષ્ટિ ઉભી છે અને થતું કે આ કુંઠિત, ભેદક વાતાવરણની પેલે પાર એક પ્રેમનું નગર વસી રહ્યું છે.

* * *

થોડાક દિવસ થયા કોઇ નવયુવાન સ્ત્રી જેલના ઉપરી પાસે આવી હતી. એને પ્રેમનાથને મળવું હતું, પણ પ્રેમનાથ તો ખૂનકેસનો ડાકુ! એને મળવાની પરવાનગી મળતી નહોતી. વારંવાર એના સાલ્લાનો પાલવ પાથરી એ જેલના યુવાન અધિકારીને વીનવતી, અને જ્યારે એ પાષાણ હૃદય જરા પણ પીગળતું નહિ, ત્યારે હૃદયમાં એક છૂપી વેદના સમાવી ત્યાંથી એ ચાલી જતી. આખરે થોડા દિવસને અંતરે એ અધિકારી પીગળ્યો ખરો. એને આવતા સોમવારે મળવાની પરવાનગી મળી.

* * *

થોડા દિવસ એમ ચાલ્યા ગયા. અને પ્રેમનાથ સુખના સિંહાસને ડોલતો હતો. તેને ખાવાનું આપવા આવતા એક દારોગાએ ખબર કરી હતી કે એક નવયુવાન સ્ત્રી જેલમા દ્વાર પાસે આવી હતી અને તેને સોમવારે પ્રેમનાથને મળવાની છૂટી આપવામાં આવી છે.

એ ખબર જ્યારથી એને મળ્યા હતા ત્યારથી એનું હૃદય કોઇ પીંજરમાં પૂરાયેલા પંખી જેમ ફફડાટ કરતું હતું. હવે જ્યારે એ ઓરડીની બારીમાંથી બહાર દૃષ્ટિ નાખતો ત્યારે આકાશ મેઘવૃંદથી મનોહર લાગતું. આ શ્રાવણ માસ હતો, અને આછી આછી જલ–વાદળીઓ મોતીના બિન્દુડે પ્રકૃતિને અભિષેકતી હતી.

આ શનિવારે એના કેસનો આખરી ફેંસલો આવી જવાનો હતો, છતાં એના હૃદયમાં જરા જેટલો યે થડકાર નહોતો. એ તો એના પ્રેમ સ્વપ્નમાં અહોનિશ મશગૂલ હતો. એની પ્રિયતમા તો એને સોમવારે મળનારી હતી, છતાં આજ એ દિવસ અગાઉ એ ઉત્કંઠપ્રાણ બની ગયો હતો. વારંવાર એ પોતાની ઓરડીના સળિયાવાળા દ્વાર પાસે આવીને ઉભો રહેતો હતો. એના પ્રેમનું સુપરિચિત મુખારવિંદ ખોળવા એ પ્રયત્ન કરતો. એના પ્રેમની પગપાનીના ધબકારા સાંભળવા એનું હૃદય એકતાન થઇ જતું. એના હાથમાં પહેરેલા આરસી કંકણનો પ્રિય ધ્વનિ સાંભળવા એ આતુર પરવશ બની જતો હતો. ત્યાં તો દારોગો આવ્યો. તેના સાથે બીજા પાંચ પોલીસના માણસો હતા. કોર્ટમાં આજ તેના કેસનો આખરી ચુકાદો હતો. એ બધા એને અહીંથી લઇ જવા આવ્યા હતા.

×　　　　×　　　　×

સાંજે જ્યારે એ જેલમાં આવ્યો ત્યારે એનું વદન મ્લાન બની ગયું હતું. એનું મોઢું ફિક્કું ધતુરાના ફૂલ જેવું બની ગયું હતું. એના ચરણોમાં સારા જીવનનો થાક ઊભરાઇ ગયો હતો. સોમવારે એને ફાંસી પર ચડાવી દેવાનો હુકમ નીકળી ચૂક્યો હતો.

જીવનની છેલ્લી આશા કરમાઈ ગઈ હતી, છતાં એનું હૃદય

હસતું હતું. કોઈ સુંદર નવયુવાન સ્ત્રીની પગપાનીનો થડકારો સાંભળવા—એનો બપૈયા જેવો મધુર સ્વર સાંભળવા—શેફાલી ફૂલ જેવી એની આંખોનાં અમૃત પીવા.

સોમવારે સવારમાં જ એની ઓરડીનું સળિયાવાળું દ્વાર સત્તાવાળાઓએ ખુલ્લું મૂકી દીધું, અને એક નવયુવાન સ્ત્રીએ એ ઓરડીમાં પ્રવેશ કર્યો.

કેદી પ્રેમનાથ એની રાહ જોઇને જ બેઠો હતોઃ ‘ તું આવી ગઈ રાધિકા ! ’ પ્રેમથી ઊભરાઇ જતા અવાજે એ બોલ્યો અને તેના બન્ને હસ્તકમળ પકડી એ ઊભો રહ્યો.

‘ હા, હું તો ઘણા દિવસ થયા આવી હતી. પણ જેલનો અધિકારી મને અહીં આવવા દેતો નહોતો. તમને આજે મળીને હું ધન્ય થઇ છું. ’

‘ કાલુ ક્યાં ? ’ પ્રેમનાથે એને ખાલી હાથે આવેલી જોઇને આશંકામાં સરતાં પૂછ્યું.

‘ એને તાવ આવતો હતો એટલે સાથે ન લાવી. બાજુની પાડોશણ પાસે મૂકી આવી છું.’ રાધાએ એની આંખોમાં જોતાં કહ્યું.

‘ એ મને યાદ કરે છે રાધા ! ’ કેદીએ સોત્કંઠ બનીને પૂછ્યું.

‘ જેટલીવાર એ ભગતને ભિક્ષા માગવા આવતા જુએ છે એટલી વાર એ કહે છે, ‘ બાપા ’ ‘બાપા.’ એ આંખોમા અશ્રુ ગૂંથી રાધા બોલી.

‘ અને એને તાવ આવે છે રાધા, ’ લાગણીવિવશ બની પ્રેમનાથ બોલ્યોઃ

‘ તેં પત્રમાં લખ્યું હતું ને ? ’

‘ હા, અને એ તાવમાં તમને જ ઝંખે છે. ’

‘ તાવ કંઈ બહુ નહિ આવતો હોય ? શરીર પીળું પડી ગયું છે ? ’ પ્રેમનાથ વલોવાઈ જતો હોય એમ બોલતો હતો.

‘ ના, ના, એટલું બધું નહિ, પણ ડૉકટર સાહેબ કહે છે એને ટાઇફોઈડ લાગુ પડ્યો છે. ’

એ શબ્દ પડતાં જ પ્રેમનાથનું હૃદય ચીરાઈ ગયું. મૌન બની એ એમ જ ઊભો રહ્યો. એની આંખોમાં થોડા અશ્રુબિન્દુ ગૂંથાઇ ગયાં.

પણ સ્ત્રીથી મૌન રહે એમ નહોતું. આગળ વધી એણે કહ્યું: 'અને કાલીમાતા[1] તમને યાદ કરે છે.'

ક્ષણિક ભાનમાં સરતો હોય એમ પ્રેમનાથ રાધાના મોઢા તરફ જોઈ રહ્યો. એ કંઇ પણ બોલ્યો નહિ, એટલે રાધાએ આગળ ચલાવ્યું: 'એને એક નાનકડી વાછડી આવી છે. અને કેટલી સુંદર! ઓ મા! કેવી મનોહર એની આંખો!' લાગણીથી ઉભરાઈ જતી હોય એમ એ બોલતી હતી.

'કાલીમાતા યાદ કરે છે રાધા?' પ્રેમનાથ ધીમેથી બોલ્યો.

'હા, એ તમને ઝંખે છે. જ્યારે ભગત ભિક્ષા લેવા આવે છે ત્યારે એના પગનો થડકારો સાંભળી એના કાન ચમકે છે. માથું હલાવી એના કંઠની ટોકરી એ બજાવે છે, અને કોઇ પરિચિત શ્વાસની સુગંધ લેવા ઘડીઘડી નાકના ફોયણા ઉઘાડબીડ કરે છે.' રાધાએ કહ્યું.

'ઓ ભગવાન કયારે હું એ કાલીમાતાના શિશપર હાથ ફેરવી શકીશ! કયારે એના ચરણને પૂજી શકીશ!' પ્રેમનાથે નિરાશાના ઉદ્‌ગાર કાઢયા.

'તમે કયારે આ કેદખાનામાંથી છૂટવાના છો સ્વામી? આખું ગામ કહે છે કે તમે નિર્દોષ છો અને સાચો ખૂની તો સાતપુડા પહાડોમાં છૂપાતો ફરે છે એ વાત સાચી છે ને સ્વામી? અને તમે છૂટવાના છો ને?' રાધાએ એના નયનોમાં અપાર વેદના લાવી કહ્યું.

'હા, હું કાલે છૂટવાનો છું રાધા!' કોઈ ઘેલછામાં સરી જતો ન હોય એમ પ્રેમનાથ બોલતો હતો: 'ખુદ રાવસાહેબ મને છોડવા આવશે.'

---

૧. ગાયનું નામ.

'એ રાવસાહેબ કોણ છે સ્વામી?' એના હાથ પંપાળતી રાધા સોત્કંઠ બની પૂછવા લાગી.

'તને એની ખબર નથી રાધા! એ આ બધી જેલોના જ અધિકારી છે. એનો હુકમ મળતાં જ બધી જેલોનાં દ્વાર ખુલ્લા થઇ જાય છે. એનો હુકમ પડતાં જ બધાં કેદીઓ બંધનમુક્ત થાય છે.' ખૂબ ઘેલછામાં હજુ એ બોલતો હતો.

'તમને એ છોડાવશે? એણે કહ્યું કે તમે નિર્દોષ છો?' રાધાએ વ્યગ્રચિત્તે પૂછ્યું.

'હા, એણે કહ્યું કે હું બિલ્કુલ નિર્દોષ છું. અને કાલે એ મારા દ્વાર ઉઘાડવા આવશે. એ મને બંધનમુક્ત કરી મારા કંઠમાં શેફાલી ફૂલની માળા નાખશે, અને મને એમની પાછળ પાછળ લઈ જશે.' પ્રેમનાથ આનંદનાં આવી જઇ બોલતો હતો.

'અને તમે આપણે ગામ પાછા આવશો? કેવું સુંદર! હું એ રાવસાહેબના પગ પકડી અને કહીશ તમે અમારું જીવન ઉજ્જવલ કર્યું છે. સાચું કહું છું સ્વામી! અને આપણો કાલુ, અને કાલીમાતા તમને પ્રેમથી આવકારશે.' રાધા એટલું બોલી રહી કે તરત જ જેલના અધિકારીએ ઘંટ પર એક પ્રહાર કર્યો. રાધિકાએ જોયું તો દારોગો તેને આ પ્રેમસ્વપ્નમાંથી બહાર લઈ જવા દ્વાર આગળ આવીને ઊભો હતો. એ કંઈ પણ બોલી શકી નહિ. આંખમાં આંસુ ગૂંથી એણે એના પ્રેમનાથના ચરણની રજ લઈ માથે ચડાવી, અને પછી કોઈ વેદનાથી ખરડાયેલી મૂર્તિ જેમ બહાર નીકળી. એણે પાછું ફરીને જોયું તો એના દેવતાના મંદિરનાં દ્વાર બંધ થતાં હતાં.

\+ + +

એ સાંજે જ્યારે એ એકલી અટુલી પોતાને ગામ જવા નીકળી ત્યારે એના નાનકડા ચિત્તમાં એક જ ચિંતા હતી કે એણે પોતાના દેવતાનો સત્કાર કરવા શું શું કરવું? એને ફરીવાર મળવા એનું ભોળું અજ્ઞાત હૃદય કેટલું ઉત્સુક! કેટલું આતુર હતું! રે! નારી હૃદય!

# તિમિર ઘર

ગર્ભશ્રીમંત એક ઘરમાં આજ ધામધુમ લાગી હતી. અનેક સ્ત્રીઓ તેમજ બાલક-બાલિકાઓ નૂતનવસ્ત્રોથી સજ્જ થઇને ઘરમાં અવરજવર કરી રહ્યા હતા, એથી ઘર જાણે કોઇ પૂનિત યાત્રાધામ જેવું બની ગયું હતું. કંઇ માંગલિક પ્રસંગ આજ ત્યાં હતો. ઘરમાં વસતા કુટુંબની સૌથી નાની પુત્રી શેફાલીકાનો સંબંધ આજ ગોઠવાયો હતો.

સવારથી જ દોડધામ ચાલુ હતી. મીઠાઈના ટોપલાઓ આવી ગયા હતા. માત્ર રાહ જોવાતી હતી વરપક્ષની. એ લોકો ચુંદડી અને ઘરેણાની છાબ લઈ આવવાના હતા.

સ્ત્રીઓના ટોળા વચ્ચે શેફાલીકા બેઠી હતી. વય એનું હતું પ્રાયઃ પંદરનું. મુખપર આનંદ આજ ઉભરાઇ જતો હતો, સૂર્યોદયની સાગર ભરતી જેમ. બાજુમાં બધી બેઠી હતી એની સરખી વયની સખીઓ. એમણે જ આ કુલવધુ થનારીને સુંદર વસ્ત્રોમાં શણગારી હતી. સુંદર, લાલગવનની ઝરીકોર ભરેલી સાડીથી શરીર વીંટીને એ બેઠી હતી. કપાળમાં હતી કુમકુમની આશકા. આજ એના નયનદ્વાર જાણે કોઇ અલક્ષ્ય જ્યોતિથી અંજાઇ જતા હતા. સામેના ઉઘાડા

દ્વારમાંથી ચંચલ પવન લહરીઓ આવી આવીને એના માથાપરથી વસ્ત્રને ઉડાડી દેતી હતી, અને વારંવાર એની સખી એ એને ઓઢાડતી હતી.

સારો જેવો સમય વ્યતિત થવા આવ્યો હતો છતાં વરપક્ષના-ઓનો કંઈ પત્તો નહોતો. સગપણનું મૂહુર્ત વીતી જવા આવ્યું હતું. ગોર મહારાજ ખભે કાશ્મીરી શેલુ નાખીને, અને હાથમાં કંકાવટી લઈને આમથી તેમ દોડતા હતા. ઘડીમાં સામેના દ્વાર સુધી જઇ આવી, થોડીવાર થોભી, પુનઃ પાછા વળતા હતા. ધીરજ હવે ખૂટતી જતી હતી. કન્યાનો પિતા કનૈયાલાલ ગુસ્સામાં ધુંવાકુંવા થઇ જતો હતો, છતાં ગુસ્સો ક્યાં કાઢવો એનું કંઇ ઠેકાણું મળતું નહોતું.

બાજુના ઘરમાં સંમેલિત થયેલા પુરૂષો આખરે થાક્યા, અને મૂહુર્ત વીતી ગયું હોવાથી એક પછી એક નિજનિજને ગૃહે પ્રસ્થાન કરવા લાગ્યા. વરપક્ષ તરફથી કોઇ ચુંદડી અને આભુષણોની છાબ લઇને આવ્યું નહિ, એથી એકઠી થએલી સ્ત્રીઓમાં અનેક અટકળો થવા લાગી હતી. શેફાલીકાની કેટલીક ખૂબ નિકટની સગી સ્ત્રીઓ તો વરપક્ષને ઉપાલંભો, અને શ્રાપો આપી આપી જલાવી ભસ્મ કરવા સુધીના ચંડિપાઠ ભણવા લાગી હતી. અટકળો, કલ્પનાઓ, તો ઘણી ઘણી હતી. શું બાધા નડી હશે? અકસ્માત થયો હશે કે આ ઘર સાથે લોહીનો સંબંધ બાંધવાની વરપક્ષનાઓની ઇચ્છા જ નહિ હોય? નિરાકરણ બહુ મુશ્કેલ હતું.

નૌકા જે દૂર સમુદ્રમાં દેખાતી હતી, કાંઠે આવવા માટે હલેસા મારી રહી હતી. એની ગતિ તો ફરી ગઈ હતી. કાંઠે આવવાના બધા પ્રયાસો મૂકી દઇ, કોઇ ઉપેક્ષિતા જેમ એ કોઇ અજાણ્યા પ્રવાસે ઉપડી ગઇ હતી એમ શેફાલીકાને લાગ્યું.

સૌથી વધુ કફોડી સ્થિતિ તો એની જ થઈ હતી. મુખારવિંદ એનું કરમાઈ ગયું હતું. વારંવાર પહેલાં જે સ્મિત હોઠ વચ્ચે

આવીને રમી જતું હતું એ અદૃષ્ય થયું હતું, આંખમાં આંસુ નહોતા છતાં કોઈ નિર્માલ્ય તેજ ત્યાં છવાઇ ગયું હતું. એ કશું બોલી નહિ. નારીસમૂહ વચ્ચેથી એ ઉઠીને બાજુના ખંડમાં ચાલી ગઈ. અંદરથી દ્વાર બંધ કરી એ પલંગ ઉપર ઢગલો થઇને પડી. તૂટી જતી જાણે કોઇ આશાલતા ! આંસુ આંખમાં આવી ગયા હતા. ભગ્નહૃદય લઇને એ વર્ષ પહેલાના મધુર સંસ્મરણોની પગદંડીએ ચડી. ત્યારે એ સ્કુલમાં ભણવા જતી હતી. પ્રેમ કે લગ્ન વિષે બિલ્કુલ અજ્ઞાણ. એનો જરા સરખોયે વિચાર તેણે કર્યો નહોતો. ત્યાં તો અચાનક ક્યાંથી આંધી ઉડી અને એના જીવનસકલને છાયી લીધું. અંતરનો એક ખૂણો કોઈ અરૂપમૂર્તિ માટે જાગી ઉઠયો. જ્યાં ઘેરો અંધકાર છવાયો હતો ત્યાં કોઇના પગલાના અરપસ્પર્શથી દીપમાલા સળગી ઉઠી. એ નિખિલ હતો, એનું જીવનધન.

એની પડોશમાં જ એ રહેતો હતો, બન્ને સાથે એક જ સ્કુલમાં સહશિક્ષણ લેતા હતા. અનેકવાર એના ગૃહે એ જોમેટ્રીના થીયેરમ સમજવા જતી. એકવાર નિખિલે જ એને એક થીયેરમ સમજાવેલો કે બે સમાન અંતરે અને એક જ દિશામાં દોડતી લીટીઓ કદી ભેગી થઇ શકતી નથી. ફરી ફરીવાર એ થીયેરમ આજ એ યાદ કરવા બેઠી. બન્ને શું એજ સમાનઅંતરે, પ્રતિભાના, કીર્તિના માર્ગે દોડતા હતા ? જ્યાં ઐક્યની કે મિલનની આશા વ્યર્થ હતી ?

પ્રતિભા, નિખિલને વરી હતી એક સ્વપ્ન જેમ. કદિ એની ઝાંખી સરખી પણ એને થઈ નહોતી. ત્યાં તો કંઠમાં કીર્તિમાલા જેમ એ આવીને પડી અને એ ઉચ્ચકક્ષાએ, પ્રશંસાના શિખરે પહોંચ્યો. પેપરોમાં, અને સીનેમા બુલેટીનોમાં એના ફોટા છપાવા લાગ્યા. છતાં એ ક્યાં એનાથી ઉતરે એમ હતી ? સમાજની અગ્રણિ-ણીઓમાં એનું સ્થાન મોખરે હતું.

કોઇપણ જાહેર મેલાવડાઓ કે સમારંભો એના વિના શૂન્ય જેવા લાગતા.

શેફાલીકા એજ નક્કિ કરી શકી નહિ કે નિખિલ એને ભૂલી શકે કે નહિ? ગામ મૂકીને જ્યારે એ મુંબઇ કીર્તિ કમાવા ગયો ત્યારે શેફાલીકા સમજી કે એની બધા વસંતના દિવસોની તપશ્ચર્યા, સાધના, એળે ગઇ સમજવી. ફરીવાર એ ગામમાં પાછો ફરે, અને એણે આપેલા કોલ મુજબ એની સાથે લગ્નગ્રંથીથી જોડાય, એ બધું અસંભવિત જેવું લાગતું હતું. છતાં મુંબઇ ગયા પછી જ્યારે એ કોઇ ફીલ્મ કંપનીમાં જોડાયો ત્યારે નિયમિત એની પત્રધારા શેફાલીકા પ્રતિ વ્હેતી રહી. એના પત્રોમાં એ આશા, નિરાશા, પ્રણય, વેદના, બધુંયે વ્યક્ત કરતો હતો. અને શેફાલીકાને સમજાવતો હતો કે એનો શ્રદ્ધા દીપ બુઝાવી નાખી એણે અંધકારમાં બેસી જવું નહિ. વર્ષે, બે વર્ષે જ્યારે ફરીવાર એ ગૃહપ્રતિ પ્રયાણ કરશે ત્યારે જરૂર એની સાથે એ લગ્નગાંઠથી જોડાઇ જશે.

સ્કુલ મૂકયા પછી માતાપિતાએ જ્યારે સગપણની વાત ઉચ્ચારી ત્યારે નિખિલને જ પ્રથમસ્થાન એણે આપ્યું, અને માબાપને એને ત્યાં જ સંબંધ બાંધવા આગ્રહ કર્યો. એના પિતાએ નિખિલ સાથે પત્રવ્હેવાર કરી જોયો અને સંમતી મળી ચૂકી. વરકન્યા બન્ને પક્ષોએ નિખિલના એ વિચારને વ્હાલી આપી, અને સગપણનું થયું નક્કિ, ત્યાં તો બધું ઉલ્ટું જ બની ગયું. પલંગમાં પડ્યા પડ્યા શેફાલીકા એજ વિચારી શકી નહિ કે આ બધું કેમ બન્યું? વરપક્ષ તરફથી કેમ કોઇ ચુંદડી એના શરીર ઉપર ઓઢાડવા આવ્યું નહિ? શું એમની કુલવધુ બનવા માટે એ અયોગ્ય હતી? એમ અનેકાનેક વિચારોની પરિક્રમણામાં એ પડી ગઇ. નિખિલ ઉપર એને ધિક્કાર આવ્યો. પ્રણયની ભીની સુગંધીથી ખરડાયેલા એના પત્રો ઉપર

તિરસ્કાર આવ્યો. સુંદર સુંદર શબ્દોના એના ભાવના લેખનો ઘૃણાના એક જ શ્યામ ધાબાથી જાણે ઢંકાઈ ગયા.

× × ×

બીજે જ દિવસે એના પિતા કનૈયાલાલ બધા સમાચાર લાવ્યા હતા, વરપક્ષ જે એમને ઘેર સંબંધ બાંધવા આવવાનો હતો એ દૂરના એક મીલમાલિકની પુત્રીના દ્વારમાં એના પગલા લઇ ગયો હતો, અને નિખિલનો સંબંધ ત્યાંજ બંધાઇ ગયો હતો. કસુર બધી હતી નિખિલના પિતાની. એમણે જોયું કે કનૈયાલાલ સાથે સંબંધમાં જોડાવાનું નિખિલનું આ ઉતાવળીયું પગલું એ માત્ર છોકરબુદ્ધિના સ્ખલનરૂપ હતું. શેફાલીકાનું કુટુંબ ગર્ભશ્રિમંત ભલે હતું, છતાં એ પ્રતિષ્ઠામાં, ગોત્ર અને કૂળમાં ઉતરતી કક્ષાનું હતું. બહુ જ સાધારણ આ બીના હતી. હંમેશ મુજબ બને છે એમ જ. પ્રતિષ્ઠા, કુળ, ગોત્ર બધાયે એકી સાથે મળીને શેફાલીકાના જીવનમાં અંધારૂં ભરી દીધું.

રાત્રિભોજન સમાપ્ત થયા પછી અંદરના ખંડમાં ઝાંખા અજવાળે જ્યારે શેફાલીકાના કુટુંબની બધી જાજરમાન વ્યક્તિઓ ભેગી થઈ. તૂટેલા સગપણની ચર્ચામાં જ્યારે તેઓ ઉતરી પડ્યા ત્યારે સૌથી એક બાજુ તરી નીકળતો કનૈયાલાલનો ઘોઘરો અવાજ ઓરડામાં પથરાઈ જતો. એમણે કહ્યું: “ હું પ્રથમથી જ કહેતો હતો કે એલોકો આપણું નહિ માને છતાં શેફાલીકાએ મને ભરમાવ્યો. પહેલાં મને-કમને એ લોકો હા પાડી શકયા, પણ પાછળથી કહેવા લાગ્યા કે કુળ હલકું છે. ગર્ભશ્રિમંત કહેવાય તો ભલે રહ્યા, પણ સમાજમાં આબરૂ નથી. હવે ફરીવાર વરપક્ષમાંનો કોઇ પણ મારા ગૃહ આંગણમાં નહિ આવી શકે, આ મારી પ્રતિજ્ઞા છે.

શેફાલીકાની માએ કહ્યું: “ છોકરો ઠીક ઠીક હતો એથી તો મેં સંબંધ બાંધવાની હા પાડી હતી, પણ ગઈ કાલે જ મને એક નજિકના સ્વજન તરફથી જાણવા મળ્યું કે નિખિલ નાલાયક છે.

કોઈ ફીલ્મ કંપનીમાં જોડાયો છે. ધંધો બહુ હલકો ગણાય. થોડા વધુ પૈસા કમાય છે એથી શું થયું ? પણ આબરૂ કયાં ? શેફાલીકાને એથીયે ઘણાં સારા ઠેકાણે હું પરણાવી શકું એમ છું. મારી પુત્રીના અભ્યાસ અને ચારિત્ર્ય માટે મને અભિમાન છે."

અને બીજી પણ અનેકાનેક ગરમાગરમ ચર્ચાઓ ચાલી. નક્કી બધાયે એમ જ કર્યું કે શેફાલીકા માટે હવે એ નિખિલનું ઘર સર્જાયું નથી, અને એમણે બનતી ઉતાવળે સંબંધ કોઈ અન્યસ્થળે કરી નાખવો.

શય્યામાં પડી પડી એકલી શેફાલીકા જ જાણતી હતી કે ખુદ એના કુટુમ્બીજનો કેવો કૌભાંડ જગવી રહ્યા હતા. કલ્પનામાં નિખિલ આવીને ઉભો રહ્યો. ગરવું, પ્રતિભાપૂર્ણ મોઢું, નિર્દોષ, નિર્મલ, જાણે એના વ્યક્તિત્વ ઉપર જરા સરખોયે ડાઘ નહોતો. એ એને આવકારી રહી મને મને, પણ એ બન્નેની વચ્ચે અંતરાયની, બાધાની દિવાલ કોણ ચણી રહ્યું હતું ?

થોડા દિવસ પછી નિખિલ તરફથી એક પત્ર એને મળ્યો. ખાનગીમાં એની સખીના સરનામા ઉપર એ આવ્યો હતો. એમાં ઉભા થયેલા આ ઝઘડાનું, તૂટી ગયેલા બન્ને વચ્ચેના આ સંબંધનું સ્પષ્ટિકરણ કર્યું હતું. એણે લખ્યું હતું કે એ શેફાલીકા માટે ઝંખતો હતો. બન્ને જ્યારે વર્ષો પહેલાં સ્કુલમાં સાથે શિક્ષણ લેતા, એ વેળાના કેટલાક મધુર પ્રસંગો પણ ટાંકયા હતા.

છેલ્લે એણે જણાવ્યું હતું કે એ બધા માટે જવાબદાર વ્યક્તિઓમાં એનાજ માતાપિતા હતા. કોઇની ભંભેરણીથી, ખોટી દોરવણીથી એ લોકોએ જ આ સંબંધ ઉપર કાપ મૂકયો હતો.

પત્ર પરથી શેફાલીકા બધું પામી ગઇ. એણે જોયું તો એ કોઈ તિમિરથી ઘેરાયેલા ઘરમાં પડી હતી. અંધારથી ભરેલા બે પ્રતિસ્પર્ધિ થરો બે નાના બળતા દીવાને ઠારી નાખવા ઝઝુમી રહ્યા હતા.

દિવસો પછી મહિનાઓ ચાલ્યા ગયા પણ વરપક્ષ તરફથી કદિ કોઈ શેફાલીકાના ગૃહે સગપણનું માગું લઇને આવ્યું જ નહિ, અને દોરીમાં જ્યાં કાપ પડ્યો હતો એ કાયમ રહ્યો. લગભગ છ માસ પછી શેફાલીકાને ખબર પડી કે નિખિલનો નવો સંબંધ જેવાં બંધાણો હતો એ કન્યા મરી ગઇ, અને ફરી પાછા નિખિલના પિતા નવો સંબંધ ક્યાં બાંધવો એની તજવીજમાં પડ્યા.

નિખિલ આ વેળાએ મક્કમ બન્યો હતો. મુંબઇથી આવેલા એના એક પત્ર ઉપરથી એમ જાણવા મળ્યું હતું. પિતાને એણે ચોકખું જણાવી દીધું હતું કે શેફાલીકા સિવાય એ અન્ય કોઇપણ સ્ત્રીને નહિ પરણે, અને એ બનવું શકય ન હતું. નિખિલના પિતા ફરીવાર કનૈયાલાલ પાસે સંબંધનું કહેણ લઇને જાય એ આકાશ-કુસુમવત્ જેવું હતું. એમાં એ જોતા હતા માનભંગ, અપમાન, કુળ-પ્રતિષ્ઠાનું પતન !

ધીરે ધીરે વાતો ચર્ચાવા લાગી હતી કે કનૈયાલાલ એની પુત્રી માટે કોઇ નવો સંબંધ બાંધવાની વેતરણમાં પડયા હતા. પણ એમાં સત્ય જરાયે નહોતું. આ તો હતી માત્ર ઉપર છલ્લી વાતો. ભીતરમાં શેફાલીકા અડગ હતી. માબાપ જે નવા સંસ્કરણની તજવીજમાં પડયા હતા એમને એણે આજીજીપૂર્વક જણાવી દીધું હતું કે નવો સંબંધ એ કદિ પસંદ કરવાની નહોતી.

નિખિલને ચરણે જ એ જીવન સોંપીને બેસી રહેવા ઇચ્છતી હતી. પછી એ ચરણ આ સંસારમાં એને મળે કે નહિ એની એને જરાયે ચિંતા નહોતી. આ હઠાગ્રહથી ઘરના બધા કંટાળી ગયા હતા. કનૈયાલાલ નિખિલના પિતા પાસે જઇ ફરીવાર સંબંધ બાંધવાની યાચના કરી શકે એમ નહોતો, પ્રતિજ્ઞા એને વારંવાર યાદ આવતી હતી, અને એનું રોમેરોમ ગુસ્સાથી કંપી ઉઠતું હતું.

નિયમિત ખાનગી પત્રો શેફાલીકાને નિખિલ તરફથી મળ્યા કરતા

હતા. એમાં એ એને પ્રણયની અંજલિ દૂર દૂરથી અર્પતો હતો. એ લખતો હતો કે એના દ્વાર એના જ સ્વજનો અને હિતેચ્છુઓએ બંધ કર્યા હતા. પ્રાણ એનો પ્રેમીકાને ઝંખતો હતો પણ કમાડ તોડીને એની પાસે જવા જેટલી હિંમત એનામાં નહોતી. એ એક રીતે ભીરૂ હતો. માબાપના મનોબળનો દુર્ગ તોડી એ પોતાની આકાંક્ષાનો વિજયધ્વજ ત્યાં ફરકાવી શકે એમ નહોતો.

નિત નિત નવા નવા ખબરો એ લખતો હતો. જે ફીલ્મ કંપનીમાં એ જોડાયો હતો તેના નટનટીઓના ફોટોગ્રાફો એ હંમેશા એને મોકલતો હતો. નવા નવા શુટીંગના રસભર્યા વર્ણનો, તેમજ ત્યાંનું વાતાવરણ એ વેદનાભરી શૈલીએ ચિતરતો હતો, એ બધામાં સ્પષ્ટ તરી આવતી હતી શેફાલીકા માટેની એની તૃષા, આતુર ઝંખના !

શૈય્યામાંથી ઉભી થઇ શેફાલીકાએ બારી બહાર જોયું તો બે ઘેરા વાદળાઓએ એક સુવર્ણ જેવા ઝળહળતા મંદિરને છાયી લીધું હતું. શ્યામ જલ ભરપુર એ વાદળાઓ વરસતા જ નહોતા. એમાં કારૂણ્યનો, દયાનો ધક્કો જરા સરખોયે પ્રવેશ કરી શકે એમ નહોતું. એ મંદિર, આશાના, શ્રદ્ધાના, કોઇ ભગ્ન અવશેષ જેમ ઉભું હતું, અને પેલા વાદળાઓ વીખરાઇ જાય એની રાહ જોતું હતું.

શેફાલીકાએ જોયું કે એ વાદળાઓ બન્ને પ્રતિસ્પર્ધિ ઘરના મોવડીઓ હતા. અવકાશ જરાયે મળે તેમ નહોતો. બન્ને કુટુમ્બો મક્કમ હતા. કોઇ કોઇની ચરણરજ મસ્તકે ચડાવી શકે એટલા નરમ સ્વભાવના કે ઉદાર વૃત્તિના નહોતા. પોતપોતાના મોભા ઉપર પ્રતિષ્ઠા ઉપર, નિયુક્ત, નિર્ભર થઇને બન્ને ઉભા હતા; અને એક-બીજાને ઉવેખતા હતા. બન્ને મોવડીઓ બહુ સામાન્ય બુદ્ધિના, ક્ષુદ્ર ભાવનાના, માટીના પીંડ જેવા હતા, અને એ બન્નેના છેડા એક થઇ શકે એમ નહોતા.

એને થયું કે સામ સામેથી આવીને બે ટ્રેનો અથડાઈ પડી હતી. બન્નેના ગાર્ડો જાણતા નહોતા કે ટ્રેનોને શું નુકસાન થયું છે. જાણતી હતી માત્ર ટ્રેનોજ, કે એમનામાં કેવું ભંગાણ પડ્યું હતું.

દિન પ્રતિદિન શેફાલીકા, મીણને જેમ વન્હિ લાગે એ રીતે ઓગળતી જતી હતી. એને વન્હિ લાગ્યો હતો ભીતરની આ વેદનાનો, આ દુઃખ કથાનો. બન્નેના કુટુમ્બીજનોની આ પ્રચંડ મક્કમતાએ એને વિદારક પરિસ્થિતિમાં મૂકી દીધી હતી. હળવે હળવે એ શ્રદ્ધાનું આસન ત્યાગી કેવલ નિરાશા ભણી પગલા માંડી રહી હતી. એ બિમાર પડી હતી.

ડૉકટરને એનું શરીર બતાવવામાં આવ્યું હતું. પણ એ દર્દ પારખી શક્યો નહોતો. છતાં બિમારીને એણે કેસીયમ ટી. બી. આંતરિક સડો હોવાનું જણાવ્યું હતું. અને દવાના બાટલા ચાલુ થયા હતા. પૈસો પાણી જેમ વહિ રહ્યો હતો, સાથો સાથ ઘસાઇ રહી હતી શેફાલીકાની ક્ષિણ દેહલતા.

એક દિવસે મધ્યાહ્નને એની માંદગીએ ખૂબ ગંભીર રૂપ પકડ્યું હતું. છતાં બારી પાસે પલંગ મૂકાવી એ દૂર–સુદૂર દૃષ્ટિ દોડાવી રહી હતી. આગલે દિવસે વર્ષાના ધોધમાર ઝાપટાઓથી જ્યાં ત્યાં વરસાદના પાણીના મોટા મોટા ખાબોચીયા ભરાયા હતા, પણ એ વર્ષા પછીનો સૂર્યતાપ બહુ પ્રચંડ અને ઉગ્ર બન્યો હતો. એવા એક પાણીના ખાબડામાં એક ગાય પડી હતી, માથું એનું ઉર્ધ્વ આકાશભણી હતું. અંદર પડી પડી એ કાદવની શીતલતા પામી રહી હતી. શેફાલીકાએ દૃશ્ય જોઈને અંગેઅંગે જાણે કોઈ શીતલ સ્પર્શથી જાગી ઉઠી.

છેક સંધ્યા ટાણે એની સખી માલતી એને મળવા આવી. નિખિલના બધા ખાનગી પત્રો એનાજ સરનામે આવતા હતા.

શેફાલીકાએ ચારેકોર દૃષ્ટિ ફેંકી. ઘરમાં કોઈ નહોતું. એની બા દવાનો ડોઝ પ્યાલીમાં નાખી એની પાસે એ મૂકી બાજુમાં પડોશીને ત્યાં બેસવા ગઈ હતી. અત્યંત મૃદુસ્વરે એ બોલી: " કંઇ ખબર આવ્યા છે પ્રિયતમના ? ઉત્તરમાં નકારમાં માલતીએ માથું હલાવ્યું.

" એક છેલ્લું કામ ન કરે ?" એની આંખોમાં જોતી શેફાલીકા બોલી.

" શું ?"

" નિખિલને એક તાર કરી દે. લખજે શેફાલીકાના છેલ્લા દર્શન માટે આવવું હોય તો આવે."

નયનદ્વયમાં અશ્રુગુંથી માલતી બોલી.

" ભલે કરી દઇશ. તું આમ વ્હીવલ ન બન ડૉકટરે કહ્યું છે કે માંદગી માત્ર થોડાજ દિવસની છે."

" મને મારામાં શ્રદ્ધા નથી. આ તિમિર ઘર મને ડંખે છે. મારે અહિંથી ચાલ્યા જવું જોઇએ." કહી શેફાલીકાએ પલંગમાં બેઠા થઇ દવાનો ડોઝ પી લીધો. ઘરમાં કંઇક અવાજ થયો. એના પિતાના જોડા બારણામાં ખખડયા.

× × × ×

બીજે દિને અશાંતી, અશાંતી, અને ઉકળાટ શેફાલીકાને લાગ્યા કરતો હતો. માલતી સવારથી જ બાજુમાં હતી. એણે આવીને કહી દીધું હતું કે ગઈ રાત્રેજ એના પ્રિતમને સદેશો એણે પહોંચાડી દીધો હતો.

શેફાલીકાને એટલો આનંદ થયો. નિખિલને એકવાર મળી શકાય એ ઇચ્છા છેલ્લી મૃત્યુ ઘડી સાચવી રાખવા એ તૈયાર હતી. કદાચ એ ન આવી શકે. સ્ટુડિયોમાં નવી ફીલ્મના શુટીંગ હોય. કદાચ કંઈ અણધાર્યું કામકાજ આવી પડે, અને કદાચ સ્વયં એની

ઇચ્છા અહિં આવવાની પણ ન હોય એ બહુ સ્વાભાવિક હતું છતાં શ્રદ્ધા પકડી એ બેઠી હતી.

કનૈયાલાલ મંદ પગલે એના પલંગ પાસે આવી ઉભા રહ્યા. શૂન્ય દૃષ્ટિએ એની કૃશ, કરમાઇ ગયેલી જૂઇની વેલ જેવી પુત્રીનું મોઢું જોઇ રહ્યા. શેફાલીકા બોલીઃ "નિખિલ અહિં આવે છે એવા સમાચાર આવ્યા છે. કદાચ મને જોવા આવે."

એ શબ્દોએ એ ડઘાઇ ગયા. કોઈ શ્યામ વિષાદ ઘેરી છાયા એના મોઢા ઉપર ફરી વળી. બોલ્યા: "એ અહિં નહિ આવી શકે. મારા ઘરઆંગણુમાં હું એને પગ પણ મૂકવા દઇશ નહિ. એ મારી પ્રતિજ્ઞા છે."

મૌન બની શેફાલીકા પથારીમાં પડી રહી. કનૈયાલાલને વધુ છેડવાનું યોગ્ય એને ન લાગ્યું. તિરસ્કાર જે એના લોહીમાં, માનસમાં પ્રવેશી ગયો હતો એ નિખિલને કોઈપણ પ્રકારે આવકારી શકે એમ નહોતો. ફરીવાર ભૂતકાળની કેટલીક સુવર્ણકડીઓએ જીવનની ભાંગી જતી શૃંખલમાંથી એ શોધવા લાગી. શિક્ષણ મૂકયા પછી બન્ને પ્રેમીક, પ્રેમીકા મળી શકયા નહોતા. એકબીજાને જોયા પણ નહોતા. આજની મૃત્યુ ઘડી એ મંગલમિલન માટે શુભ અવસર હતો. વિદાયની કિંકિણી જયારે બાજી રહી હતી ત્યારે પ્રિતમ કયા પડદા આડે છૂપાઇને બેઠો હતો ?

હોઠ પર કોઇ ગીતપંક્તિ રમવા લાગી. વારંવાર થાકયા વિના એ મનમાં મનમાં એ ઘુંટવા લાગી. 'મરણ રે તુંહુ મમ શ્યામ સમાન.'

કોઈ ઠેકાણે આ ગીતપંક્તિ એણે સાંભળી હતી. કયાં ? અસ્થિર, શૂન્ય ચિત્તમાં એ પ્રસંગને લાવવા મથી રહી. આખરે યાદ આવ્યો. પ્યુપીલ્સ ઓન સ્કુલના કોઇ મેલાવડા પ્રસંગે એક બાલિકાએ એ ગીત ગાયું હતું. કવિવર ટાગોરનું, મૈથીલી ભાષામાં લખેલું.

પ્રિતમ–શ્યામ જ્યારે દૂર સુદૂર હતો, જેના મિલનની આશા હવે કરમાઇ ગયેલા ફુલ જેવી હતી, એ તો મળી શકે એમ નહોતો. મૃત્યુને એણે આવ્હાહન કર્યું.

આજ મૃત્યુમાં અને શ્યામમાં કંઈ ભિન્નતા લાગતી નહોતી. એને બન્ને જાણે એકરૂપે એક ભાવનાએ એની દ્રષ્ટિ સામે ઉભા હતા. જાણે મરણ જ આજ એનું જીવનધન બનીને આવ્યું હતું, પ્રેમીકાને આ અંધકારમાંથી દૂર પ્રકાશમાં લઇ જવા એ શ્યામરૂપે, પ્રિતમરૂપે આવ્યું હતું એમ એને લાગ્યું.

બપોરે એને બેચાર લોહીની ઉલ્ટીઓ ઉપરાસાપરી થઇ. એનું ક્ષિણ, હાડપીંજર જેવું શરીર એ ફટકાઓ સહન કરી શકે એમ નહોતું. શ્વાસોશ્વાસની પરંપરિત શ્રેણી ચાલુ થઇ ગઈ હતી, અને એના પિતા કનૈયાલાલ બેબાકળા બની આમતેમ દોડવા લાગ્યા. ડૉકટરને તેડીને માણસ આવી પહોંચ્યો હતો, અને એને બ્લડપ્રેશરનું ઈન્જેકશન મારવામાં આવ્યું. છતાં છાતી લુહારની ધમણ જેમ ચાલતી હતી.

એની શૈયાની આજુબાજુ સગાવ્હાલાનો ઠઠેરો જામ્યો હતો. સ્ત્રીઓની આંખોમાં અત્યારથી જ આંસુ ડોકિયા કરવા લાગ્યા હતા. ડૉકટર એની નાડી હાથમાં જ લઇને બેઠો હતો. કલાક લગભગ એમ જ ચાલ્યો ગયો. સૂર્યનો ચંડતાપ ધીમેધીમે ઓછો થવા લાગ્યો હતો; અને સામેના નીલવૃક્ષોની દીર્ઘછાયા પૃથ્વી ઉપર લંબાયે જતી હતી.

શેફાલીકાની જોરથી દોડતી નાડીના ધબકારા ધીમેધીમે ઓછા થવા લાગ્યા હતા. શિથિલતા જણાવા લાગી હતી. ગાત્રો બધા નિશ્ચેતન બનવા લાગ્યા હતા. ડૉકટરે જે પ્રયોગ અજમાવ્યો હતો, એ નિષ્ફળ જતો હતો, અને એ પરાજયની છાયા એના મોઢા ઉપર ઢોળાઈ ગઇ હતી. ધીમેથી ખુરશી પરથી ઉભો થઇ એ બોલ્યોઃ "મારૂં કામ ખલાસ થયું, હું હવે જઇશ. દર્દી બચે એમ નથી."

ત્યાં તો ઘર આખામાં ઘોંઘાટ અને રૂદનના ભેદક ચિત્કાર સંભળાવા લાગ્યા. શેફાલીકાની મા માથું કુટતી હતી, અને એનો પિતા સ્થિર, એકાગ્ર, કરૂણામિશ્રિત દૃષ્ટિએ એની છેલ્લા શ્વાસ ઘુંટી રહેલી પુત્રીને જોઈ રહ્યો હતો.

થોડીવાર પછી શેફાલીકાના બીડાયેલા સુંદર નયનપક્ષ્મો ઉઘડ્યા. ધીમા કરૂણ અવાજે એ બોલી: " એક ભિક્ષા છે, પિતાજી આપશો ? "

ધીમે પગલે બિછાના પાસે આવી કનૈયાલાલ બોલ્યા: " શું છે ?"

" નિખિલના ઘેરથી એક કોરી ચુંદડી માગી આવી મારા શબ ઉપર ઓઢાડજો, અને મારા દેહને બાળી મૂકજો."

પ્રતિસ્પર્ધિના ઘેર જવામાં આજ સુધી એ નાનમ ગણતો હતો, છતાં પુત્રીની છેલ્લી યાચના એ અવગણી શકયો નહિ. કંઈપણ બોલ્યા વિના એ બહાર ચાલ્યો ગયો. પંદર મિનિટ પછી પાછો આવ્યો ત્યારે હાથમાં એક કોરી ચુંદડી હતી, અને એ નિખિલના ઘરમાંથી આવી હતી.

ગમે તેમ પણ નિખિલના પિતા શેફાલીકાની આ અંતિમ ઘડીએ પીગળ્યા હોવા જોઈએ. એથી જ તો એની ઇચ્છા એણે પૂરી કરી હતી. જે ચુંદડી સંબંધવેળાએ કન્યાના દેહ ઉપર ઓઢાડવા એમણે બજારમાંથી ખરીદી હતી એજ કન્યાની આજ વિદાય વેળાયે એમણે કન્યા માટે સુપ્રત કરી હતી.

શેફાલીકા મૃત્યુ પામી હતી. એના પિતાએ પેલી લાલ ચુંદડી એના મૃત્યુદેહ ઉપર ઓઢાડી દીધી હતી, અને ઘરમાં કોલાહલ, રૂદનની કરૂણ ચીસો, અને હુસ્કાઓથી વાતાવરણ ખરડાઇ ગયું હતું.

એવામાં દૂર કોઇની ગાડી આવીને ઉભી રહી. ધીમે પગલે એમાંથી એક વ્યક્તિ ઉતરી કનૈયાલાલના ગૃહદ્વાર પાસે આવી. દ્વારમાંજ કનૈયાલાલની ગંભિર, દુઃખથી ઘેરાયેલી, મૌનમૂર્તિ ઉભી

હતી. પેલી વ્યક્તિએ રૂદનના અવાજ સાંભળ્યા હતા. અધિરા સાદે એણે કહ્યું, "શેફાલીકા ક્યાં?"

કનૈયાલાલ તીવ્રવેધક દૃષ્ટિએ નિખિલને ઘડીભર નિરખી રહ્યો. પછી હોઠ દાબી ધીમેથી બોલ્યાઃ "સામેજ સૂતી છે. જોઇ લે." અને બારણામાંથી દૂર ખસી એક બાજુ ઉભા રહ્યા.

જાણે કોઇ તિમિરનો થર દૂર થયો હોય એમ નિખિલને લાગ્યું. અંદર ડોકિયું કરી એણે નિર્નિમેષ દૃષ્ટિએ જોયું તો જમીન ઉપર લાલરંગી ચુંદડી ઓઢાડેલું શેફાલીકાનું શબ પડયું હતું. બાજુમાં બે માટીના કોડિયામાં ઘીના દીવા બળતા હતા. એનો ઝાંખો પ્રકાશ જાણે ઘરની આજુબાજુમાંથી ધસી આવતો એ તિમિરનો થર દૂર રાખવા બળપૂર્વક યત્ન કરી રહ્યો હતો.

## બે પાત્રો

### શિશિર

શ્રીચરણના મૃત્યુ પછી આજ મારા જીવનના મૌનમાં બેસીને હું જ્યારે સંધ્યાનો વિચાર કરૂં છું ત્યારે મારૂં હૃદય દુઃખથી ભરાઈ જાય છે. મને એની અસહાય, દુઃખી સ્થિતિનું અત્યારે ભાન થાય છે.

ભૂમિકંપના એક જ આંચકાથી એક પ્રચંડ મહોલાત જેમ જમીનદોસ્ત થઈ જાય, એમ સંધ્યાના જીવન વિષે થયું છે, એ શું કોઇથી અરીતિ છે? અને હવે સંસારની ધૂળ લઇને, વૈધવ્યનો પરિવેશ કરી એ એકલી અટુલી બેઠી છે.

એને એકાકીની ન કહું તો બીજું શું? એની ઉન્મત્ નણંદ નૈના તો Classic યુગની નવજાત યુવતી; કૉલેજમાં એ બી.એ.ના કલાસમાં છે, એથી સંધ્યાને શું! અથવા નૈનાને એની ભાભીના શ્યામ વસ્ત્રો તરફ જોવાનીયે પડી છે?

કદીયે શું એ ભાભીના વૈધવ્ય જીવનના શ્યામ અંચલા પાછળ જોઇ શકે એમ છે કે ત્યાં શું નહિ હોય? નવસંસારનો મોહ, આશાના અર્ધ ખીલેલા પુષ્પો! કોને ખબર છે કે આ બધુંએ વિધવાના

અંતરમાં સંતાઇને નહિ પડયું હોય? અને આ નૈના! એને માત્ર એના વસ્ત્રાલંકારો ગમે છે, હંમેશા નવા નવા વસ્ત્રો! Gauze, Gorgette, વગેરે એના માનીતા કાપડના નામ! ખરેખર નૈનાને હું જ્યારે જોઉં છું ત્યારે મને એમ થાય છે કે એને આ સ્વૈરવિહાર સિવાય બીજી કશી ખબર હશે કે નહિ? સુદૂર વિસ્તરેલ સાગરજલમાં એની જીવનનૌકા એણે છોડી દીધી છે. જેને નથી શઢ, નથી સુકાન, કદાચ એને એ પણ ખબર નહિ હોય કે સમુદ્રને કોઇ કિનારો છે કે નહિ?

સંધ્યાને હું ગઇ કાલે મળવા ગયો હતો. મારા પગલાનો અવાજ સાંભળી એ દ્વાર પર દોડી આવી. મોઢા ઉપર સ્મિત સંભવે જ નહિ છતાં હસવાનો નિરર્થક પ્રયત્ન કરતી એ બોલી: "મારા પતિદેવ જ્યારે આ ઘરમાં હતા, ત્યારે અનેકવાર આમ દોડીને આમ દ્વાર પર લેવા આવી હતી શિશિર! આજ આપણી વચ્ચે એ નથી છતાં તારા પ્રત્યે મારો ઉમળકો તો એવો જ રહેવાનો" કહી એણે જાજમ પાથરી મને બેસાડ્યો. એ મારાથી થોડે છેટે એક નાની પાટલી નાખીને બેઠી.

નયન ભરીને હું એને નીરખી રહ્યો. શ્યામ વસ્ત્ર સજ્જિત એ શરીરલતા! એની સુંદર મુલાયમ કેશલટો ખભા ઉપર ઢળતી રાખીને મૌનની કોઈ અખંડિત પ્રતિમા જેમ એ બેઠી હતી. અંગ ઉપર ન હતા સુરાગ, ન આનંદની સુરખી, છતાં એનું રૂપ તો એવું જ સુંદર હતું. એ જ કુન્દધવલ મુખારવિંદ. જાણે કોઈ અનોખું તેજ અને પ્રતિભા એ ગૌર મોઢા ઉપર પથરાયા હતા.

અવાક્ બનીને હું એનું દર્શન કરી રહ્યો. એના અંતરમાં પેલી વૃંદાવનની કૃષ્ણમદઘેલી મીરાં બેસી ગઈ હોય એવું મને લાગ્યું. અને એ ભક્તિ અને આરાધનાની છટા એ સુંદર મુખમંડલ ઉપર છાયી રહી હતી.

મેં કહ્યું: "શ્રીચરણના મૃત્યુને આજ છ માસ થયા, સંધ્યા! છતાં તારા મોઢા ઉપર હું જે વેદના જોઉં છું એથી તો મને લાગે છે કે એમનું મૃત્યુ ગઈ કાલે જ થયું હોય. કદાચ તને હવે જીવન જીવવા જેવું નહિ લાગતું હોય ખરું?"

અંતરની વેદના છુપાવતી એ બોલી: "મને લાગતું નથી કે એ વાતનું મને કંઈ દુઃખ હોય. ઉલટું એ વેદનાને લીધે તો મને લાગે છે કે એ હંમેશા મારા આ સંસારમાં જીવતા બેઠા છે, અને મારા જીવનમાં પથરાયા છે."

મેં કહ્યું: "તારા પતિ જ્યારે આ ઘરમાં હતા ત્યારે પણ તું આમજ બોલતી હતી."

મોઢાના ભાવ જરા પણ પડવા દીધા વગર એ બોલી. "અને એ આપણી વચ્ચે નથી ત્યારે પણ એમજ કહું છું."

"તારું કોઈ સ્વજન સંબંધી આ ગામમાં નથી સંધ્યા! જે આવીને તારી સંભાળ લ્યે? એના મર્મભાગને સ્પર્શવા મેં ચર્ચા લંબાવી.

એના મોઢા ઉપરથી વેદનાની એક આછી છાયા ફરી ગઈ. એ બોલી: "કદાચ હોય, પણ મને કોઈના આશ્રય નીચે રહેવું પસંદ નથી. અને વધુમાં નૈના મને બહુ પ્રેમ અને શ્રદ્ધાથી જુએછે."

આ ઉપરાંત મેં બીજી અનેક વાતો એની સાથે કરી, એ બધા ઉપરથી મને પ્રતિતિ થઇ કે સંધ્યા હિમાલય જેમ અચલ છે.

નવસંસારનો મોહ કે માયાના આવરણો એના જીવનના આદર્શને ડગાવી શકવાના નથી, એ પીગળી પીગળે એમ નથી, કારણ કે એના સૌભાગ્યનાથનું સ્મરણ સાચવીને એ કોઈ સાધનાની મૂર્તિ જેમ બેઠી છે. મને એ જ વિચાર થાય છે કે એ શું કરવાનં છે? એને શું પેલી મીરાંબાઇની જેમ વૃંદાવનની ગલીકુંચીમાં ભક્તગીતો ગાતાં ગાતાં ઘુમવું છે?

એના અંતર આડે ઘુમટો ખેંચીને એ બેઠી છે, ત્યાં સુધી કેમ જાણી શકાય કે ત્યાં એકલી વેદના છે કે નવસંસારનો મોહ છે?

× × × ×

સંધ્યા

મારા પતિદેવતાના અવસાન પછી શિશિર મારે ત્યાં આવવા લાગ્યો છે. મારા સ્વામી અને શિશિર શૈશવથી જ મિત્રો હતા. બન્ને સાથે ભણેલા, અને સાથે જ કૉલેજ છોડેલી.

એટલે એ બન્નેના અંતરમાં કંઈ જ ભીન્નતા નહોતી, એક જ પ્રેમની ગંગા એ બે તીર્થસ્થાનને પાવન કરી ચાલી જતી હતી. મારા પતિ મૃત્યુ પામ્યા છે એ તકને લઈ શિશિર મારી પાસે આવવા લાગ્યો છે, એને હું અહિં ન આવવાની મના પણ શી રીતે કરી શકું? કારણ કે એ મારો અતિથી દેવતા બનીને આવે છે.

ફરીવાર ગઈ કાલે સંધ્યા સમયે એ મારે ઘેર આવ્યો હતો. નવાઈ તો એ છે કે એ શા માટે આટલો આનંદિત અને ઉલ્લાસિત લાગે છે? એ અત્યંત મીઠાશથી મારા સાથે વાતચીત કરે છે, અને મધુર મધુર હસે છે, મારા અંતરની વેદના એ જાણે છે છતાં મારી પાછળ આમ શા માટે લાગ્યો છે? મને લાગે છે કે મારા હૃદયને એ સમજી શકતો નથી.

છતાં ગઈ કાલે મેં એને આસન ઢાળી આપ્યું અને સસ્મિત કહ્યું: "અતિથી દેવતા બિરાજો."

મારાં નયનોમાં પ્રેમ અને શ્રદ્ધાથી જોતાં એ બોલ્યો: "શ્રીચરણના મૃત્યુ પછી આજ પહેલી જ વાર તારૂં મોઢું હું આનંદથી રંગાયેલું જોઉં છું સંધ્યા!"

હું ઉઠીને શીતલજલનો લોટો એમના માટે ભરી આવી, અને એની પાસે મૂકીને કહ્યું "હું કદી રડતી હોઉં એવું મને લાગતું જ નથી શિશિર! બધા માનવીઓ જાણે મારા નીકટના સગા હોય એવું

મને લાગે છે. સારો સંસાર જાણે મને આવકારી રહ્યો છે, અને મને લાગે છે કે મારૂં જીવન સૂનું નથી."

એણે કહ્યું: "હું કેમ માની શકું સંધ્યા? અત્યારે તું હસે છે. બે મીનીટ પછી તારૂં મોઢું વેદનાથી રંગાઇ જાય છે. સારા સંસારનું દુઃખ, વેદના, જાણે તારા હૃદય ઉપર ખડકાઇ જાય છે, અને તું બદલાઇ જાય છે."

મેં કહ્યું "મારામાં શ્રદ્ધા રાખો શિશિરચંદ્ર." ત્યાંથી ઉઠીને હું મારા કબાટ પાસે ગઈ. મારા સુંદરમાં સુંદર વસ્ત્રો જે હું લગ્નગ્રંથીથી જોડાઇને પ્રથમ શ્વસુરગૃહે લાવી હતી એ બધા એમ જ ઘડીબંધ પડ્યાં હતાં. એ ઉપાડીને હું શિશિર પાસે લઈ આવી મેં કહ્યું: "કોઈ અનાથ, ગરીબ સ્ત્રીને મારાવતી આટલું દાન કરી દેજો."

શિશિર ઉગ્ર થઈ ગયો. એ બોલ્યો: "તેં શું વિચાર્યું છે? શું આ કપડા તારે કદિયે કામમાં આવવાના નથી?"

હસીને મેં કહ્યું: "નાની હતી ત્યારે ગામની છોકરીઓ સાથે પૂજા પૂજા હું રમતી હતી. ત્યારે એ મારી માનું ઘર હતું હવે મારા પતિનું છે. પહેલાં એ પૂજા માત્ર રમત હતી. હવે એ મારા જીવનની અખંડ સાધના બની જશે. મારા સૌભાગ્યનાથની સ્મૃતિ સાચવતી સાચવતી એક દિવસ હું સાચી પૂજારિણી બની જઇશ."

શિશિર વધુ ઉગ્ર બની ગયો. એણે કહ્યું: "સ્ત્રીઓના પ્રાણમાં આવું ગુલામીમાનસ ક્યાંથી પ્રવેશી ગયું એ જ મારાથી સમજાતું નથી. પુરુષે સ્ત્રીને આપ્યું છે શું? કંઇ નહિ. ઘરની માત્ર ચાર દિવાલો, જેમાં સ્ત્રીએ હંમેશાં પૂરાઇને એના તથ્ય દેવતાની બટુક મૂર્તિના ચરણે આખું જીવન બેસીને પૂજા કર્યા કરવાની!

અને બદલામાં પુરૂષે સ્ત્રીને પોકળ ઉપમાઓના ભારથી લાદી દીધી, અને લક્ષ્મિ બનાવીને સંસારના સુવર્ણ આસને બેસાડી દીધી. ભગવાન જાણે છે એ આસનને પાયા છે કે નહિ. કેવળ દંભ અને

મીઠી લાગણીઓથી સ્પર્શી સ્પર્શીને, એને પ્રાણ શૂન્ય ખોખું કરી મુકી છે. સતી ! સતી ! સ્ત્રીના એ સતીત્વના દૃઢ કિલ્લાની રક્ષા, છાયામાં રહીને પુરૂષ એવું સ્વૈર તાંડવનૃત્ય કરી રહ્યો છે."

શિશિરની એ પ્રચંડ જાહ્નિવ જેવી પ્રવાહી વાગ્ધારા આગળ હું અવાક્ બની ગઇ. થોડીવારે એને શાંત પડેલો જોઇ મેં કહ્યું: "આ બધું શું કહે છે શિશિર ?"

"સાચું કહું છું. સંસારને સ્ત્રીની પડી નથી. એ માત્ર ખાંડનું રમકડું છે. જ્યાં સુધી રમાડી શકાય ત્યાં સુધી પુરૂષ એને રમાડે છે. અને પછી ખાઇ જાય છે. સંસારે સ્ત્રીને નીત નીત સોનાની જેમ તપાવીને તૈયાર રાખી છે, અને સમયે સમયે મનપસંદ ઘાટ ઘડીને, એને મૂર્તિ જેમ, ઢીંગલી જેમ, ઘરમાં બેસાડી રાખી છે. આને તું સ્ત્રીત્વ કહે છે? સંસારની મહાન ભાવના કહે છે ?" કહિને શિશિર ઉભો થયો અને મારી નજીક આવ્યો. મારી યૌવનશ્રીને મુગ્ધનયને પીતો પીતો એ બોલ્યો: "તારામાં હું નૂતન સંસારના દર્શન કરૂં છું, સંધ્યા ! તારી આશાના ફુલ કરમાવા સરજાવા નથી. જે પુરૂષ સમાજે સ્ત્રીત્વને બંધનમાં રાખી, મદદલિત, અપમાનિત, તિરસ્કૃત કર્યું છે એ પુરૂષ સમાજનું પાપ હું તારૂં ચરણામૃત લઇ ધોઇ નાખીશ. હું તારો પૂજારી બનીશ."

\+ \+ \+

## શિશિર

સ્ત્રીને જ્યાં સુધી કોઇ પરિક્ષક આવીને એમ ન કહે કે એ સુંદર છે ત્યાંસુધી એની સસુંદરતાની ભ્રમણા એની પાછળ પાછળ પડછાયાની જેમ ભમવાની અને એને કોરી ખાવાની, ફુલમાં સુરભી છે, પણ ભમરો જ્યાં સુધી એ ઉપર આવીને નહિ બેસે ત્યાં સુધી એ આત્મપ્રતિતિ એને નથી જ થવાની.

હું કહું છું કે સ્ત્રી વિષે પણ કંઈક આવું જ છે. એનામાં કદિયે આત્મભાન ન જાગે જો એ જગાડવા કોઈ પુરૂષ પ્રયત્ન ન કરે તો એકલી સ્વેચ્છાથી, આત્મ શ્રદ્ધાની અડગતા ઉપર અવલંબીને એ કદિપણ વિજયના સિંહાસને ન ચડી શકી હોત. પુરૂષે એની પાસે પ્રકાશનું કોડિયું ન ધર્યું હોત તો એણે અંધારામાં જ ચાલ્યા કર્યું હોત !

સંધ્યાનું આત્મભાન મેં જાગ્રત કર્યું છે. એની માટીના કોડિયામાં દીવેલ મૂક્યું છે, માત્ર બાકી રહી છે એમાં જ્યોત પ્રકટાવવાની. સંધ્યાને ગમે તેવા આદર્શ અને ઉચ્ચ જીવનની કલ્પના હોય, છતાં આખરે એ માટીની કાયા છે. એના વૈધવ્યના ઘુમટા નીચે એનું ધબકતું, નવલોહિયાળ અંતર સંતાયેલું પડ્યું છે. એને વાસના છે, પ્રેમ છે, અને વધુમાં એનું નવયૌવન પરાજિત થતાં એ પુરૂષના ચરણમાં જગ્યા લેવા આવશે.

ગઈ કાલે ફરીવાર હું એને મળવા ગયો હતો. એજ વૈધવ્યનો પરિવેશ! અને મને થયું કે એની સુહાગહીન દેહલતા શૃંગારોથી સુમંડિત થઈ જાય, ભાલમાં કુમકુમ અર્ચના અને સેંથીમાં સીંદુર પૂરાઈ જાય તો! મારી કલ્પનાએ મને સળગાવી મૂક્યો.

કાલે જ્યારે દ્વાર પર મને એણે આવકાર્યો ત્યારે એક અકિંચન, મધુર સ્મિત વેરાઈને એના હોઠ વચ્ચે ફૂલપાંદડી જેમ પડ્યું હતું. ધીમે ધીમે જાણે જાગરણ આવતું જાય છે. પણ ગતી બહુ ધીમી છે. શૃંગારનું કનક દ્વાર ચમકારા મારી રહ્યું છે પણ એ દ્વાર ઉઘડે અને એમાંથી પારસમણી ઝબકી ઉઠે એને હજુ વાર છે. ગઈ કાલે અમારા વચ્ચે જે ચર્ચા થઈ એ બધી વિધવા જીવનને સ્પર્શતી લગભગ હતી. મને લાગે છે કે મારી દલીલોએ એના અંતરમાં પ્રવેશ કર્યો છે, એને થયું છે કે આખર ક્યાં સુધી આમ પ્રકાશહિન દિશામાં ચાલ્યા જવાનું? કોઈ દોડો, કોઈ વિરામ સ્થાન

ખરૂં ? શું માત્ર ચાલ્યા જ કરવાનું, અવિરામ, અશ્રાન્ત, અંતહિન, ઉદ્દેશહિન અંધારપથે ?

મને એટલું ચોક્કસ થયું છે કે સંધ્યાના બંધનો શિથિલ પડવા લાગ્યા છે. કોઇ મધુર બંસીના આલાપે એનું મુગ્ધ હૃદય નાચી ઉઠ્યું છે. એ સારી રીતે જાણે છે કે એ સૂરો કયાંથી આવે છે. એ કોઇ પુરૂષને શોધી રહી છે, જે એને નવસંસારનું દર્શન કરાવે. હાથમાં પ્રદીપ લઇને જે એને આ પારાવારતામાંથી શોક અને અંધકારના મલિન ઘરમાંથી પ્રકાશની પગદંડીએ ઉપાડી જાય.

એની સકલવેદના હું જાણું છું. મારૂં અંતર આજ થનથની ઉઠે છે. જ્યારે હું વિચાર કરૂં છું કે થોડા જ દિવસોમાં સંધ્યા હવે મને એના જીવનનો સુવર્ણ અર્ધ્ય ચડાવશે અને કૃતકૃત્ય બની રહેશે.

છતાં હજુ કેમ કહિ શકાય ? હું એના અંતરના ભાવ ઉકેલવા પ્રયત્ન કરૂં છું. કદાચ પરીક્ષામાં નિષ્ફલ પણ નીવડું. કોઈ કોઈ વાર એક નાના બાળક જેમ સ્થિર નયને એને જોતો હું બેસી રહું છું. એ મને માયાવિની લાગે છે. કઈ ઘડીએ એ મને હડસેલીને દૂર ફેંકી દેશે એ સમજાતુ નથી.

× × × ×

## સંધ્યા

આજ સવારમાં ઉઠીને જ્યારે મેં આરસીમાં જોયું ત્યારે હું આશ્ચર્યમાં પડી ગઇ. મારી આ ગૌર ગૌર દેહલતા, સ્નિગ્ધ વિશાલ નયનો, શ્યામ વિસ્તરેલી ચલક લટો, જાણે મેં કદિ જોયાં જ નથી એમ અપરિચીત સુંદર લાગવા માંડ્યા. મને કંઈ સમજાતું નથી. મારા પગલે પગલે ઉઠતો કોઇ અનેરા આનંદનો ધ્વનિ જાણે

મારૂં અંતર કોઈ શીતગાનથી ભરી દે છે. જાણે મારા બંધનો આજ શિથિલ બની નીચે સરી પડી જતા હોય, પ્રાણ પુલકિત થઈ નાચી ઉઠતો હોય એવું કાં લાગે છે? સમજાતું નથી આ પરિવર્તન શેનું છે?

પ્રથમ વાર શિશિર અહિં આવ્યો ત્યારે મને એનું મોઢું પણ જોતું ગમતું નહોતું. હવે જાણે એ હંમેશા આવીને, મને ચર્ચાઓથી મુઝવી નાખે, અને એની વાગ્ધારા અતૃપ્ત ચાતકી જેમ હું ઝીલી રહું એવું મન થઇ આવે છે.

ગઈકાલે શિશિર અહિંથી જતાં જતાં બોલતો ગયો " સંધ્યા! તારામાં હું નવસંસારના દર્શન કરૂં છું, તારી આશાના ફુલ કરમાવા સરજાયા નથી. " એ ચાલ્યો ગયો, પણ એ શબ્દો જાણે ફરી ફરી વાર મારૂં હૃદય બોલતું હતું. એનો પ્રતિઘોષ મારા સમગ્ર દેહને કોઈ મધુર ચંચલતાથી ભરી દેતો હતો."

શિશિરમાં જાણે હું મારી નવવસંતના દર્શન કરતી હોઉં એવું મને લાગે છે. એના પગના સ્પંદનો સાંભળવા જાણે હું અધિરી આતુર બની જાઉં છું. એ મને આ શોક અને અંધકારની પારાવારતામાંથી ઉઠાવી પ્રકાશની કોઇ ઉચ્ચ પગદંડીએ લઇ જવાની વાતો કરે છે, અને પૃથ્વિ જાણે મારા પગ નીચેથી સરકી જતી હોય એવું લાગે છે.

શિશિરની વાતો સાચી છે. એની ચર્ચાઓમાંથી એની માનવતા અને પૌરૂષ તરવરી ઉઠે છે. સ્ત્રીત્વની એની ભાવના કેટલી ઉદાત્ત અને કલ્યાણમય છે?

વૈધવ્યનો શ્યામ અંચલ ઓઢીને આ સંસારમાં હું બેઠી છું એથી શું? એ ગહન શ્યામલતા પાછળ એક અધિર, આતુર, નવ-

લોહિયાળ અંતર ધબકે છે એ જાણુવાની પણુ કોઈએ પરવાહ કરી છે? સંસારને લોકો નાટ્યભૂમિ ગણીને બેઠા છે, જેમાં છેલ્લો શ્યામ પડદો પડ્યા પછી નાટકનો હંમેશ માટે અંત આવે છે. હું કહું છું એમ નથી. એ શ્યામપડદા પછી પણુ પ્રસંગો આવે છે, અને એ દુઃખ, બંધન અને ગ્લાનીથી ખરડાયેલા પાત્રો લઈ આવે છે.

આજ સુધી હું કીચડમાં પડી હતી. એમાંથી બહાર નીકળવા મેં જરાયે પ્રયાસ કર્યો નહોતો.

એ વાતનું મને સ્મરણુ છે. જ્યારે કેટલીકવાર મારા સ્વામી અને શિશિર વચ્ચે સ્ત્રી અને પુરૂષ વચ્ચેના Logic ની ચર્ચાઓ થતી, અને એ કલ્લાકો સુધી ચાલતી.

“પાણીને સાચવી રાખવા માટીની જરૂર છે” એમ મારા સ્વામીને મેં ત્યારે બોલતા સાંભળ્યા હતા. આજ મારી અંદર બેઠેલી સંધ્યા પ્રકંપિત થઇ પોકારી ઉઠે છે કે માટીને એક ઠેકાણે ચોટાડી રાખવા પાણીની પણુ જરૂર છે, નહિતર માર્ગ પરનો પવન ઉડી આવીને એની રજેરજને કોઇ અજાણી ભૂમિમાં ખેંચી જશે.

ગઇ કાલે ચર્ચાઓ પૂરી કરીને શિશિર જ્યારે જવા માટે ઉઠયો ત્યારે મને કહેતો ગયો કે, “સંધ્યા તારામાં સૌંદર્ય છે અને નૂતન-સંસાર તારા પગમાં પડ્યો છે.” એ શબ્દોએ જાણે મને કોઇએ નવપલ્લવિત નંદનવનમાં ઉચકી લીધી. અંધારૂં થયું હતું એથી હરીકેન લઇ દ્વાર સુધી હું શિશિરને મૂકવા ગઈ. એ ચાલ્યો ગયો અને એના પગલે પગલે પ્રભુતા, કવિતા મૂકતો ગયો.

મધ્યરાત્રિના કોઈ મધુર મિલનગીત જેમ આવીને એ મારા સૂતેલા હૃદયને જગાડી જાય છે. મારા અંગેઅંગમાં એના સ્પર્શની ચંચલ આતુર વેદના જાગી ઉઠે છે.

મૌનની નીરવતામાં આજ મારૂં હૃદય અનેકગણા ધબકારા મારી રહ્યું છે, આંખે અંધારા આવે છે, ખબર નથી શું થવા બેઠું છે. સમુદ્રમાં ભરતી ચડી છે અને હોડી એ ઝંઝાવાતમાં ઉછળતી ઉછળતી ચાલી જાય છે. જાણતી નથી એ ક્યાં જઇને ભટકાશે !

× × × ×

## શિશિર

સંધ્યા વિષે જ્યારે જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મારા જીવનના નેપથ્યમાં ડોકિયું કરવાનું મને મન થાય છે. આજથી દસ વર્ષ પહેલાં ઘરમાં સગાઇ પ્રસંગે બ્હેને આવીને થોડાક ખાંડના પડીકા બાંધવાનું મને કહેલું. બધા પડીકા મેં અવનવા આકારના બનાવેલા એ જોઇને ઘરમાં બધા હસી પડેલા અને કહેલું કે સગાઈમાં તો લાંબાજ પડીકા ચાલે.

સંધ્યા માટે આમ કહેવામાં હું આજ જરાયે અચકાતો નથી. મને મન પસંદ પડે એવો આકાર આપવા માટે મારે સંધ્યાના સંસારના છેડા ગમે ત્યાંથી કાપીને એને ઘાટ ઘુટવાળા કરવા પડશે.

એક વાત મને એની ડંખે છે. એ કહે છે કે, "મારા પતિ મારો આદર્શ છે. અંતરમાં એને સંઘરીને હું આ સંસારમાં રહું છું."

Ideals, Ideals, હું કહું છું આ આદર્શોએ જ સ્ત્રીને રૂ જેવી પોચી અને પાણી જેવી પ્રવાહી કરી નાખી છે. તમે એને ગમે ત્યાં રેલાવી દ્યો. આદર્શને વળગી વળગીને જીવન પુરૂં થઈ શકે ખરૂં ? જગતે એને આદર્શના પોલા મધુરાસન ઉપર બેસાડીને એના જીવનની બધી સુકુમારતાને બધી માધુરીને સુકાવી નાખી છે.

નદીઘાટ સુધી કાલે સંધ્યાટાણે ફરવા ગયો હતો. માર્ગમાં આવતું હતું સંધ્યાનું ઘર. વિચાર થયો કે જરા એના ગૃહદ્વાર ખખડાવી આવવા જોઇએ. હું માનું છું કે પુરૂષે એકવાર અંધારામાં દીપક મૂકી આવવો જોઇએ. સ્ત્રી પછી એ દીપકના સ્મરણે ચાલી આવશે. આમ કરું છું ત્યારે મને જયદેવનું ગીતગોવિંદ યાદ આવે છે. આજથી ત્રણસો વર્ષ પહેલાંના કવિ જયદેવની કલ્પના મૂર્તિ રાધા આ સંધ્યા જેવી નહિ હોય એની શી ખાત્રી?

કવિ ગાય છે તેમ કૃષ્ણે એકવાર એ રાધાના અંતરમાં દીવો કર્યો, અને પછી તો નીત નીત પ્રણયનું અખંડિત કોડિયું સળગાવીને વૃંદાવનની કુંજેકુંજે, ઘેરા અંધારે એના પ્રણયીના સ્મરણે પગલા ઢુંઢતી ઢુંઢતી એ ચાલી નીકળતી.

સંધ્યાના ઘરદ્વાર ઉપર ટકોરા મારવાની જરૂર નહોતી, એ ઉઘાડાજ પડયા હતા. કદાચ એની નણંદ નૈના બહાર ગઈ હશે અને ઉઘાડા મૂકતી ગઈ હશે, અને કદાચ સંધ્યાની ઇચ્છા જ એ ખુલ્લા રહે એવી હશે. હું શું જાણું?

જ્યાં ભય અથવા સંશયને સ્થાન ન હોય ત્યાં વિકટ માર્ગ પુષ્પોથી છવાઇ ગયેલો લાગે છે. મારા અને સંધ્યાના મિલનટાણે હું એવું જ ધારી લઉં છું. એક સુંદર કાસ્મીરી જાજમ પાથરી એ બેઠી હતી, ઘરની ભીતરમાં જ્યારે આગ પ્રજળતો હોય છે ત્યારે બહારનું અજવાળું સ્નિગ્ધ અને મધુર લાગે છે.

કોઇ માનની મૂર્તિ જેમ સંધ્યા જાણે બેઠી હતી, પણ એના અંતરમાં કોઇ અગ્નિ શિખા જલતી હતી. એની તેજછાયા એના ગૌર, ઉજ્જવળ મોઢા ઉપર છવાયેલી લાગતી હતી, જાણે એક પ્રતિભા !

મને આવેલો જોઈ એ કંઈપણ બોલી નહિ. માત્ર એના વિશાલ, સ્નિગ્ધ નયનો મારા મુખમંડલની પ્રદક્ષિણા કરી રહ્યા. એક આરામ ખુરશીપર સ્થાન લઈ મેં કહ્યું "સંધ્યા આજ મેં એક નવીન સત્ય શોધી કાઢ્યું છે." કે ગંભીરભાવે એ બોલી "શું?"

"માનવીઓ જેને મહત્વ આપવા જેવું નથી હોતું એને સુવર્ણાસને બેસાડે છે, અને મહત્વ આપવા જેવાને કાદવમાં ફેંકે છે."

એ બોલી "હું બરાબર સમજી શકતી નથી શિશિરચંદ્ર!"

હળવે હળવે એના મર્મસ્થાનનો સ્પર્શ કરીને હું બોલ્યો: "ફુલને માણસો સુવર્ણાસન ઉપર વિરાજમાન ભગવાનના ચરણમાં અર્ધ્યરૂપે મૂકે છે, પણ એ ફુલ ખીલવા પહેલાં એના ઉઘડવાની વેદનાને કોઈ જાણે છે? આજ હું શ્રદ્ધાપૂર્વક કહું છું કે એ વેદના જ જીવનનું સત્ય છે. એજ નિર્મલ, સુવર્ણ જેવું સત્ય છે, અને એને જ બધું મહત્વ આપવું જોઈએ."

સંધ્યા પુલકિત કંઠે બોલી ઉઠી "કેટલીકવાર તું બોલે છે ત્યારે જાણે કોઈ મહાન ફીલસુફને હું સાંભળી રહી હોઉં એવું મને લાગે છે."

એના મોઢા ઉપર ધીમે ધીમે આનંદની જે રેખાઓ ફુટતી જતી હતી એ ઉપરથી હું અનુમાન કરતો હતો કે એના અંતરની સુશુપ્ત વેદના હળવે હળવે જાગ્રત થતી જતી હતી.

મેં કહ્યું: "મહાન્ હોવાનો દંભ મેં ક્યારેય કર્યો નથી. આમ હું કહું છું ત્યારે માનું છું કે જીવનમાં ભાવના આદર્શ Sentiments બધાયને સ્થાન હોવું જોઈએ. પણ એ નવજીવનની વેદના ન જાગે ત્યાં સુધી. જીવનને સાધનાનું રંક, કુબડું રૂપ આપીને, એને રીબાવી રીબાવીને શું આદર્શ અને ભાવનાની રક્ષા કાજે રસ,

ઉલ્લાસ, અને કવિતા મારી નાખવા? આજ મને તારો ખ્યાલ આવે છે, સંધ્યા! સમાજે એક ખોખું ઘડીને તને એમાં ફુલરૂપે ગ્રાચવીને ઢાંકી રાખી છે. આજ હું કહું છું તારા અંતરના નેપથ્યમાં છુપાયેલી એ નવજીવનના અંકુરસમી વેદના, તારી ચીમળાઇ ગયેલી આશાઓમાં, ભાવનાઓમાં ધ્વનિરૂપે પ્રગટી ઉગે, અને તારા જીવન સફલને એના રંગથી રંગી દો.

મારા છેલ્લા શબ્દોએ સંધ્યા સળગી ઉઠી. ઘાસની ગંજીમાં અગ્નિની આંચ અડતાં જ આખી ગંજી સળગી ઉઠે છે તેમ વેદનાભર્યા અવાજે એણે કહ્યું: " એ કેમ બને શિશિર? સમાજે મારા પગમાં લોહશૃંખલા નાખી છે. એના બંધન કેમ તૂટે?"

મેં કહ્યું: " એને જ હું સ્ત્રીઓની નબળાઇ ગણું છું એ બંધનોને તોડી નાખ એટલે તારી એ નિર્બળતા અદૃશ્ય થઈ જશે."

બાવરી બની જતી હોય એમ એ બોલી: " એ બંધનોને ફેંકી દેવા મારૂં મન ક્યારનુંયે અધિરૂં બની ગયું છે. કોઇ અદૃશ્ય પગ દંડીએથી માધવીવનના વાયુએ આવીને મારા ચંચલ ચિત્તને ભરી દીધું છે. મારૂં હૃદય જાણે કોઇના ચરણમાં ઢોળાઈ જવા ઉત્સુક, આતુર બન્યું છે. હું શું કરૂં? ક્યાં જાઉં? માર્ગ સુઝતો નથી. આંખે અંધારા આવે છે. મને પ્રકાશના માર્ગે દોરો, દોરો, દોરો," કહી એ મારા પગ પાસે ઢગલો થઇને પડી અને મારા પગ પકડી વારંવાર એના મસ્તક સાથે અડાડવા લાગી.

કમલદંડ જેવા બન્ને એના હાથ પકડી મેં એને ઉભી કરી. મારા હાથના સ્પર્શે એના ઉરની અરવ પડેલી વીણા જાગી ઉઠી. ઝંકારવા લાગી હશે એમ મને લાગ્યું. મારા હૃદય સાથે એજ આનંદ વેશમાં એને ભીડી લેવા મેં પ્રયત્ન કરી જોયો, પણ એ ન ખેંચાણી.

એના કોમળ હાથ દાબીને મેં કહ્યું, "હુંજ તને દીપક આપીશ સંધ્યા! એના અજવાળે અજવાળે તું મલિન અંધકાર કાપતી કાપતી આગળ ચાલી જજે. તારા પગલે પગલે હું પૂજાના પુષ્પો વેરતો ચાલ્યો આવીશ" એટલું બોલી મેં એના હાથ મૂકી દીધા, અને ઘર બહાર નીકળી ગયો. રસનું જે મધુર જાગરણ એનામાં આવ્યું છે, એને પૂર્ણરૂપે પ્રગટી ઉઠવા માટે અવકાશની જરૂર છે.

× × × ×

## સંધ્યા.

ગઇ રાતે મને શું થયું હતું એનું કંઇ ભાન નથી. અંતરની કોઇ પ્રબલ આતુર ઝંખનાએ મને આવેશમય કરી દીધી હતી અને હું શિશિરના ચરણમાં મારૂં યૌવનધન ધરી દેવા ઉત્સુક બની ગઈ હતી, પણ હું બચી ગઇ. સારૂં થજો, સારૂં થજો એનું કે એ ચાલ્યો ગયો, નહિતર આજસુધીની જીવનની પુંજી, પવિત્રતા, સુગંધ બધું યે હું ગુમાવી બેસત.

શિશિરના કોમલ હાથના સ્પર્શે જાણે હું કોઇ આવેશની મધુર પુષ્પિત સ્વર્ણભૂમિમાં ઉડી ગઈ. આંખે અંધારા આવી ગયા. એના ચાલ્યા જવા પછી હું લથડતે પગલે, ઘેરી વાસનાથી ઘેરાયેલી ઘરમાં વળી, પણ ઉંબરામાંજ કંઇક આડું આવવાથી પડી ગઈ. નીચી વળીને જોયું તો એ ભાગવતનું મોટું થોથું હતું. શિશિરના આવ્યા પહેલા હું એ વાંચી રહી હતી. ઉઠીને હું બીજે કયાંય નહિ પણ મારા પૂજાના ખંડમાં ગઇ. જોયું તો જે દીપક મેં સંધ્યાટાણે કર્યો હતો એ હોલવાઈ ગયો હતો. એની ધુમ્રશિખા હવામાં ઉડતી હતી.

માચીસ શોધીને મેં ફરીવાર દીપક પ્રગટાવ્યો. મારા સ્વામીની હાથીદાંતમાં મઢેલી છબી એ પ્રકાશમાં સ્પષ્ટ દેખાતી હતી. પણ હું

એની સામે જોઇ ન શકી. નતમસ્તકે, લજ્જાથી, ભયથી, પારાવાર ગ્લાનીથી હું એની પાસે નમી પડી. આવેશનો નશો ઉતરી ગયા પછી હૃદયમાં ઉચ્ચ, પવિત્ર, સંસ્કારો જાગી ઉઠ્યા. મારા પતિની છબી પાસે હું ગદ્‌ગદ્ થઇ રડી પડી. આ મારી માનસપૂજા હતી.

આખી રાત્રિ નીદ્રા ન આવી. શય્યામાં પડ્યા પડ્યા મેં એજ વિચાર્યા કર્યું કે મારી હોડી ક્યાં ધક્કેલાઇ રહી હતી? આંધી શમી ગયા પછીના શાંત, મધુર, આનંદમય જાગરણમાં હું પડી. સામે પૂજાઘરમાં ધીમે ધીમે દીપક બળતો હતો, અને હું બોલી ઉઠી, "એ પ્રદીપ જ મારા જીવનને અજવાળાથી ભરી દયો. જીવનમાં મારે એકલું સત્ય જ જોઇએ છે. બીજું કંઈ નહિ."

શિશિર ભલે કહે કે આદર્શના પોલા મયુરાસન ઉપર સ્ત્રીને બેસાડી સમાજે એને ભરમાવી મૂકી છે. આજ હું શ્રદ્ધાપૂર્વક કહું છું કે મારા સ્વામીનો આદર્શ જ મારૂં સાચું જીવનધન છે. આત્મનિવેદનની આટલી પવિત્રતા, આટલી સુગંધ મેં ક્યારેય અનુભવી નથી.

હૃદયના શતદલ ઉઘડેલા પદ્મ ઉપર આજ એ આદર્શને પ્રતિષ્ઠાપિત કરી હું ધન્યતા અનુભવું છે. જીવનની અપૂર્ણ, અર્ધદગ્ધ વાસનાઓને અને ઝંખનાઓને પૂર્ણ કરવા પ્રકાશનો, પવિત્રતાનો માર્ગ છોડી શું અંધકારમાં પગલા માંડે? શું આજ પ્રકૃતિની પરિશોધ?

આજ મારૂં અંતર નંદિત થઇ કાશીના પેલા ધુસરઘેરા દેવમંદિરોમાં ઉઘડે છે. મારા પગ ત્યાં પહોંચી જવા આતુર થઇ રહ્યા છે.

ધીમે ધીમે પ્રભાત ઉઘડતું જતું હતું. મારા ખંડની બારીમાંથી તાજા ઉઘડેલા કુન્દ ફુલની સુરભી આવી આવીને અર્ધ્યરૂપે ઢોળાઇ જતી હતી. પથારીમાંથી ઉઠી હું બાગમાંથી એજ કુન્દફુલનો ખોબો

ભરી લાવી, પૂજા ખંડમાં જઈ મારા સ્વામીની છબી પાસે એનો ઢગલો કર્યો, અને પુનિત ભાવનાએ એના ઉપર માથું ઢાળી દીધું.

રસ્તા ઉપરથી કોઈનો ધેરો મધુર સ્વર આવતો હતો. કોઈ વૈષ્ણુ વિના કરતાલ તાલે કૃષ્ણઘેલી મીરાંબાઈનું પદ ઉઠતું હતું.

"મેરે જનમ મરણ કે સાથી તોહે બીસરૂં ના દિનરાતી"

કુન્દફુલના એ અર્ઘ્ય ઉપર નત મસ્તકે પડ્યા પડ્યા હું એ ગીતની રસનામાં ડૂબી ગઈ. જાણે જનમ જનમથી એ ગીત હું મારા હૃદયના નેપથ્યમાં સાંભળી રહી હોઉં એવું મને લાગ્યું. મારા અંગેઅંગમાં એ વેદનાની ભાવના પ્રસરી ગઈ. આ મારા જીવનનો ઉત્કર્ષ હતો, મારો વિજય હતો.

એટલામાં દ્વાર ઉપર કોઈના ટકોરા પડ્યા. એ શિશિર હશે. ત્વરાથી મેં એક શ્વેતઉત્તરિય પહેરી લીધું, ભાલમાં શ્વેતચંદનનું ટીલું કરી લીધું, અને ધીમેથી જઈ દ્વાર ખોલી નાખ્યા.

મારો આ નૂતન પરિવેશ જોઈ શિશિર ડઘાઈ ગયો. કંઈપણ બોલ્યા વગર ધીમે પગલે એ અંદર આવ્યો, અને એક આરામ ખુરશી ઉપર બેઠો.

.મેં પણ મૌન ધારણ કર્યું હતું. ઘરની ચાવીનો ઝુમખો લઈ હું એને મારા હાથમાં રમાડવા લાગી.

શિશિર મને સ્તબ્ધ નયને જોઈ રહ્યો હતો. મારા મોઢા ઉપર ઘડી ઘડી ઉઠતા ભાવ વર્તુલો એ નીરખી રહ્યો હતો. વાતાવરણનું મૌન તોડી એણે કહ્યું: "આજ તને આ પરિવેશે જોઈને મને આશ્ચર્ય થાય છે સંધ્યા! ભાલમાં શ્વેતચંદનનું તીલક! શ્વેતઉત્તરિય! તને આ બધું કરવાની પ્રેરણા કોણ આપે છે?"

મુખ પરના ગંભીર ભાવને જરા પણ ફેરવ્યા વગર મેં કહ્યું: "તું શિશિર!"

એ શબ્દોએ ફરીવાર શિશિર ડઘાઈ ગયો. આશ્ચર્યચકિત બની એણે કહ્યું: "મેં એવું ક્યારે કહ્યું હતું સંધ્યા?"

મેં કહ્યું: "તેંજ આમ કરવાનું કહ્યું હતું શિશિર! ગઈ રાતે તેં કહ્યું હતું" સંધ્યા તું કેટલી સુંદર છે? તારામાં હું નવસંસારનાં દર્શન કરૂં છું!"

ગઇ આખી રાત્રિ મેં નિદ્રાવિહિન કાઢી હતી શિશિર! આજ હું કાશી જાઉં છું. જાણે તારા શબ્દો મને ત્યાં જવા ધક્કો મારી રહ્યા છે." કહી મેં ચાવીનો ઝુમખો હાથમાં લીધો અને દ્વારભણી જવાની તૈયારી કરી.

આશ્ચર્યમુગ્ધ બની એ મને જોઇ રહ્યો. પછી કહ્યું: "ગઈ રાતે તેં કહ્યું હતું ને સંધ્યા! કે તારે નવસંસારમાં પ્રવેશ કરવો છે?"

થોડીવાર મૌન સેવી મેં કહ્યું: "મારો નૂતન સંસાર મારા ભગવાનના ચરણકમલમાં પડ્યો છે, અને ત્યાં હું જાઉં છું."

કોઈ અકથ્ય ગ્લાનીથી પીડાતો શિશિર ઉભો થયો. થોડીવાર ચૂપ રહ્યો. પછી મારા પદયુગલની રજ લઈ બહાર ચાલ્યો ગયો.

# મોટી વહુ

હું જાણતી નથી કોણે તે સુભગદિને આવીને મારી સેંથીમાં સીંદુર પૂરી દીધો. પગ પાનીએ અળતો લગાવી દીધો, અને અંગ ઉપર તુષારધવલ શુભ્રપાનેતર નાખીને મને લગ્નવેદી સમક્ષ બેસાડી દીધી! એ દિવસનું શેષસ્મરણ મારા જીવનનું સૌભાગ્ય બની ગયું છે. આજ જ્યારે મારા નવસંસારનું નેપથ્યદ્વાર ઊઘાડી હું એકલી વિચાર કરતી બેસું છું ત્યારે મને જણાય છે કે એ મારૂં અહોભાગ્ય હતું. નહિતર આવા સુખ, અને સમૃદ્ધિથી ઉભરાઈ જતા ઘરમાં સૌથી મહત્વનું સ્થાન મને ક્યાંથી મળત?

કૌમારવેશે અનેકવાર શ્રદ્ધાના સોનાઘાટે બેસીને મારી કલ્પનાના ભગવાનને મેં માનસપૂજાનો અર્ઘ્ય ચડાવ્યો હતો. આજ હું પુલકિત થઈ ઊઠું છું કે મારી એ શ્રદ્ધા અને સાધના ફળી છે. મારી કલ્પનાના પતિદેવતા મને આ સંસારમાં મળ્યા છે, જેના ચરણ પાસે બેસીને હું મારૂં જીવન કોઈ મધુર સ્વપ્ન જેમ કાઢી નાખીશ.

શરૂઆતમાં જ જણાવી દઉં કે હું મારા સ્વામીની બીજીવારની પત્નિ હતી. પ્રથમ સ્ત્રીથી કંઈ સંતાન ન થવાથી વંશનો દીપક હોલવાઈ જશે એમ ધારીને મને આ ઘરમાં સ્થાન આપવામાં આવ્યું હતું.

હું જાણતી હતી કે ઘરમાં મોટી વહુનું જ ચાલવાનું, અને મારે

માત્ર એના હુકમ જ ઉઠાવવા પડવાના. કારણ કે હું નવપરણેતર હતી, અને ઘરમાં મારા હક્કોનો દાવો હજુ નોંધાયો નહોતો, પણ મારી એ ભ્રમણા નીવડી. મારા સ્વામી મને અનહદ ચાહતા હતા, અને વધુમાં મોટી વહુ પણ મને ચાહતી હતી. એ મને આ ઘરમાં રાજરાણીના સિંહાસન ઉપર આરુઢ કરાવવા ઇચ્છતી હતી.

કહું છું આ મારૂં નશીબ હતું બીજું કંઈ નહિ. ગૃહપ્રવેશના પ્રથમ જ દિવસે મોટી વહુએ મને એના શયનખંડમાં બોલાવી કહ્યું: "બકુલા! આ ઘરની ચાવીઓ લે. આજથી ઘરનો બધો કારભાર તારા માથે. નોકર ચાકર, અને પૈસાટકાનું બધુંયે તંત્ર તારે જ ચલાવવાનું, મને માત્ર સેવા કરવા મળે એજ હું ઇચ્છું છું. સંસારમાં મારે એથી વધુ કંઈ નથી જોઈતું."

મોટી વહુના શબ્દો સાંભળી હું આભી બની ગઈ. પ્રથમ મને થયું: મોટી વહુ આ બધું ઈર્ષાથી બોલી ગઈ, પણ મારો એ ભ્રમ ભાંગી ગયો. અનેક સ્ત્રીઓના પરિચયમાં હું આવી છું પણ મોટી વહુ આગળ હું એ બધીને ઉતરતી કોટિની ગણું છું. એના સુખડના મંદિર જેવા અંતરનો સંપર્ક મને થતો ગયો તેમ તેમ મારી જે શંકાના આવરણો મને ઘેરીને પડ્યા હતા એ બધા દૂર થયા.

ઘરમાં ત્રણ ચાર નોકર હતા છતાં હવેથી મોટી વહુ સૌથી વ્હેલી ઉઠતી, અને કામકાજમાં લાગી જતી. મારા ભાગમાં કંઈ જ કામ ન આવતું કારણ કે એ મને કંઈ પણ કામ કરવા દેતી નહોતી. માત્ર મારા આદેશો જ એના જીવનને ધન્ય કરે, અને એના જીવનને સેવાપરાયણ બનાવી દે એવું એ ઇચ્છતી હતી.

સવારમાં ઉઠીને એ જાતે જ રસોડું ધોઈ નાખતી, અને પછી પૂજાની સામગ્રી તૈયાર કરી પૂજાખંડમાં ચંદનનો ધૂપ કરતી. મારા પતિ જેવા પૂજાખંડમાં પ્રવેશતા કે તરત જ એ ત્યાંથી બહાર નીકળી

રસોડામાં ભરાઈ જતી અને રસોઈની સામગ્રી તૈયાર કરવામાં ગુંથાઈ જતી.

મારા પતિ હવે એને ભાગ્યે જ બોલાવતા. મને લાગે છે કે આ એમનું દુષણ હતું. મારા આ ઘરમાં પ્રવેશ પછી એમના સ્વભાવમાં આ દુર્લક્ષતા આવી હતી, મને એ અત્યંત સાલતું હતું. હું ઇચ્છતી કે મોટી વહુને કદાચ સંતાન નથી તો શું થયું ? એકવાર એ પણ મારી જેમ નવસુહાગભર, નવી આશાઓના ખીલતા ફુલ જેવી, અનેક કોડ સાથે આ ઘરમાં વહુરાણી બનીને આવી નહોતી ? અને છતાં હજુ સુધી એના જીવનમાં જરા જેટલી નીરસતા, દુર્લક્ષતા કે પતિપ્રેમ ઓછો થયો નહોતો. એથી જ તો હું કહું છું કે મોટી વહુએ એની સાધના અને પ્રેમથી મને જીતી લીધી હતી. સ્ત્રીજાતીની આ ભવ્યતા માટે મારા અંતરમાં આનંદના તરંગો ચડે છે.

કેટલીકવાર સંધ્યા સમયે જ્યારે દાસીઓ ઘરની પરશાળમાં બેસીને પૂજાના દીપની વાટો વણવામાં મશગુલ બની હોય ત્યારે બધાની દૃષ્ટિ ચૂકાવી હું મોટી વહુને શોધવા જતી તો બંગલાની અગાશી ઉપર એક ખૂણામાં બેઠી બેઠી એ પ્રાર્થનામાં લીન થઈ ગયેલી દેખાતી, નમતા સૂર્યને એ જાણે ભાવનાની અર્ઘ્યાંજલિ દેતી હોય એમ મને જણાતું. અને જ્યારે સૂર્યના છેલ્લા કિરણો એની મુખ આભા ઉપર ફરી વળતા ત્યારે જાણે એનું ભક્તિભીનું હૃદય એના મોઢા ઉપર પથરાઈને બેઠું હોય એવું મને જણાતું.

આ ઘરમાં હું રાજરાણીના સ્થાને હતી છતાં મને મારી જવાબદારીઓનું કંઈ નહોતું, અનેકવાર કોઈ કોઈ બાબતોમાં હું જ્યારે મોટી વહુની સલાહ લેતી ત્યારે એ આપવામાં જાણે એ એક પ્રકારનો ક્ષોભ, લજ્જા અનુભવતી હોય એવું મને જણાતું. જાણે એ ખૂબ જ નીચી કક્ષાની હોય, અને માત્ર મારી ચરણરજ, મારી દાસી થઈને રહેવામાં જ કૃતકૃત્યતા માનતી હોય એવું લાગતું.

પણ મારું હૃદય સ્વયંપ્રકાશ કરી ઉઠતું, અને મને કહેતું "એ મોટી વહુ છે, એની આમાન્યામાં રહેવું એ મારો ધર્મ છે." પણ મને લાગે છે કે મારા આ સ્વેચ્છાપૂર્વકના પદવી ત્યાગને એક દિ પણ સહિ લે તેમ નહોતું.

ઘરનું રાચરચીલું વારંવાર ફેરવવું, બાગના ફુલઝાડમાં ક્રમીક રૂપાંતરો કર્યે જવા વગેરે બાબતોમાં હું જ્યારે મનસ્વી બની હદ વટાવી જતી ત્યારે કોઈ કોઈવાર ઘરની દાસી વિજિયા મને કહેતી: "બોગસ બેલાના ફુલનું કુંડું મોટી વહુને બહુ ગમે છે. એને એના મૂળ સ્થાનેથી શા માટે ખસેડયું?"

હું એથી ક્ષોભ અનુભવતી. મને થતું કે મોટી વહુની ઇચ્છા આડે હું મારી સ્વૈરકલ્પના મૂકતી હતી, પણ બીજે જ દિવસે મોટી વહુ આવીને મને કહેતી "બકુલા! બોગસ બેલાનાં ફુલ સુગંધ જ નથી આપતા ખરું? તેં એનું કુંડું ખસેડયું એ ઠીક જ કર્યું."

મેં Geneology માનસશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી નહિતર એટલું તો જાણવા મળત કે આ મોટી વહુના માનસમાં એવી કઈ વિચિત્રતા છે જે બધાનાં મન જીતી લ્યે છે!

મારા સ્વામી સાથે ઘણીવાર હું મુંબઈની બજારોમાં લટાર મારવા જતી, અને સોનાના કંકણ, હીરાના એરીંગ, અને બીજી અનેક આધુનિક ફેશનેબલ સ્ત્રીને પસંદ પડે એવી ચીજો ખરીદી લાવતી.

રાત્રે જ્યારે પ્રદીપના અજવાળે હું બેઠી બેઠી એ આખા દિવસની ખરીદી મોટી વહુને બતાવતી ત્યારે અત્યંત ઉલ્લાસથી એ બધી વસ્તુઓને વખાણતી, અને પોતાની સાડીના છેડાથી એ વસ્તુઓ ઉપર ચોટેલી રજ સાફ કરી બધીને મારી જવેલરી બોકસમાં ગોઠવી દેતી અને કહેતી "બકુલા! ખરીદી કરવામાં તું બહુ ચંચલ છે. આવી સુંદર અને ઉચ્ચ કારીગરીની ચીજો ખરીદતાં મને ભાગ્યે જ આવડે."

મને જે આટઆટલા અલંકારો, નૂતન બનારસી સાડીઓ, સોનાના લોકેટ અને કંકણના ઢગલાઓ મળતા એથી જરા જેટલી પણ ઈર્ષા કે ગ્લાની અનુભવ્યા વગર એ એનું સ્વચ્છ હૃદય કોઈ દર્પણ જેમ મારા પાસે ઉઘાડું કરતી એથી મને કંઈ કંઈ થઈ જતું. મોટી વહુના પ્રશંસા ગાનથી ઊત્તેજિત થઈ મને એના ચરણમાં ઢોળાઈ જવાનું મન થતું પણ તરત જ મને મારી પદવીનું ભાન થતું, અને મને લાગતું કે એથી કદાચ મોટી વહુને હું મુઝવણવામાં નાખી દઈશ!

એ બધા જીવનની નવવસંતના દિવસો જાણે મારા હૃદયને કોઈ મર્મરગીતનો સંદેશો સંભળાવી ચાલ્યા જતા હતા. કોઈ આતુર ગોપીકા જેમ હું મારા આ માનસ વૃંદાવનમાં અહિંથી તહિં મહાલતી હતી. જાણે કોઈ નૂતન આશાએ કોઈ નૂતન ભાવનાએ મારૂં સમગ્ર જીવન ઉભરાઇને મહેકી ઉઠયું હતું. કારણ કે હું સગર્ભા બની હતી. મારા જીવનની મંજરી મ્હોટી હતી.

મને પ્રસવ થયો, પુત્ર અવતર્યો, એ જાણે કોઈ સુંદર, સુમધુર સ્વપ્ન જેમ બની ગયું. ઘરમાં પુત્રના મંગલ પગલા થયા એ પ્રસંગને મોટી વહુએ બહુ આનંદ ઉત્સવથી વધાવી લીધો. દાસદાસીઓનો હર્ષ તો સમાતોજ નહોતો. પણ એ સૌના મોખરે તો હતી મોટી વહુ. એના હૃદયના નેપ્થ્યમાં એ કોઈ એવીજ શુમંગલ ભાવનાએ રંગાયેલી હતી કે એનું પોતાનું એ પુત્ર મેળવવાનું સૌભાગ્ય નહોતું એથી શું? આ ઘર જે પુત્રવિહોણું હતું એ તો ભરાઈ ગયું. જ્યાં શૂન્ય હતું ત્યાં દીવો પ્રગટયો. પછી એ પ્રકાશ ગમે ત્યાંથી આવ્યો હોય. મોટી વહુને એ સાથે કંઈ નિસ્બત નહોતી.

રાત્રિ અને દિવસ જ્યારે જ્યારે હું જોતી ત્યારે મારા પુત્રની સેવા સંભાળવામાં એ ગરકાવ થયેલી જણાતી. એણેજ તો એનું નામ પાડયું હતું, દીપક. જાણે એનું વર્ષો થયાનું અતૃપ્ત માતૃત્વ, જાણે એનું સમગ્ર સ્રીત્વ શેફાલી ફુલ જેમ સવારે ખીલી ઉઠે છે એમ ખીલી ઉઠયું હતું.

એ તૃપ્તિનો આનંદ એના નિત્યના કાર્યક્રમમાં, હંમેશની એની સેવા સાધનમાં પરિપૂર્ણતા પાત્રતો હતો.

દીપકને નવડાવવાનું, કપડા પહેરાવવાનું, માથામાં તેલ નાખવાનું, અને છેલ્લે વાળ હોળી કપાળમાં બીંદી કરવા સુધીનું બધુંયે કામ જાણે એણે સ્વેચ્છાએ ઉપાડી લીધું હતું: એ કામની માથાકુટમાંથી જાણે એ કદિયે થાકતી હોય, કદિએ શ્રમિત થઈ હોય એવું મારા જાણ્યામાં નથી. જાણે એ કોઈ આવાજ કામ માટે જીવી રહી હતી, અને એમાંજ એના જીવનનો પરમ આનંદ, સુખ અને ઐશ્વર્ય હતું.

ઉપરાંત દીપકને કયું વસ્ત્ર સુંદર લાગશે. કેવા કપડાંની પસંદગી કરવી જોઇએ. ક્યા કંકણ એના હાથમાં શોભશે, ક્યા સાબુથી એને નવડાવી શકાય એ બધાની ચિંતા, જવાબદારી, બધીયે જાણે એણેજ માથે લઈ લીધી હતી. અને હું દીપકની જનેતા, મારી પદવીના મૌનમાં બેઠી બેઠી એ બધું એકાગ્ર બની નીરખી રહી હતી.

મોટી વહુની મને અદેખાઈ આવતી. મારા પુત્ર માટે હું કંઈજ કરી શકતી નહોતી. એની સંભાળ લેવાની એક પણ તક, એક પણ મોકો મોટી વહુ પાસેથી આગ્રહપૂર્વક વિનવીને માંગી લેવાની મારામાં હિંમતજ નહોતી. કારણ કે કદાચ એથી એને દુ:ખ લાગી જાય. એ ભય, એ સંશય મારા અંતરમાં નિશદિન રહ્યા કરતો હતો.

પ્રસવકાળ વિતી ગયા પછી દિન પરદિન મારૂં શરીર ક્ષિણ પડતું જતું હતું. જાણે કોઈએ આવીને મારી બધી શક્તિ હરી લીધી હતી. દરેક ઇંગ્લીશ દવાની બાટલીઓ. મારા સ્વામી મારી પાસે લાવતા, કેટલાય ડોકટરોની દવાઓએ મને ઘેરી લીધી હતી. કોઇપણ ઉપાયે મારા શરીરરૂપી દુર્ગનું રક્ષણ કરવા મારા સ્વામી તનતોડ મહેનત કરી રહ્યા હતા. એક વખત સીવીલ સરજનને ઘેર બોલાવી

મારા પતિએ મારી ચિકિત્સા કરાવી જોઈ. જવાબ મળ્યો. Tubero-culosis !

મને ક્ષયના ચિન્હો જણાતા હતા, એ વાત એટલી સત્ય હતી જેટલી મોટી વહુ સત્ય હતી. માત્ર હું જ એકલી જીવનના અસત્યમાં ધકકેલાઈ રહી હતી. શુન્યમાં, છતાં હું આનંદી રહેવા પ્રયત્ન કરતી હતી.

સીવીલ સરજને મને પથારીમાંજ પડયા રહેવાની ફરજ પાડી હતી. એથી શૈયા ઉપર બેઠી બેઠી દિવસરાત હું અનેક વિચારોમાં પરોવાઇ જતી. અને કલ્પનાના અતીત તીરે બેસીને મારા હાથ પહોળા કરવા પ્રયત્ન કરતી. હાથમાં આવતું એકલું અંધારૂં, અંધારૂં અને બીજું કંઇજ નહિ.

એટલામાં મોટી વહુ આવીને મને મારી આ કલ્પના સૃષ્ટિમાંથી જગાડતી અને કહેતી: " બકુલા ! આ બાર્લી જરા પીલે. સંધ્યાનો સમય થયો છે. હું પ્રદીપ સળગાવી લાઉં છું. "

મોટી વહુજ મારા આ શુન્ય જીવનમાં પ્રકાશની દીપીકા હતી એમ ત્યારે મને અંતર તલે થતું. કદાચ એ નહોત તો મારા હજુ ઉઘડતા ફુલ જેવા બાળકની મારા સ્વામીની દેખરેખ કોણ રાખત ? કોણ મૌનભાવે એના ચરણમાં આવીને પૂજાનો અર્ધ્ય ચડાવત અને કોઈ અરિષ્ઠ પૂજારિણી જેમ એના અંતરની વેદનાના દ્વારવાસી એના નેપથ્યમાં બેસી રહેત ?

મારા સ્વામી અને મોટી વહુ વચ્ચે જે અંતર, જે અચંચળ શિથિલતાની જવનિકા પડી ગઈ હતી એ દૂર કરવા આ સરસ પ્રસંગ હતો એમ મને લાગતું હતું.

રાત્રે જ્યારે બધા દાસદાસીઓ કામકાજથી પરવારી ઘેર ચાલ્યા જતા, ત્યારે મારી પથારી પાસે માત્ર બેજ વ્યકિતઓ હાજર રહેતી. મોટી વહુ અને મારા સ્વામી. મોટી વહુ મારા ઓશીકા પાસે એક

નાનું ટેબલ નાખીને મારા સામે એકાગ્ર દૃષ્ટિ નાખતી કલ્લાકો સુધી જાગતી બેસતી. મારા સ્વામી પણ મારાથી થોડે છેટે એક આરામ ખુરશી ઉપર કોઈ અંગ્રેજી નવલકથા ઉઘાડી વાંચવાનો ડોળ કરતાં બેસતાં. મને લાગે છે કે નવલકથા વાંચવાનો એ માત્ર ડોળજ હતો. કારણ કે એની બંને આંખો તો મારા સુકાયેલા, રૂક્ષ, મુખારવિંદ ઉપરજ મંડાયેલી રહેતી.

આખીરાત જાણે ચાર શાંત, પ્રેમના દીવેલથી બળતા પ્રદીપો મારી આ ક્ષીન્નભીન્ન દેહલતાની રક્ષા કરવા બળી રહ્યા હોય એવું મને ત્યારે જણાતું. કલાકો સુધી જાણે એ પ્રદીપો મારા અંગેઅંગને, મારી આંખોને, મારા માથાને પ્રદક્ષિણા કરી કરીને પાછી એમજ સ્થિર એકાગ્રભાવે ઉભા રહેતા ન હોય એવું મને લાગતું.

ત્યારે મને થતું કે એ ચારે પ્રદીપો મારી કૃશ, સુરભીહીન દેહલતા તરફ ન જોતાં એક બીજા સામે અડગ, શ્રદ્ધાભર, પ્રેમભર જોઈ રહેતા હોય તો કેવું સારૂં ? એ ચારે આંખો ફરીવાર એક બીજાના નેપથ્યમાં ડોકીયાં કરી જે કંઇ ત્રુટિ, સંશય, અશ્રદ્ધા, અયોગ્ય હોય તે દૂર હટાવી પાછા હંમેશને માટે જે માર્ગ નિબિડ, શુન્ય, અંધકારભર્યો પડયો હતો એ માર્ગે નવઉત્થાનના, નવસુહાગના, પ્રકાશના પગલા માંડે તો ?

વારંવાર એવું હું ઇચ્છતી હતી કે મોટી વહુને ફરીવાર એ સૌભાગ્ય પ્રાપ્ત થાય, અને સ્વામીનો અક્ષય પ્રેમ પ્રાપ્ત થાય.

પણ મારી એ ઇચ્છા કદિ પરિપૂર્ણ ન થઇ. એ ચારે આંખો માત્ર મારા ઉપરજ ચોંટાઈ રહેવા અને મારા મુખારવિંદના હર્ષ શોક અને લાગણીના ભાવ જાણવા પૂરતીજ ત્યાં આવીને મળી હતી. અને પછી એક પણ સંકેત કર્યા વગર, મૌનનું ભીતરદ્વારા તોડયા વગર, જરાયે ચમક્યા વગર ચાલી જતી હતી.

ધીરેધીરે મારૂં સ્વાસ્થ્ય સુધરતું ચાલ્યું. એનું મુખ્ય કારણ મોટી વહુની દેખરેખ અને અત્યંત ઝીણવટભરી કાળજી હતાં.

આજ પણ હું કહું છું કે ડૉકટરો જે કામ ઇંગ્લીશ દવાઓના ડોઝથી ન કરી શકયા હોત એ કામ મોટી વહુની લાગણી ભરી સેવા અને સુસુશ્રાએ કર્યું હતું.

હું ઊઠીને ઉભી થઈ, મૃત્યુની ગોદ મૂકીને. એનો જેટલો આનંદ મને નહોતો એથીયે વધારે મારા સ્વામીને હતો. પૈસા ખરચવામાં એણે કંઈ બાકી રાખી નહોતી. મારી માંદગી દરમ્યાન જાણે રૂપાને ગાળીને મારા સ્વામીએ એનો પ્રવાહ વ્હેતો મૂકયો હતો. પછી એ ગમે તે દિશામાં ચાલ્યો જાય એની પરવાહ એણે કદિ કરી નહોતી, માત્ર એના બદલામાં એને જોઈતું હતું મારૂં સ્વાસ્થ્ય, મારૂં આનંદી સુરખી ભર્યું મોઢું, જેને એ નીરંતર અંતરની આરસીમાં જોયા કરે.

એવામાં એક અણધાર્યો પ્રસંગ બની ગયો. મારા પતિની દૂરની એક વિધવા ફૂઈ કાશીની યાત્રાએ ગયેલા એ થોડા દિવસ અમારા ઘરમાં રોકાઈ ગયા. ખુદ મારા સ્વામીએ એને અત્યંત આગ્રહ કરી રોકી લીધા.

એ વૃદ્ધાનું મોઢું જોઈ મને કાલીકાની મૂર્તિ યાદ આવતી.

શ્યામ વસ્ત્રોમાં વીંટાયેલું એ શ્યામ કરચલીઓવાળું મોઢું જ્યારે જ્યારે દિવસ દરમ્યાન મારી દૃષ્ટિએ ચડતું ત્યારે એક પ્રકારનો પ્રકંપ હું અનુભવતી, અને મારી દૃષ્ટિ એના તરફથી ખસેડી લેતી, એકલું કાળું શિથિલ ધાબું. જો એને આંખો ન હોત તો કોઈ પ્રેત જાણે સ્મશાનમાંથી ઉઠીને સામે ચાલ્યું આવતું ન હોય એવી એ લાગતી. નામ હતું શ્યામા.

સારૂં થયું કે એ પહેલેથી જ મારાથી દૂર દૂર નાસતી ફરતી હતી. મને લાગે છે કે મારો મનોગત તિરસ્કાર એ પામી ગઈ હશે. મારે મન એ બહુ આવકારદાયક બીના હતી.

સૌથી વ્હેલા ઊઠીને સ્નાન કરી લેવાની આ વૃદ્ધાને ટેવ હતી. પૂજા, અર્ચનામાં એ બહુ માનતી એથી પૂજા ખંડમાં પ્રથમ પ્રવેશ પણ એનો જ થતો. મને લાગે છે કે ખુદ ભગવાન પણ એ પ્રકૃતિ સ્વરૂપને જોઈ ડરી જતા નહિ હોય એની શી ખાત્રી?

થોડા દિવસ ચાલ્યા ગયા. શ્યામાનું મનૌ હવે કંચનજંઘાના બરફના પહાડ જેમ પીગળીને ધોધરૂપે વહે છે, એમ વહી ગયું. હવે એના પગ આ ઘરમાં કંઈક સ્થિર, કંઈક વજનદાર બનતા જતા હતા, એવું આત્મભાન એને આવ્યું. વહેલી સવારમાં એના વીખરાયેલા કાળા વાળ આમતેમ ઉડાડતી ઉડાડતી શ્યામા દાસદાસીઓની ખબર લઈ નાખતી. કોઈવાર વિજયાને ધમકાવી એ બોલતીઃ "ખબર નથી ઘરમાં કોણ આ કારભાર ચલાવે છે. જરા મારા પલંગ નીચે તો જો. કેટલી ધૂળ જામી છે." ત્યાંથી દોડી એ નોકર મોહનને ધમકાવતી "ઉભો રહે તું, મારું ચાલે તો ઘરમાંથી બહાર જ કઢાવું તને."

ભયગ્રસ્ત બની મોહન કહેતો "કેમ મા?" "રસોડામાં જરા જઈને જો, પાટલા કેવા ઠેકાણા વગર પડયા છે! મને લાગે છે કે નાની વહુએ તને કંઈ શીખવ્યું લાગતું નથી. ઘરના મોભાની પણ એને કંઈ પડી છે?"

દાસદાસીઓની આવી અનેક ફરીયાદો મારા કાને અથડાવા લાગી હતી. આખું ઘર જાણે એ વિધવા માથે ઉપાડી ફરતી હતી. જેમ આવે તેમ ઘરનું રાચરચીલું ફેંકતી. કદિક ગુસ્સામાં આવી ગાળોની રમઝટ પણ બોલાવતી, અને આ બધું હું મુંગીમુંગી સહન કર્યે જતી હતી. એ સત્ય હતું કે શ્યામા આ ઘરમાં વધુ સમય રહેવા આવી નહોતી, અને વધુમાં મારા સ્વામીએ જ જ્યારે આગ્રહ કરીને અહિં એ ચંડિ-સ્વરૂપાને રોકી રાખી હતી ત્યારે શા માટે ગૃહકંકાસની આ બધી નાની વીગતો મારા સ્વામીને જણાવી મારે એમને ગ્લાનીથી ભરી દેવા?

આ બધા કૌભાંડ પાછળ એક અર્ધદગ્ધ સત્ય પણ છુપાયેલું હતું. એ હતું મોટી વહુ કરતાં મારા આ ઘરમાં સરસાઈનું. કોણે મને આ ઘરના કનકાસન ઉપર રાજરાણીપદે બેસાડી દીધી હતી? એ એને અત્યંત સાલતું હતું. એથી જાણેઅજાણે એ મોટી વહુની પ્રચંડ પક્ષકાર બની ગઈ હતી. મોટી વહુએ એનું હૃદય જીતી લીધું હતું. હું જાણતી નથી શ્યામા શા માટે મોટી વહુ તરફ પાણીના રેલા જેમ ઢોળાઈ જતી હતી! શા માટે એના કામકાજમાં કદિયે કંઈ ક્ષતિ જોવાની એને ઇચ્છા થતી નહોતી? શા માટે એની ગોરાઈ, એની આવડત, એની ચંચલતાની એ વારંવાર પ્રશંસા કરવા તૈયાર રહેતી હતી?

મને લાગે છે કે મોટી વહુનો એ જ ભવ્ય વિજય હતો. એ જ એની ઉચ્ચમાં ઉચ્ચ માનવતા હતી. જેણે સર્વેના હૃદય ઉપર બંસરીનું મુગ્ધ આકર્ષણ મૂક્યું હતું. મને પણ એ જ એનો પારસમણી જેવો સ્પર્શ સ્પર્શતો હતો. જીવનમાં એ જ સત્ય, એ જ પ્રેમને સંઘરીને એ બેઠી હતી.

વૃદ્ધ શ્યામા મારા સાથે ભાગ્યે જ કંઈ બોલતી. કંઈક પ્રસંગ-વશાત્ અમે ચડભડી ઊઠતાં એટલું જ, એનું કારણ કંઈ હોય તો એ શ્યામાની સ્વભાવગત તકરાર પ્રિયતા! વધુમાં હું હંમેશા એના તરફ પીઠ ફેરવીને બોલતી, અને જરા જેટલી યે મચક ન આપતી.

મને જરાયે ગમતું નહોતું કે આ ઘરના શાંત, સુંદર, વાતાવરણના નિર્મલ જલને એ પથરો નાખી ડોળી નાખે. એને અસ્થિર, ચંચલ મલિન કરે. અંતરતલે હું એમજ ઇચ્છતી હતી કે શ્યામા આ ઘરમાંથી પ્રસ્થાન કરે તો જ આ બધા હંમેશના ઝઘડાઓ, દાસદાસીઓની ફરીયાદો વિરમી જાય, અને ઘરની શાંત, ઉજ્જવલતા ફરીવાર પ્રકાશી ઊઠે.

પણ શ્યામા નિત નિત નૂતન વસ્ત્ર પરિધાન કરીને નૂતનવેશે મારા આ ઘરના પાત્રો વચ્ચે એનું નાટક ભજવતી હતી. કોઈ કોઈવાર મારા સ્વામીને એ કહેતી, "મોટી વહુને તમે જ તો અન્યાય કર્યો છે. ખબર છે કેટલું એ કામ કરે છે? દાસીથી પણ વધુ, બકુલાને એનું કંઈ દુઃખ નથી, કારણ કે તમે એને રાજરાણીપદે શોભાની ઢીંગલી જેમ ચડાવી મૂકી છે. તમે જ એને ગૌરવપદ આપીને એનો અહંકાર જાગ્રત કર્યો છે. કહું છું કે આજ વખત છે કે તમે બકુલાને ઘરની ચાર દીવાલોનું ભાન કરાવો."

ગંભીર બની મારા સ્વામી એક ખુરશી ઉપર બેઠા બેઠા એની ફૂઈના આ બધા વિસંવાદી સૂરો સાંભળતા, અને પછી હસીને કહેતા "તમે જ કહો ફૂઈ, બકુલાને શી સજા કરું?"

કોઈ નાગણી જેમ છંછેડાઈને એ બરાડી ઊઠી "સજા કરવાનું ક્યારે મેં કીધું? હું કહું છું જે હક્કો મોટી વહુના છે એ એને જ મળવા જોઈએ, બકુલા ન્હાની છે. ઘરના કામકાજમાં જે દુર્લક્ષતા નજરે પડે છે એ જ સાબીત કરે છે કે બકુલા હજુ એ કામને લાયક નથી. ખબર છે મોટી વહુ કેટલું કામ કરે છે? છતાં સદા મુંગી, શાંત, નિશ્ચલ! કદિ એ ઉચ્ચસ્વરે કંઈ બોલે પણ છે? કારણ કે એનું દુઃખ એ અંતરમાં જ શમાવી દે છે. આ જ એની કુલીનતા છે. એને વેદના છે પણ એ જાણવાની કોઈને પડી નથી. જાણે છે હમણાં એ કેટલી ક્ષીણ પડી ગઈ છે? જાણે ચીમળાઈ ગયેલું ધતુરાનું ફુલ!"

ઉત્તરમાં મારા સ્વામી કંઈ પણ બોલ્યા વગર ત્યાંથી ઉઠીને ચાલ્યા જતા. દૂર પરસાળમાં બેઠી બેઠી મોટી વહુ જ્યારે શ્યામાનો આ ધાંટો સાંભળતી ત્યારે એ લાજી મરતી.

મારા સ્વામી સમક્ષ મારા વિરુદ્ધ ભંભેરણીઓ, ઉપાલંભો, ભયસ્થાનો ઊભા કરવામાં શ્યામાએ કંઈ બાકી રાખ્યું નહોતું.

જ્યારે જ્યારે મારા સ્વામીને એ નિવૃત્ત અવસ્થામાં જોતી ત્યારે કોઈ શ્રાવણની ઘનઘેરી જલવાદળી જેમ એમના ખંડમાં દોડી જતી, અને અનેક વિસંવાદી અસત્યોનો અભિષેક કરી આવતી. અને પછી પરમ આનંદ અનુભવતી મોટી વહુ પાસે આવીને કહેતી: "બકુલાએ તારું જીવન કચરી નાખ્યું છે એ હું જાણું છું. આ સંસારમાં માત્ર તું ધૂળ જેમ એના પગતળીયે ચોટીને પડી છે. હું એ ધૂળમાં આત્મ-શ્રદ્ધાનો મંત્ર ફુંકવા આવી છું. તારૂં ગૌરવપદ તને પાછું મળશે."

એના વિશાળ અમૃતભર્યા નયનો શ્યામા તરફ ફેરવી મોટી વહુ કહેતી "મેં ક્યારે કહ્યું કે મને અહિં દુ:ખ છે. તમે બકુલાને ઓળખી શક્યા નથી. એ અન્નપૂર્ણા છે. એના જ પ્રસાદથી તો મારો આ સંસાર અમૃતથી છલકાઈ જાય છે."

"એની પૂજા કરી કરીને તું પૂજારિણી બની ગઈ છે." ઉગ્ર સ્વરે એમ બોલીને શ્યામા ત્યાંથી બહાર ચાલી જતી. એ રાતનું મને સ્મરણ છે જ્યારે પ્રકૃતિની અશાંત દેહલતા ઉપર પવનની નવચંચલ ચુંદડી ઉડતી હતી, અને બાગમાંથી નીશીગંધાના ફુલોની સુગંધે ઉડી આવીને વાતાવરણને પ્રથમ સુહાગ પહેરતી સ્ત્રી જેવું નવવાસિત કરી નાખ્યું હતું.

આ સમય હતો જ્યારે મારા સ્વામી સુવાની તૈયારી કરતા હતા. એવામાં અચાનક એનું કાજળઘેરું વસ્ત્ર ઓઢીને શ્યામા મારા સ્વામીની શૈયા પાસે આવી અને ધીમે સ્વરે બોલી: "મોટી વહુનું આ દુ:ખ મારાથી સહી જતું નથી. એને હું અહિંથી થોડા મહિના મારે ત્યાં લઈ જવા ઇચ્છું છું, એ પણ એમાં સંમત છે. તમારો શું વિચાર છે?"

મારા સ્વામી થોડીવાર ચૂપ રહ્યા. મૌનની એક આછી લહરી વાતાવરણમાં ફેલાઈ ગઈ. પછી એણે કહ્યું, "કોઈની ઇચ્છાશક્તિના આડે આવવાની મારે કંઈ જરૂર નથી. મોટી વહુને જવું હોય તો ભલે જાય. મને કંઈ બાધ નથી."

પરમ સંતોષની થોડીક કરચલીઓ શ્યામાના મોંઢા ઉપર વેરાઈ

ગઈ. ત્યાંથી અત્વપદે એ પોતાના સુવાના ખંડ તરફ ચાલી ગઈ. એનું હૃદય જાણે કોઈ મહાન વિજયની આનંદભેરી જેમ બાજી ઉઠતું હતું.

બીજે દિવસે સવારમાં ઉઠીને શ્યામાએ પોતાનો બધો સામાન બાંધી લીધો. પ્રસ્થાનનો આ સમય હતો. એના ત્વરાથી ઉપડતા પગલે પગલે જાણે એના ગઈ રાત્રિના વિજયનો આનંદ ઢોળાઈ જતો હતો. નોકર બહારથી કોઈ એકાવાળાને બોલાવી લાવ્યો હતો, અને હવે વિદાયની અંતિમ ક્રિયાનો ઇતિકાંડ બાકી હતો.

ઘરમાં કોઈ બોલતું ચાલતું નહોતું. દાસદાસીઓ બધા જાણે સ્ફટીકના ઘડી કાઢેલા પુતળા જેમ એક બાજુ ઉભા રહી ગયા હતા. શ્યામા આ શુભમુહૂર્તે નૂતનવસ્ત્ર બદલાવતી હતી; ગૃહસ્વામી થોડે દૂર એક ખુરશી ઉપર બેઠા બેઠા એમની ડાયરીના પાના આમથી તેમ ફેરવતા હતા.

ત્યાં તો શ્યામાનો અધિર સ્વર સંભળાયો. "ચાલો મોટી વહુ, હવે કેટલી વાર છે?"

મોટી વહુ પૂજા ઘરમાંથી બહાર આવી. એવામાં પારણામાંથી દીપકના રડવાનો ઘેરો ચિત્કાર સંભળાયો.

ઘુંઘટ કાઢી મોટી વહુ ત્યાં દોડી ગઈ, અને દીપકને ઘોડીયામાંથી બહાર કાઢી છાતીએ ભીડીને બેઠી.

"કહું છું કેટલીવાર છે મોટી વહુ?" ફરીવાર શ્યામાનો ઉગ્ર ઝાંટો સંભળાયો. પણ મોટી વહુ કંઈ બોલી નહિ. શાંત બનેલા દીપકને એણે ખોળામાં લીધો, અને ઘુંઘટને વધારે નીચે ખેંચ્યો.

"જેવું તારૂં નશીબ!" કહી જોરથી પગ પછાડી શ્યામાએ ટ્રંક બીસ્રો ઉપાડયાં અને એકામાં ચડી બેઠી.

સહસા મારી દષ્ટિ મારા સ્વામી તરફ વળી. ઘોડીયાથી થોડે દૂર ખુરશી ઉપર બેઠા બેઠા એ મોટી વહુના ઘુંઘટ નેપથ્યમાં છુપાયેલા એ મધુર પ્રદીપોને સજળ નયને જોઈ રહ્યા હતા. મને લાગે છે કે એમની આંખના એ અશ્રુ પ્રેમગંગાથી છલોછલ હતા!"

---

# પાદુકા પ્રાપ્તિ

અશોકબાબુને હું ઓળખું છું, એમનો પ્રથમ પરિચય મને થયો હતો મદ્રાસમાં. ઉજ્જવલ શાંત મુખમુદ્રા, જાણે તેની પ્રતિભા પ્રદીપશિખા શી પ્રકાશી ઊઠતી હતી.

મારે ત્યાં એમને જ્યારે જ્યારે આવવાનો પ્રસંગ સાંપડતો ત્યારે કોઈ પણ વેળાયે એમના મોઢા ઉપર ગંભીર છાયાની વાદળી ઘેરાયેલી દીઠી ન્હોતી. ખૂબ મીલનસાર અને આનંદી સ્વભાવના. અમારા સાથે એ દૂધ અને પાણીની જેમ ભળી ગયા હતા.

આજથી સાત આઠ વર્ષો પહેલાનું એ સ્મરણચિત્ર અત્યારે પણ સંવત્સરોની જવનિકા ખસેડી મારી દૃષ્ટિ સમીપ ખડું થાય છે, અને જાણે અશોકબાબુ અત્યારે પણ મારી સમીપ બેસીને એમની અસ્ખલિત ગતિએ અખૂટ વાતો કરી રહ્યા હોય એવી ભ્રાંતિ થયા કરે છે.

શ્રાવણના એ દિવસોમાં અનેક વેળાયે સંધ્યા સમયે એ અમારે ત્યાં આવતા, અને એક આરામ ખુરશી ઉપર લંબાવતા. બહાર ધીમે ધીમે શ્રાવણની મંદ મંદ ફરફર પડતી હોય, જાણે કોઈ મધુર કરતાલ ગાને સંધ્યાનું શેષગાન ગાતું ન હોય એવું લાગતું, અને અશોકબાબુની

દીર્ઘ ચર્ચાઓ લંબાયે જતી, એ કદિ બોલતાં થાક્યા હોય એવું મારા જાણ્યામાં નથી. અનેક વિષયો ઉપર એમની વાગ્ધારાનો અસ્ખલિત પ્રવાહ વહ્યે જતો અને હું શ્રવણમધુર કલકલ ધ્વનિને શાંત એકાગ્ર ચિત્તે સાંભળતો બેસી રહેતો. ઊંડું એમનું અધ્યયન, અને એવું જ સ્ફટીક જેવું નિર્મલ એમનું ચિંતન હતું. કોઈ પણ વિષય ઉપર એમનું સ્વતંત્ર મંતવ્ય આપતાં એ અચકાતા નહિ. પછી એ ઇતિહાસ હોય કે પુરાતત્વ, અર્થશાસ્ત્ર હોય કે માનસશાસ્ત્ર !

એમના માનસશાસ્ત્રના અભ્યાસ માટે તો મને આજ પણ માન ઉપજે છે. માનવજીવનના અનેક ગૂંચવાયેલા કોયડાઓ એ મારી પાસે મૂકતા, અને જ્યારે એ કોયડાઓનો ઉકેલ અર્થભરી દલીલો, અને સૂક્ષ્મ છણાવટથી લાવતા ત્યારે મને થતું કે અશોકબાબુની જીવન વિષેની ફીલસુફી ગહનતાથી ભરેલી હતી.

પણ એ બધા દિવસો તુષારબિંદુ જેમ અદૃશ્ય થઇ ગયા. અશોકબાબુની ત્યાંથી બદલી થઈ, એ સક્કરએરેજ ચાલ્યા ગયા ત્યાંના ચીફ એન્જીનીયર તરીકે નીમાઈને.

વર્ષો પછી વર્ષો ચાલ્યા ગયા. અશોક બાબુનો નહોતો પત્ર કે કંઈ નહોતા કંઈ સમાચાર, ત્યારે મને થયું કે એ ભાઈ જીવનના કોઈ મહાન કાર્યમાં ગુંચવાઈ ગયા હોવા જોઈએ, એથીજ તો વિસ્મૃતિનો પડદો આટલો ઘટ્ટ થયે જતો હતો.

પણ એમ નહોતું. એક દિવસ ફરીવાર એ મદ્રાસમાં દેખાયા. આજથી ચારપાંચ મહિના પહેલા એ દિવસે સૂર્ય હજુ દેખાયો નહોતો અને પૃથ્વિ આછા ધુમ્મસનો ઘુંઘટ ખેંચીને ઉભી હતી. હું મારા ખંડમાં બેઠોબેઠો ગુજરાતના નવકવિઓની કવિતા ઉપર એક Theis તૈયાર કરી રહ્યો હતો, એવામાં કોઈએ દ્વાર ખખડાવ્યું. ઉઘાડીને જોયું તો એજ અશોકબાબુ ! મુખ રેખાઓમાં જાણે ખૂબ ગંભીરતા

આવી ગઈ હતી. આંખો ઊંડી ઉતરી ગયેલી, અને મોઢા ઉપર આનંદની સુરખીને બદલે ઘેરા વિષાદની કોઈ છાયા પડી હતી.

એક લાંબો ઓવરકોટ ગોઠણ સુધી લંબાઈને અંગ ઉપર પડ્યો હતો. સહસા મારાથી બોલાઈ જવાયું " તમે અશોકબાબુ ? "

" હા. " એટલું બોલી એ અંદર આવ્યા અને પલંગ ઉપર બેઠા. મારી પુત્રી ઈંદિરાને બોલાવી મેં બે કપ ચાના તૈયાર કરવાનું કહ્યું, અને પછી અશોકબાબુના રંગઢંગ ફરી ફરીને નીરખવા લાગ્યો, એમના વેદનાથી ખરડાયેલા મોઢા ઉપર એક દૃષ્ટિપાત નાખીને મેં પૂછ્યું.

" ફરીવાર મદ્રાસની બદલી કરાવીને આવ્યા હશો. "

" હા, હંમેશ માટે મેં નોકરી છોડી દીધી. " અશોકબાબુ બોલ્યા, અને ટેબલ ઉપરથી એક નોવેલ ઉપાડી આમથી તેમ એના પાના ઉથલાવવા લાગ્યા.

ઇંદિરા આવીને ચાના કપ એક ટીપાઈ ઉપર મૂકી ગઈ. આખો ઓરડો મૃત્યુ જેવું મૌન લઈને ઉભો હતો. અમારા બન્નેમાંથી કોઈ કાંઈ બોલતું નહોતું. મારાથી ન રહેવાયું. મેં કહ્યું. " તમને શું થયું છે અશોકબાબુ ? શ્મશાનમાંથી ઉઠીને તો નથી ચાલ્યા આવ્યા ?

" હા, સ્મશાનમાંથી ઉઠીને ચાલ્યો આવ્યો છું. " એ બોલ્યા. " ભીતરે જે અગ્નિશિખા જલે છે, એ શા માટે કોઈને દેખાડવી ? એ અગ્નિશિખા જ મારૂં સર્વસ્વ છે, એનાથી જ મારા આ જીવનમાં પરિવર્તનનું જાગરણ આવ્યું છે. "

મેં કહ્યું. " આ બધું શું છે ? "

" જે તું જુએ છે એ જ મારા જીવનની પુંજી છે. આ વેદનાના પગલે પગલે હું ચાલ્યો જાઉં છું. જાણતો નથી ક્યાં ? માત્ર એકલો

અંધકાર જ મારી આગળ ભર્યો છે." એટલું બોલી ફરીવાર અશોક-બાબુએ નવલકથાના પાના ઉથલાવવા શરૂ કર્યા.

મેં કહ્યું "તમે પ્રકાશ કરો, અશોકબાબુ!"

"એ બની શકે એમ નથી. જ્યોતિ બુઝાઈ ગઈ છે. કહી એ ઉભા થયા, અને પૂર્વની બારી પાસે જઈ દૂર ક્ષિતિજમાં નજર પરોવી. ઘેરા ધુમ્મસનો ધુમટો હજુ સુધી ખસ્યો નહોતો. આકાશ અને પૃથ્વી વચ્ચે જાણે એ ધુમટો પથરાયો હતો. વચ્ચે નહોતો કંઈ અંતરાય, કંઈ બાધા, જાણે બહુ જ સંલગ્નતા, બહુ જ નીકટતા હતી.

પાછા આવીને એ પલંગ ઉપર બેઠા, ટીપાઈ ઉપરથી ચાનો કપ ઉઠાવી મેં અશોકબાબુ સમક્ષ ધર્યો, પણ એ શૂન્યભાવે મને નીરખી રહ્યા. કપ હાથમાંથી લીધો નહિ. હતાશ થઈ કપ નીચે મૂકી મેં કહ્યું: "માનવી એક હાટેથી બોજો લઈ બીજા હાટે છોડી દયે છે, તમે પણ એવું કરો. મારા હૃદયના હાટ પાસે તમારો બોજો ખાલી કરો. હું પ્રાર્થના કરૂં છું."

મીટમાંડી મારા સામે એ ક્ષણભર જોઈ રહ્યા. હાથમાંની નોવેલ ઘડીભર આમતેમ ફેરવી પાછી બોલ્યા: "તું સાંભળવા માંગે છે?" મેં કહ્યું. "હા. મને તમારા જીવનમાં રસ પડે છે."

"સાંભળ ત્યારે" કહી એણે એક ખોંખારો કર્યો. બારીમાંથી વાયુની શીતલ લહરી ઉડી આવી ખંડમાં ફરી વળી. નોવેલના થોડાક પાના આમથી તેમ ઉડી શાંત પડી ગયા. અશોકબાબુએ એક દીર્ઘ શ્વાસ લીધો, અને પછા શરૂઆત કરી.

"મેં મદ્રાસ છોડયું, અને સક્કર બૅરેજમાં મારી બદલી થઈ એ તું જાણે છે. ગવરમેન્ટ તરફથી ચીફ એન્જીનીયર તરીકે નીમાઈને હું ત્યાં ગયો હતો. એટલે મારા માટે ખાસ ત્યાં ડાક બંગલાની સગવડ કરી આપવામાં આવી હતી. બૅરેજના અનેક નાના મોટા નોકરો

હમેશ મારો પડતો બોલ ઝીલતા હતા; અને હું જાણે સિંધની એ નાનકડી નગરીના રાજા જેમ મારા દિવસો નિર્ગમન કરતો હતો. એવામાં અચાનક એક અસાધારણ બીના બની ગઈ, જાણે મારા જીવનના નિત્યના તંત્રને ઉથલાવી નાખ્યું, અને જે જલ શાંત એક-ધારી ગતીએ ચાલ્યા જતા હતા એમાં પ્રકંપ આવ્યો, એ ડોલી ઉઠ્યા.

એક દિવસ સવારમાં વહેલો વહેલો ઉઠીને હું બૅરેજની કેટલીક અદુરસ્ત પડેલી નહેરોનું સમારકામ જોવા જવાનો વિચાર કરી રહ્યો હતો ત્યાં જોઉં છું તો કેટલાક સિંધી ગામડીયાઓ તેર ચૌદ વર્ષની એક છોકરીને સરઘસરૂપે ફેરવતા મારી પાસે લાવ્યા.

વિસ્મીત બનીને હું એ બધાને જોઈ રહ્યો. સમૂહને સંબોધી મેં પૂછ્યું: "કોને લઈ આવ્યા છો?"

ટોળામાંથી એક વૃદ્ધ પુરૂષ બહાર આવ્યો, અને હાથ જોડીને બોલ્યો: "તમે આ છોકરીને આશ્રય આપો. કેટલાક ગુંડાઓ એને ઉપાડીને લઈ જતા હતા. વહેલી સવારે એને અમે એ ગુંડાઓના હાથમાંથી બચાવી છે. એ લોકો એને કયાંક વેંચવા લઈ જતા હતા, પણ આ છોકરીનું નશીબ ચડીયાતું છે સાહેબ!

અમને બધાને ભેગા થયેલા જોઈ એ લોકો એને પડતી મૂકી નાસી ગયા. હવે તમે એને તમારા ઘરમાં જગ્યા આપો."

એ વૃદ્ધ પુરૂષને હું સાંભળી રહ્યો હતો. પેલી બાલીકા તરફ મારી દૃષ્ટિ ફરી. ગૌર એનો રંગ, શ્યામ રેશમ જેવી છવાયેલી કેશલટો, અને ફાટેલા લુગડા. એની આંખોમાં કોઈ શાંત, મધુર, જવાલા સળગી રહી હતી, અને મને થયું કે એ કાળી આંખોમાં એનું નાનકડું ભાવ-ભીનું હૃદય તરતું હતું. એને મારા આશ્રયમાં લેવાની કોઈ અદૃશ્ય પ્રેરણાએ મને પ્રેર્યો. જેને મેં કદિ જોઈ પણ નહોતી. એ તે દિવસે જાણે મારા અંતરને સ્પર્શી ગઈ. એના મધુર, પવિત્ર અંતરથી,

બધા ચાલ્યા ગયા પછી મેં એનું એ પણ જાણ્યું કે "એ માર-વાડમાંથી રખડતી રખડતી અહિં આવી હતી. પેલા ગુંડાઓ એને બળજબરીથી અહિં આવી વેચવા ઉપાડી લાવ્યા હતા. નહોતું કોઈ એના સંસારમાં, માબાપ પરવારી ગયા પછી એક માસીના ગરીબ ઘરમાં આ અજાણ્યું ફૂલ ખીલતું હતું, અને અચાનક પેલા ગુંડાઓના હાથમાં આવી પડયું હતું " એને આશ્વાસન આપી મેં કહ્યું: "કશી ફીકર નહિ સખી! તું અહિં જ રહેજે" અને મેં એને મારા ડાક બંગલામાં સુરક્ષિત સ્થળે મૂકી દીધી.

દિવસ પછી દિવસ ચાલ્યા ગયા. સખીને મારા ડાક બંગલામાં ગોઠી ગયું હતું. મારા સૂના ઘરની એ રક્ષક બની હતી. કારણ કે મારી પત્નિ કલકત્તાની હોસ્પીટલમાં બિમાર પડી હતી, અને અહિં આવી શકે એમ નહોતી.

બંગલામાં મારા અનેક નોકર ચાકર હતા. પણ ગીરધારીને હું સૌથી પ્રથમ પસંદગી આપતો. હુકમ છુટતો કે તરત જ મારૂં કામ એ કરી આપતો, મારી રસોઈ પણ એ જ કરતો, અને હું વૈષ્ણવ હોવાથી મારી પૂજારી સામગ્રી પણ એ જ તૈયાર કરતો, અને સંધ્યા-ટાણે પૂજાખંડમાં ધૂપસળી સળગાવી ઘેર ચાલ્યો જતો.

પણ સખીને આ બધું ડંખતું હતું, એકવાર એણે જ મને કહ્યું: "હું રસોઇ જાણું છું ઠાકુર! મારી માએ મને એ શીખાડી હતી. હવેથી ગીરધારીને બદલે એ કામ હું કરીશ."

સ્મિતભર્યાંવદને મેં કહ્યું "ભલે, પણ તું જાણે છે હું શું ખાઉં છું?"

આનંદથી હસી એણે કહ્યું "હા, હું બધુંયે જાણું છું. તમે શું ખાવ છો, શું પીઓ છો, તમે શું શું માંગો છો, અને શું નથી માંગતા."

એ સાંભળીને મારા આશ્ચર્યની સીમા ન રહી, સખીને આ ઘરમાં આવ્યાને હજુ થોડા જ દિવસો થયા હતા, ત્યાં તો એણે બધું યે જાણી

લીધું હતું. "એના અંતરના છેક નાના ખુણામાં મારા માટે કેવા ભક્તિભાવ ભર્યા હતા, કેવી પ્રેમોર્મિ ઉછળી રહી હતી એનું મને ત્યારે ભાન થયું."

બીજા દિવસથી ગીરધારીનું સ્થાન સ્વેચ્છાપૂર્વક સખીએ ખુંચવી લીધું હતું. એ માટે ગીરધારીએ મારા પાસે ફરીયાદ કરી, પણ મેં એને દાદ ન દીધી. સવારમાં ઉઠી એ હંમેશા બાગમાંથી પૂજાના ફુલ ચુંટી લાવતી, પૂજાઘરને પાણીથી ધોઈ નાખતી, અને છેવટે શીતલ જલનું બેડું ભરી આવી રસોઈના કામે લાગી જતી.

સાચું કહું છું અનીલ! સખીની બનાવેલી રસોઈ જમતા હું ધરાતો જ નહિ. ખબર નથી શા માટે, પણ ગીરધારી મને એની આગળ બહુ તુચ્છ અને નકામો લાગ્યો. જાણે એને કંઈ જ આવડતું નહોતું, અને એ કામ શીખવા માટે એને સખીના પગ પાસે જન્મભર બેસવું પડે એમ મને લાગ્યું.

મારા દરેક કાર્યમાં સખીના કાર્યનો હિસ્સો ઝળકી આવતો હતો, એથી મારા રોજીંદા જીવનના એક મુખ્ય ભાગ જેવી એ બની ગઇ હતી. જ્યારે હું મારી ઓફીસના કાગળીયાઓમાં ગુંચવાઇ જતો ત્યારે છેલ્લે નિવૃત્તિ સમયે મને તરત જ સખી યાદ આવતી. ડાક બંગલામાં એ શું કરી રહી હશે? રાત્રિભોજન માટે એણે શું શું પકાવ્યું હશે? એને એકલાં ત્યાં ગમતું હશે કે નહિ?

ધીમે ધીમે સખીના જીવનના વ્હેણની ચિંતાએ મને ઘેરી લીધો. દિવસની દરેક પળે મને એમજ થતું કે સખી માટે હું કંઇક કરી છુટું તો સારૂં. મારા ઘરમાં એ આવી હતી, કોઈ અજાણી પળે કોઈ અજ્ઞાત પગદંડી એથી, અને એને મેં શું આપ્યું હતું? કંઈ જ નહિ, કંઈ જ નહિ. માત્ર એક રસોયણ બનાવી મેં એને મારા નિત્ય-જીવનના વ્હેપાર પીંજરમાં પૂરી રાખી હતી. એના જીવનની કાલીકા પુષ્પ બનીને વીકસી ઉઠે, એ નૂતન સુરભીથી મ્હેકી ઉઠે, એવા પ્રગતીના

કોઈપણ સાધનથી, સામગ્રીથી મેં એને વંચિત રાખી હતી. મને મારી ત્રુટિઓનું ભાન થયું.

બીજે જ દિવસે હું શહેરમાં ગયો, ત્યાંથી બનારસી સાડી, સોનાના કંકણ, એરીંગ, સેંડલ વિગેરે ચીજો ઉપાડી લાવ્યો, અને એની શૂન્ય દેહલતાને આભુષણોથી અલંકૃત કરી દીધી. એકવાર એ ચિત્કારી ઉઠી: "આ બધો સુહાગભાર મારાથી ઉચકાતો નથી ઠાકુર! મારે કંઇજ જોઇતું નથી. કંઇ જ નહિ."

પણ મને એની દલીલો સાંભળવાની પડી નહોતી. થોડા દિવસ પછી એક માસ્તર શોધી મેં એને ભણાવવી શરૂ કરી. મધ્યાહ્ને નિવૃત્તિ વેળાયે એ સખીને વર્ણપરિચયના પ્રથમ સંસ્કાર આપતો, અને ધીમે ધીમે એમાંથી આગળ વધીને એ સખીને બીજી ચોપડી સુધી ખેંચી ગયો.

ત્રણ ચાર વર્ષ એમ જ ચાલ્યા ગયા, અને સખીનો જીવનછોડ સંસ્કાર અને સૌંદર્યથી મઘમઘી ઉઠ્યો. એના દરેક કાર્ય અને વર્તનમાં પરિવર્તન આવી ગયું હતું. તે જ્યારે એ બોલતી ત્યારે જાણે વીણાનો એકાદ તાર તૂટી જતા એમાંથી ઘેરો ધ્વનિ ઝંકારી ઉઠે એવું લાગતું અને એ ચાલતી ત્યારે નવવસંત એના પગલે પગલે સુહાગના ફૂલ વેરી ધન્ય ધન્ય થઇ જતી નહોય એવું લાગતું, ત્યારે મને મનમાં ને મનમાં થતું "આ સખીને હવે કયા ઘરમાં મૂકવી ? કોણ એની શ્રદ્ધામાં દીપક જેમ જલવાનું પસંદ કરશે ? કોણ એને અંતરના કમલાસન ઉપર પ્રતિષ્ઠાપિત કરી દેવી જેમ પૂજશે ?"

પણ મારી આ આધી વ્યાધિની સખીને કંઈ જ પડી નહોતી. એવા દરેક કાર્યમાં હવે વધુ ચોક્કસાઇ, અને પવિત્રતા પ્રવેશી ગયા હતા. સાથે સાથે કોઈ નવચંચલ ભીતિ પણ શરમાતી આવી હતી. કોઇ કોઇવાર રાતે જ્યારે હું મોડેથી ડાકબંગલે જતો ત્યારે જોઉં તો એ એકલી પરસાળમાં બેઠી બેઠી કોઇ પુસ્તક વાંચી રહી હોય. સહજ જીજ્ઞાસા વૃત્તિથી હું પુછતો: "હજી સુતી નથી સખી?"

જવાબમાં મારા પગનો સ્પર્શ કરી એ કહેતી.

"તમારૂં દર્શન કર્યા સિવાય મારાથી કેમ સુવાય? તમે તો મારા તારણહાર છો."

એક ચિત્કાર વેરી હું કહેતો "પાગલ કહિંની."

સખી ત્યારે ગંભીર બની જતી, અને સૌમ્ય કરૂણ મુખમુદ્રા કરી કહેતી: "તમે ઘેર વ્હેલા આવતા હો તો? અહિં અંધારામાં મને ભય લાગે છે."

હું સમજી જતો શા માટે એ આમ બોલતી હતી. એ ભય હતો નવયુવાસહજ. એના હૃદયના થડકારા વધી ગયા હતા.

ત્યારથી મેં મોડેથી રાત્રિએ ઘેર જવાનું છોડી દીધું. એટલું જ નહિ મારા કામકાજના સમયમાં પણ કાપકુપ કરી નાખી. બહુધા દિવસનો મોટો ભાગ હું ઘરમાં જ કાઢતો.

જ્યારે જોઉં ત્યારે સખી મારા હંમેશના જીવનની સહયોગીની બનવા પ્રયત્ન કરતી હોય. રસોઈ ઉપરાંત, એ મારા ધોબીએથી આવેલા કપડા ચોકસાઈથી કબાટમાં ગોઠવી દેતી. મારા બુટને પૉલીશ લાગ્યો છે કે નહિ એની કાળજી રાખતી, અને જરૂર પડે તો બાજુમાંથી ગીરીધારીને બોલાવી પૉલીશ કરાવી લેતી. મારા ટેબલ ઉપરના ફુલદાનમાં એ હંમેશા તાજા ફુલ ગોઠવી દેતી, અને મારી દરેક ચીજ ક્યાં ક્યાં મૂકવી જોઈએ, અને ક્યાં એ દરેક શોભી ઉઠે એવા સ્થાનની બધી પસંદગી, આતુરતાપૂર્વક, અખંડ ભક્તિભાવે એ કર્યા કરતી.

હું ડધાઈ જતો. મારા અંતરના દ્વાર ઉપર જાણે કોઈ પૂજારિણી વિનમ્ર ભક્તિભાવે, અખંડ સાધનાએ, જાગરણે, પ્રહાર કરી રહી હોય એવું મને લાગતું.

સખીને બોલાવી હું કહે તો "આમ અવિરત કામ કરવાથી તું થાકી જઈશ. ચાલ જરા ફરી આવીએ."

વસંતના એ દિવસો હતા એનું મને સ્મરણ છે. વૃક્ષોની દીર્ઘ છાયા જ્યારે માર્ગ ઉપર લંબાઈને પથરાઈ જતી, અને પવનની ઠંડી લહરી આવી આવીને પરિધૂસરિત જીવનમાં નવચેતનનો સ્પર્શ જગાવી જતી ત્યારે હું સખીને લઈ ભગવતી સિંધુના કાંઠે કાંઠે દૂર દૂર ફરવા નીકળી પડતો.

વાતાવરણ ત્યારે એટલું શાંત! એટલું કોમલ! આલ્હાદક-જનક લાગતું.

સીંધુ જાણે એની સોનાની ચુડીવાળો હાથ ખખડાવતી ખખડા-વતી ચાલી જતી હોય, અને એની પાછળ પાછળ જાણે કોઈ ભુવન મોહીનીના અંચળનો દીર્ઘ શ્યામ છેડો દૂર સુધી ઉડતો જતો હોય એમ જલરાશી દોડયે જતો દેખાતો. મોડે સુધી કાંઠાના કોઈ ઝાડ પાસે બેસી અમે ડાક બંગલે પાછા વળતા.

એ બધા દિવસોમાં જાણે કોઈ એ મને આનંદના કોઈ અખંડ મધુર સ્વપ્નમાં ખેંચી લીધો ન હોય એવું લાગતું હતું. જાણે અજાણે મને એમજ થતું કે એ બધું સખીને આભારી હતું. એણે જ મારા જીવનના ચાલ્યા જતા અચંચલ પ્રવાહમાં પવિત્ર કુન્દ ફુલની અંજલિ ઢોળી દઇ મને સંસ્કારની સૌરભથી ભરી દીધો હતો. કોઇ નૂતન શ્રદ્ધા ગીત જેમ એ મારા જીવનના મૌનમાં આવી હતી, અને કોઈ મધુર પથનું જાગરણ લાવી હતી.

પણ સુરખી ભર્યા એ દિવસો વધુવાર રહ્યા નહિ. એનો અંત આવી ગયો. અચાનક મારી પત્નિ કુમુદિનીનો તાર આવ્યો. એ સક્કર આવી રહી હતી. એની તબીયત સુધરી ગઈ હતી, અને મારા જીવન-

માં એનું જે સ્થાન હતું એ શોભાવવા, એના સૌભાગ્યના હક્કોનું આધિપત્ય મેળવવા એ આવી રહી હતી.

એક સંધ્યાએ ઘીનો દીપક લઇને પૂજાઘરમાં જ્યારે સખી જઈ રહી હતી ત્યારે એને ઊભી રાખી મેં કહ્યું: “એક ચોંકાવનારી વાત કહું?” મોઢા ઉપર થોડી વ્યગ્રતા લાવી એ બોલી “શું છે?”

“કુમુદિની અહિં આવે છે.”

“કુમુદિની? કુમુદિની કોણ?”

“મારી પત્ની!”

એ શબ્દ સાંભળતાજ એક પ્રચંડ થડકારો એના અંતરતલે થયો. દીપક નીચે જમીન ઉપર પડી ગયો. કંઈ પણ બોલ્યા વગર વેદનાનું મૌન લઈ એ મારા પાસેથી ચાલી ગઇ, અને રાંધણીયામાં ભરાઈ ને બેઠી.

જે બીના માટે હું હંમેશ ભયભીત રહ્યા કરતો હતો, હંમેશા જેની આશંકા, અશ્રદ્ધા, મારા હૃદયમાં દૈત્ય જેમ સંતાઇને પડી હતી એ જ બીના પ્રગટ થઇ ચૂકી, અને એક અસાધારણ પ્રસંગ બની ગયો.

હું પરણેલો છું, કુમુદિની મારી પત્ની છે, એ બીના આટલા સમય સુધી મેં જાણે અજાણ્યે છુપાવી રાખી હતી. એ સત્યને અત્યાર સુધી અંધારામાં રાખવા બદલ મને પારાવાર પરિતાપ થયો.

દીપક જ્યારે તેણીના હાથમાંથી નીચે સરી પડયો ત્યારે જ મને ભાન થયું કે તેના અંતર નેપથ્યમાં વિકસી રહેલી કોઈ મનોહર, ઉચ્ચ પવિત્ર ભાવના ઉપર મેં ઘા કર્યો હતો, જાણુતો નથી આટલા દિવસ સુધી એ કઈ ભાવનાએ, કઈ શ્રદ્ધાએ પ્રાણપણે મારી પૂજા અર્ચના

કરી રહી હતી! મારા ચરણકમલ ઉપર એની અખંડ સાધના અને સેવાના પુલોની અર્ધ્યાંજલી ચડાવી રહી હતી?

બીજા દિવસનું સવાર થયું, કુમુદિનીની એકાગાડી ડાક બંગલાના દ્વાર પાસે આવીને ઉભી રહી. જાણે કંઈજ બન્યું નથી એવી મુખ-મુદ્રાએ સખી ત્યાં ઉપસ્થિત થઈ, અને કુમુદિનીનો સામાન બંગલામાં લઈ ગઈ. સીડીના પગથીયા પાસે જ હું ઉભો હતો. મારા પગમાં પડી કુમુદિની બોલી: "આટલા વર્ષ પછી તમારા દર્શન કરી હું ધન્ય થઈ છું."

મેં કહ્યું: "હું પણ!" અને બીજી બાજુ જોઈ ગયો. જોયું તો સખી સામાન મૂકી પાછી આવી રહી હતી. અમારા બન્નેની દૃષ્ટિ એક થઈ. એની આંખોમાં મેં જોયો એકલો વિષાદ. મોઢું જાણે બન્યું હતું ચીમળાઈ ગયેલું કપાસનું ફુલ! સુરખીહિન, આનંદહિન.

એને નજીકમાં આવેલી જોઈ મેં કહ્યું: "કુમુદીની તને મળવા માગે છે સખી!"

એક આછી અસ્ફુટ સ્મિતરેખા એના મુખારવિંદ ઉપર આવીને ચાલી ગઈ. એ કુમુદિનીના પગમાં પડી અને ચરણ રજ લઈ કંઈ પણ બોલ્યા વિના ત્યાંથી ચાલી ગઈ. અંદર ચાલતા ચાલતા કુમુદિનીએ પૂછ્યું: "કોણ છે એ?"

ડઘાઈ જઈ હું બોલ્યો: "સખી એનું નામ છે. મારી રસોઈ બનાવે છે અને અહિં જ રહે છે." કુમુદિની કંઈ પણ બોલી નહિ. એની ઉડતી સાડીના લાલરંગી છેડાને હાથમાં પકડી, જરા મસળી એ અંદરના ખંડમાં કપડા બદલવા ચાલી ગઈ.

એ રાત્રે દૂર દૂરથી પવન જોરથી ફુંકાતો હતો, અને આવી આવીને એ મારા પૂજા ઘરનો દીપક બુઝવી નાખતો હતો. સિંધુ-

જલમાં આંધી ઉઠી હતી, એથી નદી ઉછાળા મારતી હતી. આખી રાત જાણે એ સુહાગણ સુહિણી ધેરા, આતુર કંઠે વેદના ગીત ગાતી ચાલી જતી હતી.

થોડા દિવસમાં જ ઘરનું વ્યવસ્થા ચક્ર બદલાઈ ગયું. કારણ કે એક નવીન વ્યવસ્થાપકે આવીને એના ચક્રો બદલાવી નાખ્યા હતા. એ હતી કુમુદિની! ઘરના નોકર ચાકરને કામ સોંપવાનું, રસોઈ બનાવવાનું, મારી પૂજાની સામગ્રી તૈયાર કરવાનું જે બધું કામ સખીના હાથમાં હતું એ બધું કુમુદિનીએ સ્વેચ્છાએ પોતાના માથે લઈ લીધું હતું.

એક દિવસ હું જેવો ઓફીસે જવાની તૈયારી કરતો હતો એવામાં કોઈ અજાણી વાદળી જેમ સરકી આવી સખી, અને મારા પગ પાસે બેસીને બોલી: “ તમે કહો, હવે મારે શું કામ કરવાનું બાકી રહ્યું છે ? ”

થોડી વાર મૌન સેવી મેં કહ્યું: “ તારા અંતરની પ્રેરણા જે કહે તે. ”

કંઈ પણ બોલ્યા સિવાય એ ત્યાંથી ઉઠીને કોઈ વેદનાથી ખરડાયેલી મૂર્તિ જેમ ચાલી ગઈ.

એ પછીના દિવસોમાં સખીના જીવનમાં એકાએક પલ્ટો આવી ગયો. કુમુદિનીના અહિં આવ્યા પહેલાં એ અભિનવરંગી સુંદર વસ્ત્રો, આભુષણો વગેરેથી એની દેહલતા શણગારતી હતી. એનું સ્થાન લીધું હવે શ્વેતવસ્ત્રોએ! આભુષણો બધા ઉતરી ગયા હતા, આનંદે લીધું હતું વેદનાનું રૂપ! જાણે એકલું અચંચલ મૌન એના સમગ્ર જીવનને આવરીને પડયું હતું, જાણે માત્ર શ્રદ્ધા અને સાધનાના એક ઢગલા જેમ એ એની ઓરડીમાં પડી રહેતી. એ ઓરડી હતી બરાબર મારા પૂજાઘરની બાજુમાં.

ઘરના કોઈ પણ માણસ સાથે એનો ભાષા વ્હેપાર બંધ હતો. મારા સાથે પણ. મને એની આ વિચિત્ર રીતભાત, કઢંગી સ્થિતિથી દુઃખ થયું. પણ મારાથી કંઈ થઈ શકે એમ નહોતું. માત્ર એકવાર સવારની રસોઈ જમી એ એની ઓરડીમાં બેસી રહેતી. કોઈ કોઈ-વાર જ્યારે સૂર્ય સિંધુજલમાં ડૂબી જતો, અને આછા સુવર્ણ રંગની દીપ્તિથી નદીની ઊર્મિમાલા ઉછળી રહેતી ત્યારે એની અખંડ ઉપાસનામાંથી જાગ્રત થઈ એ બહાર આવતી અને બંગલાની ખુલ્લી અગાશી ઉપર મોડી રાત સુધી બેસી રહેતી. ઠંડી જ્યારે અસહ્ય થઈ જતી અને મારાથી એનું આ શ્રદ્ધા જાગરણ સહન ન થતું ત્યારે અગાશી ઉપર જઈ ધીમે સ્વરે હું કહેતો: “ રાત બહુ વીતી ગઈ છે સખી! ઠંડો પવન વાય છે. આ સુવાનો સમય છે. ”

મારા મોઢા ઉપર એક કરૂણાભરી દૃષ્ટિ નાખી એ ત્યાંથી ઉઠીને નીચે ચાલી જતી. ત્યારે મને થતું કે હું કોઈ પુનિત ગંગામાં ડૂબકી મારીને પાછો આવ્યો છું.

પગમાં પાદુકા પહેરવાનો મને બહુ શોખ છે, અનીલ! એ માટે ઠેઠ કાશ્મીરથી પાદુકાની એક સુંદર જોડી મેં મંગાવી હતી. પૂજાઘરમાં જ્યારે જતો ત્યારે એ જ પાદુકાઓ પહેરતો, પણ થોડા દિવસ થયા એ પાદુકાઓ ગૂમ થઈ હતી. કુમુદિનીએ એ માટે નોકરોને ધમકાવ્યા, અને આખું ઘર માથે લીધું પણ એ બધી શોધખોળ નક્કામી ગઈ. છેવટે એ પણ નિરાશ થઈ. મને થયું કે કોઈને એ ગમી ગઈ હશે એની સુંદર કારીગરીથી. કાશ્મીર જઈશ ત્યારે નવી ખરીદી લાવીશ.

બહુધા સખી એની નાનકડી ઓરડીનું દ્વાર બંધ કરીને જ અંદર પડી રહેતી હતી. માત્ર સવારે જ એ ઉઘાડું રાખતી.

એક દિવસ અચાનક મારી પત્નિ કુમુદિની એના દ્વાર પાસે જઈ ચડી. અંદર ડોકિયું કર્યું તો સખી એક આસન ઉપર મારી

રણ પાદુકાઓ રાખી એને વારંવાર પ્રણિપાત કરી રહી હતી. ઈ ભાવનાએ, સાધનાની કઇ ઉચ્ચ ઝંખનાએ મારી ચરણ પાદુકાને પે એના અમૂલ્ય હૃદયાનનો અર્ઘ્ય ચડાવી આમ બેઠી હતી?

કુમુદિની એની આ પૂજા, અખંડ સાધના અને તપશ્ચર્યા પાસે ાંખી પડી ગઈ. એને થયું કે કોઇએ એના સ્ત્રીત્વના અભિમાન ઉપર એક પ્રહાર કર્યો હતો. એની માનવતા લજ્જાઈને એના હૃદયમાં ઘુપાઈ ગઈ. જાણે એ સખી આગળ અતી દીનહિન, કંગાલ જેવી લાગતી હતી. દુઃખિત બની એ ત્યાંથી નીકળી ઘરમાં ભરાઈ ગઈ.

સાંજે જ્યારે મેં ગૃહપ્રવેશ કર્યો ત્યારે એણે મને આ બધી ઉપાસનાનું, ભક્તિ લીલાનું તાત્પર્ય સમજાવ્યું.

મેં કહ્યું: "એ એનું ગાંડપણ છે."

કુમુદિની બોલી: "પણ એ ગાંડપણ આપણે દૂર કરવું જોઇએ.

મેં કહ્યું: "એ ઉપાસના જ એની શ્રદ્ધાનો શ્રવણ છે. એના આધારે જ એ આજ સુધી જીવી રહી છે."

કુમુદિનીનું વિષાદ ભર્યું મોઢું મારા એ શબ્દોએ વધુ ઝંખવાઈ ગયું; એની શ્યામ આંખોના અશ્રુજલથી એ ધોવાતું હતું.

સંધ્યા ટાણે જ્યારે પ્રકાશ ચાલ્યો ગયો હતો, અને નિરવતાએ વેદનાની વીણાનો જ્યારે સ્પર્શ કર્યો હતો ત્યારે ફરીવાર કુમુદિની સખીની ઓરડી પાસે ગઈ. અંદર જોયું તો સખી પેલી પાદુકાઓને સંધ્યાનો છેલ્લો અર્ઘ્ય ચડાવી રહી હતી. એની અંજલિમાં તાજા ખીલેલા મંદારના ફુલ હતા.

કંઇક સંકોચાતી, વિવશ, આતુર હૃદયે એ અંદર ચાલી ગઈ, અને સખીનો ભાવના અર્ઘ્ય એની અંજલિમાંથી લઇ લીધો; અને ધીમે સ્વરે બોલી: "તને ખબર છે તું શું કરી રહી છે?"

વેદના ઘેરા એના નયનદ્વય બીડીને સખી બોલીઃ “ હું મારા ભગવાનને પૂજાનો અર્ધ્ય ચડાવી રહી છું. ”

“ આ પાદુકામાં બેઠેલા તારા ભગવાનને ? ”

ઉત્તર મળ્યો. “ હા. ”

ઉગ્રકંઠે કુમુદિની બોલીઃ “ હવે હદ થાય છે સખી ! તારી આ ઘેલછા હું હવે વધુવાર સહી શકું એમ નથી ! ”

સખી અનુત્તર રહી અને સાધનાની મૂર્તિ જેમ બેસી રહી. કુમુદિની ત્યાંથી ઉઠીને ચાલી ગઈ.

× × × ×

શ્રાવણની એ ઘનરાતે મેઘ જાણે તાંડવ નૃત્ય કરી રહ્યો હોય એમ ઘોર નિનાદે વરસતો હતો. નદીના જલમાંથી ઘો ઘો એવો અવાજ ઉઠતો હતો. સિંધુનું જાણે કોઈ દુઃખમિશ્રિત વિરહગાન કાંઠે કાંઠે દૂર–દૂર રેલાતું હતું.

સવારે જ્યારે સ્ફટીક જેવું નિર્મલ પ્રભાત ઉઘડ્યું ત્યારે પ્રકૃતિ જાણે જલસ્નાન કરીને હમણાં જ આવી હોય એવી શુભ્ર, અમલિન, સુંદર લાગતી હતી. જાણે વેણીબંધ છૂટ્ટો કરીને બેઠેલી કોઈ રૂપરાણી જેવી.

પથારીમાંથી ઉઠીને ધીરે ધીરે હું સખીની પેલી નાનકડી ઓરડી પાસે ગયો. સવારમાં આમ ટહેલતા ટહેલતા જવાની મને ટેવ હતી. જોયું તો ઓરડીનું કમાડ ઉઘાડું પડ્યું હતું. મૂર્તિ ચાલ્યા ગયા પછીના મંદિર જેવું. અંદર જઈ જોયું તો પેલું આસન પડ્યું હતું જેના ઉપર સખી મારી ચરણ પાદુકાઓ રાખી એને નીત નીત ભાવનાનો અર્ધ્ય ચડાવતી હતી. પાદુકાઓ ત્યાં નહોતી. પડી હતી એકમાત્ર ચીટ્ટી. સખી એ શેષ સ્મરણ મૂકીને ક્યાંક ચાલી ગઈ હોય એમ મને લાગ્યું.

ઝટપટ ચીઠ્ઠી ઉઘાડીને વાંચી. લખ્યું હતું:

ઠાકુર !

"જીવનમાં તમને હું ન મેળવી શકી. આજ તમારી ચરણ પાદુકાએ લઈ હું ચાલી જાઉં છું. એને હું મારા હૃદયના આસન ઉપર હંમેશા મૂકી રાખીશ, અને મારા જીવનના મૌનમાં તમે નીત નીત નૂતનરૂપે બેઠા છો એમ અનુભવીશ.

આ મારી ઘેલછા છે એમ તમે બધા માનશો. મને એમાં કંઈ વાંધો નથી. અંતરની વેદના વીણા જે નિશદિન વાગે છે એજ માત્ર મૂક સાક્ષી છે કે મેં કંઈ ખોટું કર્યું નથી.

જાણતી નથી હું ક્યાં જાઉં છું. અનિશ્ચિત, પથિકહિન પંથે આગળ અંધારૂં છું કે પ્રકાશ એની ખબર નથી. હૃદયના કોડિયામાં શ્રદ્ધાનો દીવો સળગાવી હું મારી ભાવનાના પગલે પગલે ચાલી જાઉં છું.

તમારૂં ઘર છોડવું નહોતું, પણ ત્યાં મારી પૂજામાં, સાધનામાં કોઈ વારંવાર આડે આવી અંતરાય કરતું હતું. હવે એ અંતરાયનો પડદો દૂર થયો છે.

શ્રી ચરણે શત કોટિવાર પ્રણામ, ભગવાન !"

સખી.

પત્ર વાંચી મારૂં અંતર કોઈ અકથ્ય ગ્લાનીથી ભરાઈ ગયું. અંગેઅંગમાંથી જાણે ફુલ જેવી પવિત્રતા ફુટી નીકળતી ન હોય એવી સુગંધી હું ઝીલી રહ્યો.

એ આખો દિવસ મેં નોકરોને બધી બાજુએ દોડાવી સખીનો પત્તો કાઢવામાં ગાળ્યો. કેટલાક માછીમારોને મછવામાં બેસાડી સીંધુના ઊંડાજલ ડોળી નાખ્યા, પણ સખીનો પત્તો ન લાગ્યો. કોઈ દીપક

જેમ એ મારા જીવનમાં આવી હતી અને એનો પ્રકાશ વેરી અદૃષ્ય થઈ ગઈ. માત્ર એ પ્રકાશનો લીસોટો સાચવીને બેસી રહેવાનું જ હવે ભાગ્યમાં લખાયું છે, બોલી અશોક બાબુ થોડીવાર ચૂપ રહ્યા; પછી બોલ્યા: "સખીના ચાલ્યા જવા પછી બધું સૂમસામ વેરાન જેવું મને લાગવા માંડયું. જીવનમાંથી રસ ઉડી જતાં જાણે હું સહરાના કોઈ વેરાન રણમાં બેઠો હોઉં એવું મને લાગવા માંડયું, એ પછી એક મહિનો વિત્યો, મારી પત્નિ કુમુદિની મૃત્યુ પામી. મને લાગે છે કે એ પ્રાણોત્સર્ગ એના શેષ જીવનનો પશ્ચાતાપ હતો, અને હું નોકરીમાંથી રાજીનામું આપી અહિં ચાલ્યો આવ્યો.

અશોકબાબુ બોલી રહ્યા હતા. ટીપૉઈ ઉપર પડેલો ઠંડો ચાનો કપ ઉપાડી એ ગટગટાવી ગયા, અને જવાની તૈયારીમાં હતા. મારી દૃષ્ટિ એમના મુખ ઉપર પડી. જોયું તો મંદિરના નેપથ્યમાં સુખડનો સુગંધી ધૂપ મૂર્તિને છાયી રહે એમ એમનું મોઢું ઘેરા વિષાદની, વેદનાથી છવાએલું લાગ્યું.

## સંધ્યા રાણી

**આ**જ સવારથી અનુપમાના ઘરમાં અશાંતીનો કોઈ વંટોળીયો ફરી વળ્યો હતો. બિહારના ભીટા રેલ્વે અકસ્માતમાં એનો પતિ મૃત્યુ પામ્યો હતો, તેના ખબર તારથી આવ્યા હતા.

ઘરના એક ખુણામાં અશ્રુથી ખરડાયેલી કોઈ પ્રતિમા જેમ અનુપમા બેઠી હતી. હવે તેના જીવનમાં રસ અથવા ઉલ્લાસ જેવું શું હતું ? અકાળે કરમાઈ ગયેલા આશાના ધુળની અંજલિ લઈને એ શોકની પારાવારતામાં બેઠી હતી. અનેક સ્વજનો, મિત્રો, હિતેચ્છુઓ આવી આવીને એને આશ્વાસનના, ધીરજના, શ્રદ્ધાના શબ્દો મધુર બાનીમાં સંભળાવી ચાલ્યા જતા હતા, પણ એથી જે શૂન્યતા એના અંતરમાં પડી હતી એ થોડોજ ભરાઈ જવાની હતી ? યૌવનમત્ત જે બીનમાં નૂતન જીવનના સૂરો વાગતા હતા એ બીન ગીત વિધુર પડયું હતું. કોણ હવે આવીને એને કુસુમશ્વાસે ભરી દયે એમ હતું ?

છેક સંધ્યા નમી ગઈ હતી. મળવા આવનારાઓની સંખ્યા ક્રમે-ક્રમે ઘટી ક્ષિણ થઈ ગઈ હતી. અનુપમા ત્યાંથી ઉઠીને ધીમે પગલે બહાર નીકળી ગઈ.

શહેરના રાણીબાગમાં એ પહોંચી. જ્યાં અનેકવાર શરદની ઉજ્જવલ રાત્રિએ પતિ સાથે અહિં આવીને એણે પ્રણયથી ઉઘડેલા સ્વપ્નોની ભૂમિમાં વિહાર કર્યો હતો.

જનપદ શૂન્ય જેવા લાગતા એ બાગની પગદંડીએથી શાંત સંધ્યામાં ઉઘડેલા પુષ્પો લઈ તેણે પોતાની શ્યામરંગી સાડીના પાલવમાં છુપાવી લીધા. એ ફૂલો ચૂંટતી વેળાયે તેની કલ્પનાઓ કેટલી દર્દમય, કારૂણ્યમય બની હશે ? સંધ્યાની સુવર્ણરંગી પીંછીએ કુંજકુંજને જાણે કસુંબલ રંગથી રંગી લીધી હતી. એ શાંત વાતાવરણમાં મૌનભારે પગલા દાબતી એ ગૃહપ્રતિ વળી, અને એના પતિના શેષ સ્મરણ જેવી છબીને ટેબલ ઉપર ગોઠવી એ ફૂલો એને અર્ધ્યરૂપે ધરાવી શૂન્યમન્યસ્ક જેમ એક ખુરશી ઉપર પડી રહી.

ત્યાં પડ્યા-પડ્યા ભૂતકાળનો શ્યામ પડદો ખસેડી એ પેલી પરાગભીની નવપલ્લવિત ભૂમિકામાં જઈ પહોંચી જ્યારે એ પ્રથમ નવપરણિતા થઈને આ ઘરમાં રહેવા આવી હતી.

નવસંસારનું પ્રથમ વર્ષ બહુ આનંદથી ચાલ્યું ગયું. પણ ત્યારપછી એના પતિદેવ નીલકંઠ સાથે એનો મેળ મળવો મુશ્કેલ થઈ પડ્યો. એ કોઈ નર્તિકા સાથે પ્રેમમાં પડ્યો હતો એવી ગંધ એને આવી ગઈ, અને પછીથી ઝઘડાઓએ પરંપરિત રૂપ લીધું ટીકાઓનું, ઉપાલંભોનું, આશંકાઓનું, જેમાં હોળી થઈ ગઈ બધી શ્રદ્ધાની, નવસંસારના સુવર્ણ સ્વપ્નોની, ડગલે ને પગલે તેઓ બન્ને જાણે એકબીજાથી ડરતા હતા. છાના છૂપા છૂપા એકબીજાની નજર ચોરી તેઓએ થોડાક મહિના જેમ તેમ ચલાવ્યું. સળગતા એ અગ્નિમાં વધુ ઘૃત પણ હોમાયું જ્યારે ખૂદ અનુપમાએ ‘અભિનવ નાટ્ય કલામંડળ’ નામની નાટક કંપનીમાં જવાનું શરૂ કર્યું.

ધીમેધીમે પતિપત્નિના રાહ જૂદા પડતા ગયા. પતિને પ્રિય હતી પ્રેયસી નર્તિકા, અનુપમાને એની નાટકશાળા, થોડા સમયમાં તો એની કીર્તિ શહેરે શહેરમાં વ્યાપી ગઈ. કીર્તિમંડિતા અનુપમાને જોઈ જોઈ નીલકંઠ એનો પતિ સળગી ઉઠતો હતો, અને વધુમાં ભદ્રસમાજમાં અનેક

ટીકાખોરોએ એ બન્નેને પીંખી નાખવા માંડયા હતા. છેવટે કંટાળી નીલકંઠ પેલી નર્તિકા સાથે બિહાર ઉપડી ગયો, અને ત્યાં એક ફીલમ કંપની કાઢી એના જીવનના અધુરા દિવસો પૂરા કરતો હતો.

અનુપમાને હવે આજીવિકાનું કોઈ સાધન રહ્યું નહોતું. અભિનવ નાટ્ય કલામંડલ સિવાય કોઈ ઠેકાણે એ પગ પણ મૂકી શકે એમ નહોતી. સંસારમાં એનું કોઈ જ નહોતું, હતા માત્ર થોડાઘણાં એની કલાના પ્રશંસકો જેમાંથી એ થોડુંઘણું આશ્વાસન મેળવતી. હવે એને મોડુંમોડું ભાન થવા લાગ્યું હતું કે એ ક્યાં પડી હતી? નૌકા તૂટી ગયા પછી શેષ ઉતારૂ જેવી કોઈ વેરાન એકલતામાં એ એના દિવસો ગુજારતી હતી.

નીલકંઠના છેલ્લા મૃત્યુ સમાચારે એના રહ્યા સહ્યા જીવનના પણ ભૂક્કા કરી નાખ્યા હતા. અસ્વસ્થતાએ, વ્યગ્રતાએ એને ઘેરી લીધી હતી. મોઢા ઉપરથી આનંદની સુરખી ઉડી ગઈ હતી, યૌવનમાં એને શોકના પરિવેશ સજવા પડયા એ દુઃખ કંઈ જેવું તેવું નહોતું.

હળવે હળવે એ કોઈ ઊંડા ચિંતનમાં પડી ગઈ. નીલકંઠને એ ન સુધારી શકી એ એના સ્ત્રીત્વનો પરાજય હતો એમ તેને લાગ્યું. એના એ ચિંતનમાં હવે માત્ર એના સૌભાગ્યનાથને જ સ્થાન હતું. કેટલી સુંદર સંધ્યાઓ સાથે એ સંસ્મરણ માલા ગુંથાએલી હતી! કેવા સુંદર જીવનના મઘમઘાટ સાથે એ ગત વર્ષોનું પરિક્રમણ હતું! એ બધુંયે ભૂલી જાય. સ્મૃતિ વિભ્રમા બની જાય, પણ તેના એ સ્મિતાંજલિ વર્ષાવતા સુંદર મુખમંડલને ભૂલી શકે? જો તે ઉષાની ગુલાબી તેજ પ્રવાહી ભૂલી શકે તો તેના નિરંતર પ્રેરણા જગાવતાં નયનો ભૂલી શકે. અને એ નયનોની તેજકટોરીમાં ભરેલું પેલું દેવ અમૃત! અરેરે! તેની પિપાસા અત્યારે પણ એ સંસ્મરણે જાગ્રત થતી હતી.

અને પોતે? તેને પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો. જો કે

તે "અભિનવ નાટ્ય કલામંડલ"ની નાટ્યસામ્રાજ્ઞી હતી, છતાં તેના સૌભાગ્યનાથની કીર્તિ અને પ્રતિભા આગળ ઝાંખી પડતી હતી. જો કે સંસ્કારપીપાસુ જનતામાં તેનું સ્થાન અનેરું હતું, છતાં પોતાની કલાને કેટલા માણસો સમજતા હતા તે એ બરાબર જાણતી હતી. તેની કલાનો રસીયો માત્ર એકજ કલાપિપાસુ હતો, અને તે નીલકંઠ, તેનો સૌભાગ્યનાથ. અનેક વેળા કૉલેજ ફંકશનમાં એણે તેને ગાતા, અને અભિનય કરતા જોઈ હતી, અને એથીજ એ તેની સાથે લગ્ન-ગ્રંથીથી જોડાયો હતો. પણ આજે નીલકંઠ ક્યા હતો ? જગતની ચક્ષુએ આજે તેનો સ્વરૂપદેહ દેખાતો નહોતો. માત્ર અનુપમાના અંતર-ઊંડાણમાં તેનું સ્થાન હતું.

× × × ×

બીજા બે વર્ષ શોક પરિવેશમાં ચાલ્યા ગયા. પતિના મૃત્યુ પછી અનુપમાએ નાટ્ય મંડળી સાથેનો સંબંધ તોડી નાખ્યો હતો. હવે પછીના એકપણ કલાપ્રયોગમાં એ કામ નહિ કરી શકે એવું તેણે નાટ્યસ્થાપકોને ખૂલ્લેખૂલ્લું લખી નાખ્યું હતું. જે પ્રયોગમાં એણે છેલ્લે "સંધ્યા રાણી"નું પદ શોભાવ્યું હતું એ પાર્ટનું સંગીત તેમજ ડાયેલોગ્ઝ્ પણ એ હવે ભૂલી ગઈ હતી. હવે એ બધા સંભાષણો અને સંબોધનોની યાદદાસ્ત જરૂરની નહોતી. કારણ તેના જીવનની કવિતા મરી ગઈ હતી. તેના અંતરની ઊર્મિઓ કરમાઈ ગઈ હતી. કીર્તિ અને લક્ષ્મિ એના પદપંકજ પર આવી આવીને અથડાઈને પાછા ચાલ્યા જતા હતા, કારણકે કીર્તિની એ કુન્દમાલા પહેરવા એની ગ્રીવા નમાવવાની એને પડી નહોતી,

પરિવેશિત જીવનની એક સવારે ગૃહદ્વાર ઉઘાડા મૂકીને જ્યારે એ સવારની ચા પી રહી હતી ત્યારે કોઈએ એના ગૃહઉંબરમાં પગ મૂકયો. દ્વારમાં એક સુંદર યુવાનની આકર્ષક મૂર્તિ ખડી હતી. એ સર્વાંશે

ખાદીધારી હતી. અનુપમાએ એ યુવાનને બરાબર નીરખીને જોયો. બરાબર તેના સૌભાગ્યનાથ જેવો જ. કદમાં, ઉંચાઈમાં, વર્ણમાં, પણ તેની ભ્રમર તેના સૌભાગ્યનાથ જેવી નહોતી. વર્ષા પછી આકાશની સ્વચ્છ પગદંડીએ ખેંચાયેલા મેઘધનુષ જેમ એ વળેલી હતી, અને એથી એની મોહકતામાં ઔર વધારો થતો હતો.

બીજીપળે અનુપમાએ દૃષ્ટિ પાછી ખેંચી લીધી. એ આશ્ચર્ય પામી. શા માટે હજુ આવા યુવાનો તેનું ગૃહ શોધતા આવતા હશે ?

"આવો" તેણે આવેલા અતિથિનું યોગ્ય સનમાન કર્યું, અને પોતાની પાછળ અનુસરવા હાથ વતી નિર્દેશ કર્યો. ખંડની બરાબર વચ્ચે આવેલા એક સોફા ઉપર બન્ને આવીને બેઠા. પૂર્વની બારીએથી મંદ મંદ અનિલ લહરીઓએ વાતાવરણમાં ઠંડી ખુશ્નુમા આણી.

અનુપમાએ ક્ષણભર પોતાની દેહલતા ઉપર દૃષ્ટિ ફેંકી, હજી તેના જીવનની વસંત ઉડી ગઈ નહોતી, એમ એને ખાત્રી થઈ. વર્તમાન ગ્લાની અને વ્યગ્રતાને ઓથે જરા કૃશ થયેલી શરીરલતા છતાં કૃષાંગી તરીકેની તેની મોહકતામાં, છટામાં અને નિસર્ગશ્રીમાં હજુ ચેતનના ચમકારા ઉડતા તેણે જોયા.

થોડીક પળોના મૌનમાં કેટકેટલી રસભરી કલ્પનાઓ, મનોહર સ્વપ્નો, વગેરેમાંથી એ સરી ગઈ! તેને થયું કે આવા કાલ્પનિક જીવનમાં જ સદૈવ રાચવાનું મળે તો ! પણ એ કાલ્પનિક જગતમાં નહતી. તેની આસપાસ વાસ્તવિકતા ખડકેલી પડી હતી. બીજી થોડી ક્ષણો પછી તેની વૈધવ્યદશાનું તેને ભાન થયું. તેના ચિંતનમાં અગ્રસ્થાન ભોગવતા આદર્શોએ તેને નવજીવનની જાગૃતિમાં આણી અને ત્યારે આ બધી રસભર કલ્પનાઓ જગાવવા માટે એ શરમીંદી બની ગઈ. છતાં એ શરમ તેણે મુખભાવમાં પ્રતિબિંબિત ન કરી.

પાંચ મીનીટ સુધી બન્નેએ મૌન સેવ્યું. પેલો યુવાન અનુપમાનો

વેધક દૃષ્ટિથી બચવા નીચું મોઢું રાખી બેઠો હતો. અહિં આવતાં તેણે જે આશા રાખી હતી એ ખોટી ઠરી.

અનુપમાથી વધુવાર આમ બેસી શકાયું નહિ. એણે શરુઆત કરી: "આપ શા માટે અહીં આવ્યા છો ?"

"બહારનું જગત આપના વૈધવ્ય ઉપર મીટ માંડી બેઠું છે. તેઓ જાણવા માગે છે કે કલારાણી અનુપમા આજીવન વૈધવ્ય પાળશે કે પુનર્લગ્નગ્રંથીથી જોડાશે ?

"તમારું નામ શું ?"

"નલીનીકાન્ત"

"પ્રેસના રિપોર્ટર છો ?"

"હા, જી."

"તમારા તંત્રી મહાશયને કહેજો કે નાટ્યસામ્રાજ્ઞી અનુપમા આવા વિકટ પ્રશ્નોના ઉત્તર એમ નહિ આપી શકે. માનવસ્વભાવ અને વાતાવરણ બન્ને ભિન્નભિન્ન પ્રકૃતિનાં છે, એથી પહેલાં શેને અગ્રસ્થાન આપવું એ હું કહી શકતી નથી. છતાં હમણાં મારા મૌનને બહારની જનતા એટલું જાણે તો ઠીક પડશે કે અનુપમાને વૈધવ્યમાં વધુ શ્રદ્ધા અને વિશ્વાસ છે."

"આપ બીજું કાંઈ જ કહેવા નથી ઇચ્છતા ?"

"ના."

નલીનીકાન્ત એ વૈધવ્યમૂર્તિને ટીકી રહ્યો. તેના મુખ ઉપર રમતા અનેક મનોભાવના છાયાચિત્રો ઉકેલવા તેણે પ્રયાસ કરી જોયો, પણ એ નિષ્ફળ ગયો. અનુપમાને માપવી અને આકાશને માપવું એક, એમ તેને જણાયું, પણ છતાં એ સ્ત્રી હતી, અને સ્ત્રીની લાગણીઓને

તે બરાબર સમજતો હતો. જ્યારે તે ત્યાંથી બહાર નીકળ્યો ત્યારે અનેક શંકા અને કલ્પનાઓના દ્વંદ્વથી ઘેરાયલો હતો.

× × × ×

બીજે દિવસે 'સરસ્વતી'ની તાજી નકલો જ્યારે બહાર પડી ત્યારે નાટ્યરસિક જનતા ઊંડા આશ્ચર્યમાં ડૂબી ગઈ. અનુપમાની કલા માટે તેમને માન હતું, પ્રેમ હતો, છતાં તેના જીવન અને આદર્શ માટે શંકા હતી. આજે એ શંકાના વાતાવરણમાંથી નીકળી જનતા વધુ નિર્મળ અને સ્વચ્છ વાતાવરણમાં આવી હતી. તેના આદર્શ માટે નાટ્યરસિક જનતા આનંદિત થઈ. જો કે તેની કલાથી વિમૂખ થવું બહારના જગતને રુચતું નહોતું, છતાં તેની સ્ત્રી તરીકેની ભવ્યતા અને પ્રશંસનીય આદર્શ પ્રણાલી માટે એ કલાક્ષેત્રમાંથી સન્યસ્ત લ્યે તોપણ સમાજમાં તેનું સ્થાન અનેરૂ રહે એ વાત નિઃશંક હતી.

× × × ×

એક માસ પછી ફરીવાર 'સરસ્વતી' માં એક ચોંકાવનારી બીના પ્રગટ થઈ હતી. બિહારમાં ભીટા રેલ્વે અકસ્માતમાં માર્યા ગયેલાઓની જે સત્તાવાર રેલ્વે યાદી બહાર પાડવામાં આવી હતી એ બરાબર નહોતી, એથી એનું પુનર્સંસ્કરણ આ નકલમાં કરવામાં આવ્યું હતું.

સોફા ઉપર પડી પડી અનુપમા એ વાંચી રહી હતી, એણે પૂરતી કાળજીથી એ યાદી ફરી ફરી વાર જોઈ નાખી પણ એમાં એના પતિનું નામ નહોતું. એનો પતિ મૃત્યુ પામ્યો હતો એ વાત એથી ગલત ઠરતી હતી. હર્ષાવેશમાં આવી એણે પેપર હવામાં ઉછાળી દીધું. નિરંતર જેનું સ્મરણ એ હૃદય સંપુટમાં લઇને બેઠી હતી એ એની સૌભાગ્ય મૂર્તિ જીવંત રહી હતી એથી એ નાચી ઉઠી.

આટલા વર્ષોની કઠિન તપશ્ચર્યા પછીની એની ફલસિદ્ધિ આનંદમાં પરિણમી હતી.

ત્યારે આટલા વર્ષ સુધી એ ક્યાં સંતાઇને બેઠી હશે? પ્રેસ ઉપર પત્રો લખી એણે પૂછાવી જોયું, બિહારની ગવરમેન્ટને પૂછાવી જોયું, અને સી. આઈ. ડી. મારફત તપાસ કરાવી જોઈ પણ એના પતિનો ક્યાંય પત્તો નહોતો.

છતાં નીલકંઠ જીવે છે. એ આનંદ કંઈ ઓછો નહોતો. શોક પરિવેશ એણે ઉતારી નાખ્યા, સુંદર ફેશનેબલ વસ્ત્રોમાં સજ્જ થઈ. હવે એ શહેરના ધોરી માર્ગો પરથી ચાલી જતી છતાં જરાયે સંકોચ પામતી નહિ. કોઇ દિવસ જરૂર તેને મળી શકશે, એના ચરણમાં સર્વ જીવનધન મૂકી શકશે એ કલ્પનાએ એ ભાવનાએ દિવસો વિતાવવા લાગી.

તેની શુષ્કતા ક્યાંય ઉડી ગઈ. હવે તેને લાગવા માંડ્યું કે એની સાંત્વના મૂર્તિ જરૂર કોઈ મૌનમાં છુપાઈને બેઠી છે. કોઈ દિવસ જ્યારે એ આવીને જીવનના દ્વારે અહાલેક નાખશે ત્યારે શું એના પાસે છે, જે એ તેના ચરણમાં મૂકી એનો પૂનિત સ્પર્શ કરશે?

પોતાની બધી અપૂર્ણતા હવે તેને સાલવા લાગી. જાણે તેના જીવનમાં પરિવર્તનનો કોઈ વાયુ ફુંકાઈ ગયો. ઘરની દરેક વસ્તુને હવે ખૂબ સંભાળથી, કાળજીથી સ્વચ્છ રાખવા લાગી. ફુલના કુંડાઓ જે સુકાઈ ગયા હતા એમાં પાણી રેડવા લાગી. બધી અવ્યવસ્થાઓ-માંથી એ વ્યવસ્થાનો પ્રાણ લઈ આવી.

× × × ×

આજે અનુપમાને "સંધ્યા રાણી"માં ઉતરવાનું આમંત્રણ મળ્યું હતું. નાટકના વ્યવસ્થાપકોને તેણે ના કહેવડાવી હતી, છતાં જનતાની સતત્ માગણી અને ઇચ્છાને વશ થઇ વ્યવસ્થાપકોએ મક્કમ બની

અનુપમાને વિનવવાનું ચાલુ રાખ્યું. ઇચ્છા નહિ હોવા છતાં અનુપમાએ આમંત્રણ સ્વીકાર્યું. તેના અંતરમાં એ માટે જરાયે ઉલ્લાસ નહોતો. 'સંધ્યા રાણી'ના પાત્રમાં એ હવે છેલ્લીવાર દીપી નીકળશે. એ શ્રદ્ધા પણ નહોતી. કારણ તેનું ચેતન ઓસરતું જતું હતું. માર્ગ દર્શનાનો દીપક જે ઝાંખો ઝાંખો બળતો હતો તેનું દીવેલ ખૂટવા આવ્યું હતું.

ઑડીયન્સ ચિક્કાર ભરાઈ ગયું હતું. મૃત્યુ જેવું મૌન પથરાઈ ગયું હતું. નાટ્ય સામ્રાજ્ઞી અનુપમાની કલા પીવા હજ્જારો રસતૃષાતૂર નયનો મીટ માંડી બેઠા હતા.

પહેલીજ ઘંટડીએ પડદો ઉપડ્યો. પ્રેક્ષકોની નજર એક મનોહર દશ્ય ઉપર પડી. કુલકુંજોથી રઢીયાળી બનેલી મધુરજનીમાં આકાશનું હૃદયંગમ કાવ્ય પથરાઈ રહે એમ ચંદની પથરાઇ ગઈ હતી. પારિજાતકના છોડ જેવી એક સુકુમારી શાલ વૃક્ષને અઢેલી ઉભી હતી. તેના દષ્ટિ પતંગો આકાશની કલા પીવા ઉડતા હતા. તેના મધુર હોઠમાંથી મીઠા સુરીલા રાગે એક ચંદ્રગીત ટપકતું હતું. એ અનુપમા હતી.

અનુપમાના કંઠમાં કોયલ જેવી મીઠાશ હતી. અને જ્યારે ધ્વનિ કુદડીઓ લ્હેકાવી એ સ્વરને ઉંચે લઈ જતી ત્યારે શાંત વાતાવરણમાં ઉન્મત ઝણઝણાટ ઉત્પન્ન થતો. જાણે હજ્જારો બુલબુલો એકી સાથે ગાઈ ઉઠતા ન હોય! જાણે હજ્જારો નીલકંઠની મધુ બંસીઓ એકી સાથે છેડાતી ન હોય એવું એ ગીતનું માધુર્ય હતું, અને એ ગીતને પદેપદે ભાવનાનાં ઓઘ પથરાઈ રહેતા હતા. ગીત પૂરું થયું, અને પ્રેક્ષકોના અશાંત હૃદય તાળીઓના ગડગડાટથી વધુ અશાંત બન્યા.

બીજીવાર જ્યારે પડદો ઉપડ્યો ત્યારે એ દૃશ્યમાં કંઈ વધુ ફેરફાર કરવામાં આવ્યો નહોતો. માત્ર આકાશના કાવ્ય રૂપ શશાંકને બદલે હવે એ મધુરજનીમાં કાજળ જેવા મેઘાડમ્બર ઉતરતા હતા. ચંદ્ર વાદળની અટારી નીચે છુપાઈ ગયો હતો. સ્ટેજ ઉપરની પ્રકાશ બત્તીઓ બુઝાવી દેવામાં આવી હતી. એટલે પ્રેક્ષકોનું ધ્યાન બીજે ક્યાંય ન ખેંચાતા રંગભૂમિ ઉપર જ ચોંટયું હતું. એજ રઢીયાળી ફુલકુંજો હતી. છતાં એની સુંદરતામાં ઘનસ્યામલ કલા વણાઇ ગઇ હતી. એજ અનુપમા પેલા શાલ વૃક્ષને અઢેલી ઊભી હતી, પણ તેના મુખમંડલ ઉપર ઉલ્લાસ ક્યાં ? ચમકાર ક્યાં ? જાણે તેના અંતરની કવિતાનું મૃત્યુ થયું ન હોય એવી એ નિરસ, જડ જેવી લાગતી હતી. જાણે ભૂતકાળના સ્વપ્નો પાછળ પાગલ બનેલી કોઈ વેદનામૂર્તિ !

એ ' સંધ્યા રાણી ' હતી અને પ્રેક્ષકોએ તેને જોઈને તાળીઓથી વધાવી લીધી. એ સંધ્યા રાણી હતી એટલે જ એનું મુખ મંડળ સંધ્યાના ઓસરતા પ્રકાશ જેવું મ્લાન હતું, અને તેનો છૂટો કેશ કલાપ અંધકારમાં વણાઈ જતો હતો.

જાણે ચંદ્રપ્રતિક્ષા અર્થે ઉભેલી કોઈ કારૂણ્ય મૂર્તિ ! કોઈ આશા ભંગ યૌવના જેવી તે લાગતી હતી. ચંદ્રદર્શનની આતુર હૃદયે રાહ જોઈ જોઈ એ થાકી હોય એવું જણાતું હતું. પછી વેદના સહન ન થવાથી એણે એક શોક ગીત ઉપાડયું. ઓરકેસ્ટ્રાના કરુણ સંગીત સાથે એ ગીત અંતરની ઊંડી વેદના જગાવતું ગયું. પ્રેક્ષકો પણ એ વેદનામાં ડૂબવા લાગ્યા.

અનુપમાં ગીત ગાઈ રહી હતી, પણ તેની દૃષ્ટિ હાઉસની પહેલી હરોળમાં બેઠેલા એક પુરૂપ અને સ્ત્રી ઉપર ચોંટી હતી. તેના ગીતની અસર પ્રેક્ષકો ઉપર શી થાય છે એ જાણવાની તેને પડી

નહોતી, કારણ તેની હૃદય વ્યથા એ ગીતની વેદનાથી પણ વધુ હતી.

ગીત પૂરૂ થતાં જ એ નીલકંઠને નીરખી રહી. એ જ સૌંદર્ય મૂર્તિ ! તેનો આરાધ્ય દેવ ! જેનું સ્મરણ આજીવન લઈને એ બેઠી હતી.

પોતાના હૃદયને એ કાબુમાં ન રાખી શકી. વાદળ ઘટામાં છુપાયેલી તેનો જીવન ચંદ્ર આજ તેને અનાયાસે પ્રાપ્ત થયો હતો. તેનું અમૃત પીવા એ અધીરી બની ગઈ.

તેનું ચિત્ત અસ્થિર બની ગયું. એ ક્યાં હતી તેનું તેને ભાન ન રહ્યું. કીડી પેઠે ઉભરાયેલો માનવ સમુદાય તેને ગોઠવેલા રમકડાં જેવો લાગ્યો. જાણે સમસ્ત જગતમાં તે અને નીલકંઠ બેજ માનવીઓ જીવતા હતા એવું એણે કલ્પ્યું.

પ્રેક્ષક વર્ગ અનુપમાને આમ ચિત્તભ્રમ અવસ્થામાં ઉભેલી જોઇ તાજ્જુબ થયો. અનુપમાને શું થયું હશે, તેની કલ્પના તેઓ ન કરી શકયા. કદાચ કોઈએ તેનું અપમાન કર્યું હશે ? તેની કલામાં ક્ષતિ પહોંચાડનાર એ કોણ હશે ?

પણ ત્યાં તો નાયગ્રાનો જલ ધોધ જે પ્રમાણે ઉછળી પડે એમ અનુપમા ઉછળી પડી. અને તેની ચિત્તભ્રમ અવસ્થાએ તેને વધુ અનુમોદન આપ્યું. પોતાના બન્ને કમલદંડ જેવા હાથ આગળ લંબાવી એ ઑરકેસ્ટ્રા ભણી દોડી અને તેણે કહ્યું: “ નીલકંઠ ! ઓ નીલકંઠ ! મારા પ્રાણ ! ”

નીલકંઠના ચરણામ્બુજમાં પડવા તેણે દોટ મૂકી. પણ એ ત્યાં પહોંચે એ પહેલા જ ઑરકેસ્ટ્રા ઉપર તૂટી પડી. પ્રેક્ષક વર્ગ ઉભો થઇ ગયો. બધી બાજુએ ધાંધાટ અને અવ્યવસ્થા ઉત્પન્ન થયા.

મેનેજર અને બીજા નાટ્યવ્યવસ્થાપકોએ બધાને શાંત કરવા નિષ્ફળ પ્રયત્નો કરી જોયા, પણ બધું વ્યર્થ ગયું. એકવાર જલનિધી ઉછળે પછી તેની ઊર્મિઓને કાબુમાં કોણ રાખી શક્યું છે ?

પ્રેક્ષક વર્ગ નીલકંઠ ઉપર હળ્યે જતો હતો. બધાએ ભેગા મળીને તેને અને પેલી સ્ત્રીને દાટી દીધા. છેવટે મેનેજરે આવી બધાને દૂર હટાવ્યા. બધા અનુપમાના કૃશ દેહને વીંટાઈ વળ્યા હતા. મેનેજરે એનો ઠંડો હીમ જેવો હાથ પોતાના હાથમાં લીધો, જોયું તો તેમાં ચેતન નહોતું.

# રક્ષા બંધન

**મુંબઈમાં** આવ્યા પછી કવિએ એક આલીશાન મકાનમાં એક ખંડ ભાડે રાખ્યો હતો. આ ઓરડામાં તેના પુસ્તકો કોઈ ઉન્માદીની ચિત્તવ્યથા જેમ અસ્તવ્યસ્ત દશામાં પડેલા રહેતા. એક ઠંડા પાણીનો કૂજો દૂર પાણીયારા ઉપર આનંદથી કોઈ સ્થિતપ્રજ્ઞ પંડિતની જેમ આરામમાં પડેલો રહેતો.

કવિના ઘરમાં કોઈ નહોતું. એકાકી માણસના જીવનમાં ઘણીવાર કશું જાણવા જેવું નથી મળતું એમ કવિના જીવન પાછળ દટાઈને પડેલા ઈતિહાસની શોધ કોઈએ કરી નહોતી. છતાં કવિનું વય વધારે નહોતું, માંડ માંડ પચીસેક વસંતની ચારુતા એણે પીધી હશે. એના અંગે અંગમાં પ્રફુલ્લતા જણાતી હતી. એનું સ્વરૂપ ભગવાન પુષ્પધન્વાને ઘડીભર લજ્જા પમાડે એવું હતું. એની વિશાળ છાતીમાં એની નીડરતાના ધબકારા સંભળાતા હતા અને જ્યારે એ જાહેર રસ્તા ઉપરથી ચાલ્યો જતો દેખાતો ત્યારે એની પ્રતિભાના પગલે પગલે પ્રભુતા વેરાઈ જતી ન હોય એવું જણાતું.

પ્રભાતમાં જ્યારે બાજુના બાગમાં જૂઈના ફુલ ખીલી ઉઠતા અને એની સૌરભથી વાતાવરણ મહેકી ઉઠતું, ત્યારે કવિ એની

પથારીમાંથી ડોકીયું કરી બહારની સુવર્ણ સૃષ્ટિને નીરખવા અધીરો બનતો. એની આંખો દૂર દૂર ક્ષીતિજની કિનારીને માપવા મથતી, એના સુવર્ણરંગમાં ચિરાયેલી કોઈ સ્વપ્ન મૂખીનું દર્શન કરવાની એની અભિપ્સા જાગ્રત થતી પછી એના નિત્યના કાર્યક્રમથી નિવૃત્ત થઇ એના વાળને સુગંધી તેલ નાખી ઓળી લેતો ત્યારે એનામાં જે સૌંદર્ય ખીલી ઉઠતું એ કોઈ પણ કુમારીકાના અંતરની સુતેલી ઉર્મીઓ જગાવવા બસ થાય.

એની ધોતીયાની પાટલી એ ચીપી ચીપીને પાડતો, અને શ્વેતરંગી દુપટ્ટા ઉપર ચીતરેલા મયુરના ચિત્ર ઉપરથી એ બ્રશવતી ચોટેલી રજ કાઢી નાખતો પછી એ સ્વસ્થ થઈ કશુંક લખવા બેસી જતો.

કવિને હજુ કોઈ જાણતું નહોતું, એના કીર્તિધ્વજનો ફફડાટ હજુ કોઈએ સાંભળ્યો નહોતો. એના કાવ્યોમાં જે ભાવના એ પાથરતો એમાં નવવસંતની પ્રફુલ્લતા હતી. અશોક મંજરીના ઉઘડતા લાવણ્યમાં જ માર્દવતા હોય છે, એ એમાં અચૂક દૃશ્ય થતી.

પણ એના કાવ્યો કોઈ વાંચતું નહિ, કારણ એ એકાકી હતો. એનું સ્વજન સંબંધી કોઇ ન હોતું. એના કાવ્યોના ભાવ દર્શનમાં કે કલા ચિત્રણમાં કોઈ પણ રસમુગ્ધ માનવ પ્રાણી આકર્ષણ પામે એ અશકય હતું કારણ એ બધાં આત્મલક્ષી હતા, અને બીજાને સંબોધીને એ ભાગ્યેજ લખતો.

છતાં શોભાએ એનામાં કંઈક જોયું હતું. એ તેની સામેજ બરાબર રહેતી હતી. એના ઘરનું દ્વાર બરોબર સામીજ રેલીંગ ઉપર ઉઘડતું હતું.

કવિએ એને ઘણીવાર જોઈ હતી. જ્યારે એ બધા કાર્યથી નિવૃત્ત થઈ કાવ્ય લેખનમાં એના મુગ્ધ ચિત્તને પરોવવા પ્રયત્ન કરતો

ત્યારે શોભાની કાર્યમગ્ન મૂર્તિ ઘણીવાર અહીંથી તહિં દોડતા એની દૃષ્ટિએ પડતી. કોઇવાર જ્યારે પવનની ચંચલ લહરી આવી શોભાની સાડીનો છેડો કોઇ વસંત ગીતની ભાવના જેમ ઉડાડી દેતો ત્યારે કવિના અંતરતલે કોઇ વેદનાની વીણા વાગી ઉઠતી.

શોભા સૌંદર્યજ્વાલા હતી. માંડ પંદરેક વર્ષની. નિશાળ એણે હમણાં જ મૂકી હતી. એના પિતાના મૃત્યુ પછી એ સર્વાંગે અનુપમ હતી. એની આંખોમાં કમલના ફુલ જેવી નિર્મળતા હતી.

હળવે હળવે એ કવિની કાવ્યમૂર્તિ બની ગઇ. એને જ્યારે એ જોતો ત્યારે એના અંતરની સીતારી રણઝણી ઉઠતી, અને કોઈ દિવ્ય સંગીત રેડી એના આત્માને મુગ્ધ કરતી.

શોભાના ઘરમાં એની એક વૃદ્ધ માતા સિવાય બીજું કોઈ નહોતું. ઘરના સ્વામીના મૃત્યુ પછી આ વૃદ્ધ મા, અને શોભા આજુ-બાજુના લક્ષાધિપતિઓના ઘરના કામકાજ કરી પેટ ભરતાં હતાં.

ધીરે ધીરે કવિની કાવ્યગતિએ ક્રમાંતર કર્યું. પહેલાં એના કાવ્યો આત્મલક્ષી હતાં, હવે એ પરલક્ષી બનતાં ગયા. પહેલા એ ફુલ, પતંગીયા, આકાશમાં રાત્રિએ ટમટમતાં અસંખ્ય દીપકો, અને ત્યાં અખંડ મૌનમાં વિરાજતા મહાવિશ્વના નિયંતાને ગીતની અર્ઘ્યાંજલિ ધરતો, અને તેના અપાર કાર્યો, મહાન ઉપકારો, અને માનવ કલ્યાણની પ્રચંડ ભાવના માટે, કવિનો પ્રાણ એના ચરણમાં ઢોળાઇ જતો.

પણ હવે એનું સ્થાન રાધા–કૃષ્ણના અભિસાર ગીતોએ લીધું હતું. એના એ ગીતોમાં જાણે રાધા એના અંતરગોખે ભાવનાનું કોડિયું સળગાવીને એના પ્રાણને પ્રણયની કુંજોમાં શોધવા નીકળી પડતી ન હોય એવું લાગતું.

કેટલીકવાર એની ડાયરીમાં એ લખતોઃ ' ઓ શોભા ! કોઈ

સ્વપ્નમૂર્તિ જેમ તું મારા જીવનને સ્પર્શે છે; અને હજુ તારો જીવન ધ્વનિ મને સ્પર્શ કરતો નથી ત્યાં તું અદૃશ્ય થઈ જાય છે, છતાં હું તને ભૂલી શકતો નથી. મારા હૃદયમંદિરે હું તારી આરાધના કરું છુ અને ત્યાં રાત્રિ દિવસ સળગતા શ્રદ્ધાના દીપકમાં તારી સનાતન ઝંખના પ્રગટાવું છું. તું કોઈ દિવસ આવી મારા મંદિરના દ્વાર ઠોકશે, અને કહેશે પૂજારી, હું આવી છું, એવી અચલ શ્રદ્ધાથી હું બેઠો છું, અને મારા જીવનના ભવ્યમૌનમાં તારા પ્રણયનો પડઘો પડવા દઉં છું.

× × × ×

પણ શોભાની કલ્પના સૃષ્ટિ જૂદા પ્રકારની હતી. એ બહુધા આત્મનિમજ્જનમાં એનો ઘણોખરો સમય કાઢતી.

જ્યારે મધ્ય રાત્રિએ આકાશનો સૌભાગ્યચંદ્ર અમૃતમય તેજ-રાશીનો દિવ્યમુકુટ પહેરી કોઇ મસ્તકવિની ભવ્યકલ્પના જેવી છટાથી મેઘવૃંદોમાં વિહાર કરવા નીકળતો અને સૌંદર્યમુખી ધવલ તારલીઓ ગગનના સ્વચ્છ આંગણામાં એ રાજરાજેશ્વરના સ્તુતિગાન ગાવા એકઠી મળતી ત્યારે કોઈ સ્વપ્નસુંદરી જેમ શોભા એના તુટેલા ખાટલામાં એક ફાટેલી ગોદડી ઉપર પડી પડી કશુંક ચિંતન કરતી હોય.

એ કલ્પનાની નાની બાળકી હતી. જો કે એની બરાબર સામે જ વસતા પેલા કવિરાજ જેવી કલ્પનાઓ એને ભાગ્યે જ આવતી, અને એનું ભાવનાક્ષેત્ર મર્યાદિત જ હતું. એનું ચિંતન પણ એક જ વ્યક્તિના સંસ્કારસ્પર્શથી ઘડાયેલું હતું, અને એમાં નિર્દોષ ભાવમયતા, થોડીક લાગણીઓ અને ઊર્મિના આન્દોલન સિવાય કશુંયે નહોતું.

બે વર્ષ પહેલાં એણે એક ભાઈ ગુમાવ્યો હતો. એનું નામ જ્યોતિ હતું. એનાથી થોડોક મોટો. એના સંસ્કારબળથી શોભાનું જીવન ઉચ્ચ વિચારોથી ઘડાયેલું હતું. એણે શોભાને ઘણું ઘણું શીખવ્યું હતું.

બે વર્ષ પહેલાં જ્યોતિનો સ્વર્ગવાસ થયો હતો, પણ શોભા એને ભૂલી શકી નહિ. એના મધુર સ્મરણ શિવાય સંસારની કટુતા, સ્વાર્થીલી ઝેરીલી ફુંક કદાચ એનો વિશ્વાસ જગત ઉપરથી ઉઠાડી દેત. પણ જ્યોતિના સ્મરણે એને ટકાવી રાખી હતી. એના અંતરના એક લાગણીભીના ખૂણામાં એ નિત્ય વિરાજતો હતો, અને શોભાના જીવનમાં કવિતા ભરતો હતો.

× × × ×

શોભાએ કવિને જોયો હતો. એના ગૃહની સામે જ એ રહેતો હતો. માત્ર પચ્ચીસ ફુટનું અંતર. એની આંખો સામે કવિની હસતી મૂર્તિ બિરાજતી હતી. એ હાસ્યમાં કોઈનું સ્નેહાળ, મમતાભરપુર, નિર્દોષ મોઢું સંતાયેલું હતું. એ મોઢું એના ગત થયેલા ભાઈ જેવું હતું. બરાબર એજ પ્રતિકૃતિ, એજ સ્વચ્છ, સુરેખ પ્રતિબિમ્બ: રેખાએ રેખાએ એ લાવણ્ય નીતરતું હતું.

× × × ×

હમણાં કેટલાક દિવસ થયાં કવિને ઠીક રહેતું નહોતું, અને એ પથારીવશ હતો. એક દિવસ અચાનક એ શોભાના ઘરમાં ગયો, એને શોભાની વૃદ્ધ માને કહ્યું: "ઘરમાં બધું અસ્તવ્યસ્ત પડયું છે, ખબર નથી કેટલા દિવસનો કચરો જમા થયો છે. થોડા દિવસ શોભા એ કામ કરી શકશે?"

શોભાની મા હર્ષથી બોલ્યા: "જરૂર કરશે, અમારો તો એ ધંધો છે."

બીજા દિવસથી શોભાએ ઘરનો બધો કારભાર હાથમાં લઈ લીધો.

પથારીમાં પડ્યો પડ્યો કવિ એના ઉપડતા ચંચલ પગલાંનાં અવાજ સાંભળી મુગ્ધ બની જતો. શોભા ભાગ્યે જ કવિ સાથે કંઇ બોલતી. એનો આનંદ મૌનમાં હતો. સવારમાં જ્યારે ઉષાના પ્રથમ દર્શન સમયે એ કવિનું ઘર સાફ કરવા જતી ત્યારે કવિના બીડેલા નયનો ઉપર બારીમાંથી પ્રકાશ આવી કોઈ અનેરી મધુરતા પાથરી જતો. શોભા એ દૃશ્ય જોઈ વર્ષો પહેલાંના પોતાના ગત ઇતિહાસમાં ઉંચકાઈ જતી.

થોડા દિવસ એમ ચાલ્યા ગયા. હવે કવિને સંપૂર્ણ આરામ હતો. પથારીમાં બેઠો બેઠો એ એમર્સનના કાવ્યો વાંચી રહ્યો હતો.

એ દિવસ નાળીએરી પૂર્ણિમાનો હતો, આકાશમાં સુવર્ણરંગની વાદળીઓએ સ્વસ્તિકો પૂર્યા હતા, અને મયૂરોના પીચ્છ કલાપ જેવી છટાથી કોઇ કોઈ ઠેકાણે ભાવનાની કવિતા ઝળકતી હતી.

કવિના અર્ધ ઉઘડેલા દ્વારમાં ત્યારે શોભાએ પગ મૂક્યો. આજ એણે સુંદરવસ્ત્રો પહેર્યાં હતા. એની કેસર રંગી સાડી નીચે કુંજની કવિતા જેવી ચોળી ઓપતી હતી. કવિ એના પદધ્વનિથી જાગ્રતીમાં સરી ગયો. એમર્સનનો કાવ્યસંગ્રહ નીચે પડી ગયો. બાગમાંથી કોઈ કોકિલનો ધ્વનિ બંસીના સ્વર જેમ ઉછળીને શાંત થયો.

શરમાતી શરમાતી શોભા કવિની નજદિક ગઇ. એની આંખો ભૂમિ ઉપર ઢળેલી હતી. હાથમાં કંઇક હતું એ છૂપાવવા એ પ્રયત્ન કરતી હતી.

"કેમ આવી શોભા ?" આતુર સ્વરે કવિ બોલ્યો.

લજ્જાવશ થઇ એનું કૌમાર મુંગું થઇ ગયું, એ કંઇપણ બોલી શકી નહિ. થોડીપળો એમ જ ચાલી ગઈ. પછી ધીમેથી કહ્યું: "માજીએ મોકલી છે. તમારો હાથ લાવો તો !"

કવિએ આ સૌંદર્યની રાણીને આંખો ભરીને નીરખી લીધી. એના અંગે અંગમાંથી કોઈ મધુર સુગંધ છુટતી હતી. લાંબા રેશમ જેવા ઢળેલા પોપચા ઉપર યૌવનનું મધુર સ્વપ્ન સ્મિત કરતું હતું.

કવિએ જમણો હાથ આગળ ધર્યો. શોભાએ રક્ષાબંધન બાંધવા એના સ્વકલ્પિત ભાઈનો હાથ સ્પર્શ્યો. બસ થઈ ચૂક્યું. કવિની વૃત્તિઓ કથળી ગઇ. હૃદય ઉપરનો કાબુ જતો રહ્યો. વાસનાની આગથી એ સળગી ઉઠ્યો. શુદ્ધબુદ્ધ ખોઇ બેઠેલા કોઇ માનવકીટ જેમ એ આગળ વધ્યો અને શોભાને હૃદય સાથે ભીંસી અનેક ચુંબનોથી અભિષેકી દીધી.

શોભા કંઇપણ બોલી નહિ. મૌનની કોઇ અખંડ પ્રતિમા જેમ જ્યારે એના બાહુપાશમાંથી એ છૂટી ત્યારે ચાલી ગઇ. એની આંખો-માંથી ટપકેલા અશ્રુબિંદુ નીચે પાથરેલી સાદડી ઉપર એની વેદના-કથાના મૂક સાક્ષી બનીને પડ્યા રહ્યા.

× × × ×

રાત્રે જ્યારે સ્વગૃહે કવિ આવ્યો ત્યારે નીબીડ અંધકાર પથરાઈ ગયો હતો. દીવાસળીની પેટી કાઢી એણે શેડલેમ્પ સળગાવ્યો.

અસ્તવ્યસ્ત દશામાં પડેલા એના ગૃહની મધ્યમાં કોઈ નિરાશ વદની સુંદરી જેવી તુટેલી સાદડી પડી હતી. હાથવતી તેઓ કને છેડો પકડી સરખી કરતાં કંઇક ઉછળીને એના ચરણ પાસે પડ્યું. એ કેસરી રંગનો નાનકડો દોરો હતો. વચ્ચમાં બે ત્રણ નીલરંગી ફુમતાં ચોંટેલા હતા. એ રક્ષાબંધન હતું. શોભા એના ભાઈને બાંધવા આ પૂર્ણિમાના શુભ દિવસે ત્યાં લઈ આવી હતી.

રક્ષાબંધન હાથમાં લઈ કવિએ દીપક પાસે ધર્યું. અંતરની પવિત્રતામાંથી સરેલા આંસુથી એ ભીંજાયેલું હતું.

આરામખુરશી ઉપર પડયા પડયા કવિએ શોભાના એ રક્ષાબંધન તરફ જોયા જ કર્યું અને એમાંથી જાણે એને કોઈ બોલાવી રહ્યું હતું.

" ભાઈ ! "

અશ્રુપ્રવાહથી કવિના વસ્ત્રો ભીના બની ગયા. પછી એ ટેબલ પાસે ગયો, તેમાંથી નાની વાસરીકા એણે કાઢી જેમાં એ સુંદર, પ્રેરણાથી દીપી ઉઠતા, ભાવનાઓથી લચી પડતાં કાવ્યો લખતો હતો.

એણે જોયું તો એમાંનું દરેક રાધા–કૃષ્ણનું કાવ્ય એના સામે તિરસ્કારથી હસી રહ્યું હતું !

× × × ×

# સ્ખલન

**પરણીને** આવ્યા પછી તરતજ શ્રીકાંતને એનો અધુરો રહેલો અભ્યાસ પૂરો કરવા બનારસ મેડીકલ કૉલેજમાં જોડાવું હતું, એથી લગ્નને હજુ માંડ બે મહિના વિત્યા નહિ ત્યાં તો એણે બનારસ જવાની તૈયારીઓ કરવા માંડી. રસોત્સવની ધજાઓ ઉતરી ગઈ. પ્રેમગીતના સૂરો જે અનાહત હતા, એ પૂર્ણરૂપે વાગી ઉઠે એ પહેલાં જ વીણાના તાર થંભાવી દીધા.

વિનોદિનીને આ ડંખતુ હતું. છતાં એ શ્રીકાંતને ન રોકી શકી, કારણકે એમાં એના સારા ભવિષ્યની કારકીર્દિ સમાયેલી હતી. શ્રીકાંત આ નૂતન ઘરમાં થોડા મહિના માટે અદૃશ્ય થઈ જશે એ સત્ય અત્યારે એના સામે આવીને ઉભું હતું. એ સત્યનું સ્વરૂપ એને ભયભીત બનાવી દે અને એના અંતરને કોઈ અતીતવેદનાથી ભરી દે એવું હતું.

પ્રસ્થાન સમયની બધી તૈયારીઓ થઈ ચૂકી હતી, શ્રીકાંતનો બીસ્ત્રો અને બેગ તૈયાર પડ્યા હતા. છતાં ઘરમાંથી બહાર પગ મૂકતા શ્રીકાંતનું હૃદય ડંખતું હતું. વિનોદિનીની અશ્રુભીની આંખો એને રોકી રહી હતી, પણ એનાથી હવે વધુવાર થોભી શકાય એમ હતું? ભવિષ્યનું આખું જીવન મેડીકલ કૉલેજના આ વર્ષના પરિણામ ઉપર અવલંબિત થઈને ઉભું હતું.

દિવસ જરા મેઘઘેરો હતો, અને આકાશમાં વાદળાઓ આમ તેમ દોડતા હતા. બરાબર સાડાબારે શ્રીકાંતને ટ્રેન પકડવી હતી. એથી વારંવાર એ રીસ્ટવૉચમાં નજર નાખીને દૃષ્ટિ વિનોદિની તરફ દોડાવતો હતો. મધુર વાયુલહરી આવી આવીને બાજુના બાગમાંથી પુષ્પિત કૃષ્ણચુડાની ડાળી હલાવી હલાવીને ચારેકોર સુરભી ઉડાડતી જતી હતી. છેવટે બારના ટકોરા ટાવરમાં સંભળાયા. શ્રીકાંત બેગ લઈને ઉભો થયો. વાતાવરણમાં જે મૌન છવાઈ ગયું હતું એ તોડીને એ વિનિતભાવે બોલ્યો: "વિનોદીની હું જાઉં ?"

એક શબ્દ પણ વિનોદિની બોલી નહિ. નીચું મોઢું રાખીને એ પતિના પદપંકજ પ્રતિ દૃષ્ટિ સ્થિર કરી રહી. છેવટે એ બોલી: "પાછા ક્યારે આવશો ?"

"પરીક્ષા આપીને."

"પત્ર લખશો ?"

"નિયમિત."

છેલ્લીવાર પતિદર્શને વિનોદિનીના નયનદ્વંદ્વ ઉંચા થયા. એણે એ આંખોમાં શું જોયું ? અપાર પ્રેમ, શ્રદ્ધા, અંતરની કોમલભાવના જ્યાં દીપકરૂપે નિરંતર સળગતી બેઠી હતી. દૃષ્ટિ એણે ફેરવી લીધી. શ્રીકાંત એની બેગ અને બીસ્ત્રાં ઉપાડી બહાર ચાલ્યો ગયો હતો.

શ્રીકાંતના પ્રસ્થાન પછી વિનોદિનીને આખું ઘર જાણે લાગતું હતું શૂન્ય. એ લગ્નગ્રંથોથી જોડાઈને પહેલી અહિં આવી હતી એ સ્મરણ જ માત્ર એના આધારરૂપ હતું. એ સ્મરી સ્મરીને એ દિવસો વિતાવતી હતી. કોઈ જ નહોતું એના ઘરમાં પ્રશાંત, એકલવાયું વાતાવરણ, જડ, નક્કરતા જેમ છવાયેલું પડ્યું હતું. પડોશમાં એક ઘાટી રહેતો હતો. અત્યંત ગરીબ છતાં માયાળુ. હંમેશા એ વિનોદિનીને

શ્રીકાંતના ખબર પૂછતો. હંમેશા એને થતું કે શા માટે એની નવ-પરણિતાને આવી દુઃખી દયાપૂર્ણ અવસ્થામાં મૂકીને પુરૂષો દૂર દૂર ચાલ્યા જતા હશે ? એના પાસે કોઈ ફીલ્સુફી નહોતી જેમાંથી એ સાંત્વના મેળવી શકે. હતી માત્ર ભોળી, લાગણી ભીની સહૃદયતા.

થોડા દિવસ વિત્યા પછી બનારસ મેડીકલ કૉલેજની હોસ્ટલ-માંથી શ્રીકાંતનો આવેગપૂર્ણ પત્રવહેવાર શરૂ થયો. એ પત્રોએ વિનોદિનીની ચિર વિયોગની શૃંખલા ફરી એક કરી બાંધી લીધી. એની આશાલતા નવકુસુમિત થઈ પમરી ઉઠી, એ લખતોઃ “ વિનો-દિની ! ભલે હું મારી હોસ્ટલના દ્વાર બંધ કરીને મારા પુસ્તકોના ઢગલા વચ્ચે દટાયેલો પડ્યો હોઉં, છતાં તારૂં સ્મરણ આ જેલનિવાસ જેવા સમયને આપણા પ્રણય સંબંધથી ગૌરવાન્વિત કરે છે. મારા અંતરમાં, મારા ચિંતનમાં એકજ મૂર્તિનો ધ્વનિમંત્ર ગુંજે છે અને એ મૂર્તિ તુંજ છે. એ મંત્ર મને અહોનિશ જાગૃતિમાં રાખે છે.”

એકલી, અટુલી, શ્રીકાંતના આ પ્રેમ વિરહથી ખરડાયેલા પત્રો વાંચી એ જેમ તેમ દિવસો વ્યતિત કરતી હતી. કેટલીક વાર પેલો એનો પડોશી ધાટી વિચારતો. શા માટે એ પૂરૂં ખાતી પીતી નથી ? અંતરના બધા આનંદ, ઉત્સવને કચડી નાખી, ફુલ જેવું જીવન કરમાવી નાખી શા માટે આટલી ઉગ્ર તપશ્ચર્યા, સાધના એ કરી રહી હશે ? પણ એ મૂર્ખાને ખબર નહોતી કે શ્રીકાંતમાં એના આ જીવનના સ્વપ્નોની સિદ્ધિ દટાયેલી પડી હતી, એના નવજીવનની રંગીલી સંધ્યાના રંગો એમાં પથરાયેલા હતા.

એ કદિયે નિરાશા તરફ ઢળતી નહોતી. માણસો તેના તરફ કઈ દૃષ્ટિથી જુએ છે એ નિરખવાની પરવાહ કદી એણે કરી નહોતી. જે લોકો એને ઋજુતાપૂર્ણ દૃષ્ટિએ જોતા એ લોકોના તરફ એને તિરસ્કાર આવતો. એ વિચારતી એ લોકોના પત્થર જેવા હૃદય

જીવનની કિંમત શું સમજે ? જીવનના મેઘધનુષ્ય તેઓ ક્યાંથી ચીતરી જાણે ? વિરહનો આનંદ માર્ગદર્શનામાં છે, મિલનમાં નથી એવું એવું એ કોઇ વેળા વિચારતી.

યંત્રની માફક એ એના ગૃહજીવનમાં રચીપચી રહેતી હતી. થોડી એની જરૂરીયાતો હતી. પણ લાખ લાખ એની કલ્પનાઓ હતી, એના કલ્પના મંદિરમાં એકાંતે બેઠી બેઠી એ પૂજારિણી ભાવે એના ગીતો ગાઈ રહી હતી. કોઈ એ વેદનાના ગીતો સાંભળતું નહોતું. જાણતું હતું માત્ર એનું એકલું હૃદય જ કે એમાં કેવી તૃષા, કેવી ઝંખના, આતુર શ્વાસે પથરાયેલી હતી ? કોઈ કોઇવાર એના પીયર ઘરે જઈ એ બે ત્રણ દિવસ રહી આવતી પણ નવપરિણીતા સ્ત્રીને પીયરનું વાતાવરણ ગમતું નહિ. એનું કારણ કોઈ પણ જાણવા અસમર્થ છે. દિવસનો કેટલોક વખત એ નવલકથાઓ વાંચવામાં કાઢતી, અને બાકીનો સમય એની પ્રણયમૂર્તિને પત્રો લખવામાં કાઢતી. એ લખતી. " હું તમને બોલાવું છું, છતાં શા માટે આવતા નથી ? ન આવતા, પણ એક દિવસ જરૂર આવશો. તે દિવસે પેલી સુવર્ણ સંધ્યાની યાદ તમને દેવડાવીશ. પેલા અશોકના વૃક્ષ નીચે જ્યાં પ્રણયનું પ્રથમ મધુર સ્વપ્ન આપણી સામે કીલકીલાટ હસતું હતું. આવશો ? જરૂર આવજો. મારા હૃદય મંદિરનું દ્વાર ખખડાવવાને અને ત્યાં સૂતેલી પ્રણયોર્મિને જગાવવાને. "

પત્ર પૂરો કરી રહ્યા પછી કોઈ મધુર રસનામાં એ ડૂબી જતી. શ્રીકાંતનું સુંદર, ભાવનાભર્યું, આનંદથી ખરડાયેલું મોઢું એને વારંવાર યાદ આવતું, અને એનું નિર્દોષ, ભોળું હૃદય કોઇ પવિત્ર ભાવના સ્પર્શથી નંદિત બની નાચી ઉઠતું.

પતિ–પત્ની વચ્ચે પત્રોની પરંપરા વહ્યે જતી હતી, અનેકવાર શ્રીકાંત લખતો કે હોસ્ટેલનું જીવન એને માફક આવતું નહોતું છતાં

જેમ તેમ એ અપૂર્ણ સમય પૂરો કરી રહ્યો હતો. કેટલાક પત્રોમાં જાણે એના જીવનનો સમગ્ર વિષાદ, વિરહી પ્રણયની આતુર, ઉન્મત ઘેલછા પણ ચિતરતો.

પ્રત્યુત્તરમાં વિનોદિની કયાં ઉતરે એમ હતી? એ લખતીઃ "મારી બેસૂર વિણા આજ તમારા ગીતો ગાવા મથે છે, પણ એના સૂર મને પ્રિય લાગતા નથી. જે અવકાશ, જે શૂન્યતા એ સ્વર વચ્ચે પડી છે તે તમારી ગેરહાજરીની છે, મારા જીવને તમે પૂર્ણરૂપે આવીને શૂન્યતા ભરો."

એ શ્રાવણના દિવસો હતા, અને મેઘમાલાએ એની અખંડ ઉત્સવ લીલા આદરી દીધી હતી. પ્રકૃતિ જાણે ઉભી હતી લગ્નના વસ્ત્રો પહેરીને, જાણે કોઈ નવસુહાગણ. વર્ષાની મર્મર ગીતધારા જ્યારે વિનોદિનીના ઘરની બારીમાં અથડાતી ત્યારે એ કલ્લાકો સુધી ભીંજાતી. એ બારી પાસે ઉભી રહેતી, અને બહારનું મેઘાચ્છાદિત જગત નિહાળતી. અંતરતલે ત્યારે એની વેદના દીપકનું રૂપ પકડતી.

× × × ×

કોલેજની પરીક્ષાના દિવસો જેમ જેમ નજદિક આવતા ગયા તેમ તેમ હવે શ્રીકાંતના પત્રોમાં પરિવર્તન આવવા લાગ્યું. પ્રથમના એના પત્રો હૃદયની કોઈ શુષ્ક વ્યગ્રતાથી, અસંતોષની ગ્લાનીથી ખરડાયેલા આવતા, પણ ક્રમે ક્રમે એમાં કોઈ આશાનું, આનંદનું કિરણ ફુટવા લાગ્યું હતું. જાણે એમાં રૂપાંતર થવા લાગ્યું હતું. ઝંખના હવે ઝંખના રૂપે મટી ગઈ હતી. જીવનની તૃપ્ત મધુરતાનો કોઈ શીતધ્વનિ આનંદ ગીતે બાજી ઉઠતો હતો.

નૈવેદ્ય થાલી જે હરહંમેશ એ વિનોદિની માટે તૈયાર છે એમ લખતો એ જાણે કોઈ અન્ય વ્યક્તિના પદામ્બુજમાં ભેટરૂપે ચડી ગઈ હોય એવું લાગતું હતું. એક પત્રમાં એણે લખ્યું: "મેડીકલ કોલેજમાં

મારી એક સહૃદાયાયિની જ્યોતિકા છે. એનું માયાળુ, યાચનાપૂર્ણ આમંત્રણ હું પાછું ઠેલી શકતો નથી. હમણાં હંમેશા સાયંભોજન એને ત્યાંજ કરૂં છું." ત્યાર પછીના પત્રમાં એણે લખ્યું: "આ જ્યોતિકા કોઈ અજબ સ્ત્રી છે. જીવનના કોઈ આદર્શ કે ભાવનામાં એ માનતી નથી. સામાજિક પ્રણાલિકા ભંગ એના જીવનનો આનંદ છે." એ કહે છે, "માનવ જીવનને આ સામાજિક કુપ્રણાલિઓએ ગુંગળાવી નાખ્યું છે. એના વિકાસને રૂંધનારૂં વાતાવરણ ખડકીને આપણે વિકાસની, નૂતન ઘડતરની આશા રાખીએ છીએ."......ગઈ કાલે મને એની મોટરમાં દૂર સુધી ગંગાઘાટે ફરવા લઈ ગઈ હતી. એ એવી માયાવિની છે! મને એના અતિથી થવાનું ગમે છે. મોટર છેટે મૂકીને અમે અસ્ત થતી સંધ્યા જોવા ઘાટ ઉપર બેઠા બેઠા ચર્ચાઓ કર્યા કરી.

"કુમકુમરંગી ચુંદડી પહેરીને કોઈ સ્ત્રી ઘુમટો તાણીને ચાલી જાય એમ સંધ્યા ક્ષિતિજમાં ચાલી ગઈ. ત્યાર પછી અમે ઉઠ્યા અને એને ઘેર ગયા."

પરંપરિત એની પત્રાવલીમાં શ્રીકાંત હવે જ્યોતિકા વિષે જ લખતો હતો. એના પ્રશસ્તી-ગાનથી પાનાના પાના ભરી દેતો હતો. એની મોહક અજોડતા, વાક્ચાતુર્ય, આવડત, પ્રલભા અને અનેકાનેક ગુણોનો મહાન ડુંગર ખડકી ખડકીને જાણે એને ઉચ્ચ આસને બેસાડતો હતો. જાણે આ બધું એ વિનોદિનીને ડામવાજ લખી રહ્યો હતો.

ધીમે ધીમે વિનોદિની બધું સમજી ગઈ. એને થયું કે એક બીજી સ્ત્રીએ શ્રીકાંતના જીવનદ્વારમાં પ્રવેશ કર્યો છે. જે ગૌરવપદ એનું મુકરર હતું એ સ્થાન જ્યોતિકા લઈ રહી હતી. હવેના એના પત્રોમાં વિનોદિની માટે એક શબ્દ શુદ્ધાં એ લખતો નહોતો. એ અહિં

બેઠી બેઠી શું કરી રહી હતી ? કેમ એના દુ:ખી વેદનાભર્યા દિવસો વિતતા હતા ? એને ગમતું હતું કે નહિ ? એનો જરા સરખોયે નિર્દેષ એ પત્રોમાં નહોતો.

શ્રદ્ધાનું અખંડ પાત્ર હાથમાં લઈને એ સાધનામૂર્તિ જેમ આટલા દિન સુધી બેઠી હતી. એ પાત્રમાંથી શ્રદ્ધા ઢોળાઈ ગઈ. જે નિરવતા, જે શૂન્યતા હતી એજ એના સમગ્રજીવનને કોઈ છાયા જેમ છાયીને પડી રહી. અચંચલ જે વેદનાગીત નિરંતર એના અંતર નેપથ્યમાંથી ઉઠતું હતું જાણે એકલા અસત્ય, અને લૌકિકદંભથી ખરડાયેલું એને લાગ્યું.

આટલા મહિનાઓની એની માર્ગદર્શનાના શું કોઈ આવાજ પરિણામ માટે એ બેઠી હતી ? કોઈ ઉદ્દેશહિન, અંધકારમય યાત્રાપંથે શું એ નિરંતર ચાલી રહી હતી એકલી અંધશ્રદ્ધા, દંભપૂજા ? એ વિચારોએ એને ગાંડી કરી મૂકી.

શ્રીકાંતને પત્રો લખવાનું એણે બંધ કર્યું. એની ઝંખના, માર્ગદર્શના અટકી પડી. નૈવેદ્યની થાલી જે સજાવીને એ બેઠી હતી એને ઠોકરે મારી એ શૂન્યતામાં બેઠી. જાણે એક મૌનની પ્રતિમા !

શ્રીકાંતના પત્રો પણ હવે આવતા બંધ થયા હતા. એની પરીક્ષા માટે હવે માત્ર આ છેલ્લો માસ બાકી હતી. વિનોદિની એ દિવસો દિવસરાત ગણી રહી હતી જ્યારે શ્રીકાંત ગૃહભણી પાછો વળે, અને આ અશાંત ઘરને ફરીવાર ચેતનમય કરે. અંતરમાં જે તુમુલયુદ્ધ જાગ્યું હતું એ ત્યારેજ શાંત પડે એમ એને લાગ્યું. એ જાણતી નહોતી શા માટે શ્રીકાંતે એને પત્રો લખવા બંધ કર્યા હતા. એનો એ પ્રત્યાઘાત પણ હોય, કદાચ કંઈ બીજું, એ કેમ કલ્પના બાંધી શકે ?

શ્રીકાંત માટે અશ્રદ્ધા ખૂબ વધી ગઈ હતી. જ્યોતિકાના નામ સ્મરણે એને સળગાવી મૂકી હતી. એક નવપરિણિતા પત્નિના મુગ્ધ-

મનોભાવોને પ્રીછવાની એક વિરહિણીના ઝંખના ગાનની એને શી પડી હોય ?

થોડા દિવસ પછી એક ચોંકાવનારી બીના પેપરોમાં પ્રગટ થઈ. 'ગુજરાત સમાચાર'ની એક નકલમાં છપાયું હતું, શ્રીકાંત નામના કોલેજીયને કોઈ ગર્ભશ્રીમંત મીલમાલેકની પુત્રી જ્યોતિકા સાથે સીવીલ મેરેજ કર્યાં હતા. શ્રીકાંતે એક પત્નિ હયાત હોવા છતાં આ અણુઘટતું પગલું ભર્યું હતું. એજ પત્રની તંત્રીનોંધમાં તંત્રીએ આ લગ્નને ધિક્કારી કાઢ્યું હતું. અને સામાજિક વ્યવસ્થા ઉપર એથી એક પ્રચંડ ઘા પડતો હતો એમ જણાવ્યું હતું.

સમાચાર વાંચી વિનોદિની આભી બની ગઈ. એના મનોરથોની મહેલાત એકજ ફટકાથી જાણે જમીનદોસ્ત થઈ ગઈ. એ ખબર વાંચી એ સર્વાંગે ધ્રૂજી ઉઠી. જાણે કોઈએ એને સીતા જેમ અગ્નિમાં હડસેલી દીધી હોય એવું દુઃખ એને થયું. જાણે એના સુંદર કલ્પનાઘરને આગ લાગી હતી, અને એમાંથી બચી જવા એ દૂરદૂર નાસી જવા પ્રયત્ન કરી રહી હતી. છતાં એનાથી બહાર નીકળાતું નહોતું. સ્વપ્નોની ઝુમ્મરમાલા જે એણે ભાવનાના એક ઓરડામાં ટીંગાડી રાખી હતી, એ કોઈની લાકડીના એકજ ફટકાથી જાણે ભુક્કો થઈ ઉડી પડી. અંતે જે ધારીને એ બેઠી હતી એજ સત્ય નીવડ્યું. પોતે અસત્ય હતી. એ સર્વાંગે અસત્યમય, અંધકારમય હતી, જાણે એક શૂન્યતા !

છેલ્લો એક તાર શ્રીકાંત તરફથી વિનોદિનીને મળ્યો. એમાં એણે જણાવ્યું હતું: એ જ્યોતિકાને લઈ પાછો ગૃહપ્રતિ વળતો હતો.

વિનોદિનીએ તારને ફાડીને ફેંકી દીધો. અત્યારસુધી એનો એકજ શૂન્ય ઓરડો એને ખાઈ જવા દોડતો હતો, હવે જાણે આખું જગત એને ખાઈ જવા ધાતું હતું એમ એને લાગ્યું. હવે એ ઘરની બારી-માંથી બહાર દૃષ્ટિ સુદ્ધાં ફેંકતા ડરતી હતી. કદાચ એને કોઈ જોઈ જશે એ બ્હીકે.

શ્રીકાંત ઉપર એને ધિક્કાર છૂટ્યો. એના પ્રણયપત્રો માટે એ તિરસ્કારથી બળી ગઈ. લગ્નગ્રંથીથી જોડાવા પહેલા એ તેને પૂરી રીતે ઓળખી શકી નહિ એ કેટલું વિચિત્ર હતું ? એની ગરીબડી મનોદશા ઉપર, એની ભીરૂતા ઉપર વિનોદિની અંતરની ઊંડી જ્વાલાઓ ઠાલવવા લાગી. એને થયું, માનવતાનું શું આટલું બધું અધઃપતન ?

એ દિવસપછી એક સંધ્યાએ વિનોદિનીના ગૃહપાસે એક મોટર આવીને ઉભી રહી. અંદરથી ઉતર્યાં શ્રીકાંત અને જ્યોતિકા. પતિના ચરણની રજ લઈ વિનોદિની બોલીઃ "આખરે તમે આવ્યા ખરા, હું ?"

હસતાં હસતાં શ્રીકાંતે કહ્યુંઃ "પેપરોમાં તેં અમારા વિષે વાંચ્યું હશે. મારા આ અઘટિત પગલા માટે તારી માફી માંગું છું" કહી એણે જ્યોતિકાનો સુંદર, કોમલ હાથ પકડ્યો અને એને અંદરના ખંડમાં ખેંચી ગયો.

ઉત્તરમાં વિનોદિની કંઈપણ બોલી નહિ. મૌન મુંગી બની એ થોડી મીનીટ ત્યાં ઉભી રહી, પછી મોટરમાંથી ઝટપટ સામાન ઉતારી લઈ રાંધણીયામાં ભરાણી. ઝટપટ એણે રસોઇ બનાવી નાખી, અને શ્રીકાંત તેમજ જ્યોતિકાને પ્રેમની પ્રાસાદસામગ્રી ધરી. એના મોઢા ઉપરથી શ્રીકાંત એજ જાણી શક્યો નહિ કે તે આટલી પ્રસન્ન, આટલી શાંત, આટલી ભદ્ર, કેમ દેખાતી હતી ?.

એ આખો દિવસ એમજ ચાલ્યો ગયો. વિનોદિની કંઈપણ બોલી નહિ. ઘરના એક ખૂણામાં ગીતાજી લઈ એણે વાંચ્યા કર્યું. રાત જાણે ચાલી ગઈ એક અંધકારઘેરા સ્વપ્ન જેમ.

સવારે જ્યારે શ્રીકાંત અને જ્યોતિકા જાગ્યા ત્યારે એક અનોખુ દૃશ્ય એમની દૃષ્ટિએ પડ્યું. વિનોદિની સ્નાન કરીને આવી હતી. એક સુંદર લાલ કિનારની સાડી દેહને વીંટાળી હતી. ભાલમાં પીયળ કરી હતી. આ નૂતન વેશસજાવટ જોઈ શ્રીકાંત આભો બની ગયો, એકીટશે ધ્યાનમગ્ન બનીને બન્ને જણાં વિનોદિનીનો આ પરિવેશ જોઈ રહ્યા હતા.

વિનોદિનીએ પોતાના ટેબલનું ખાનું ઉઘાડી તેમાંથી પત્રોથી ખીચોખીચ ભરેલું એક કવર કાઢ્યું, અને ઝટપટ શ્રીકાંત પાસે આવી એના ચરણનો સ્પર્શ કરી કહ્યું: "પરણીને આવ્યા પછી અનેક ભેટ તમારા તરફથી અને મળી હતી. આજે એ બધી પાછી વાળું છું. "કહી પેલો પત્રપૂટ એના પગ પાસે મૂકી પ્રણામ કરીને ઉભી થઈ, અને બારણા ભણી ચાલવા લાગી.

વિનોદિનીને આવી શંકિત સ્થિતિમાં મૂકાયેલી જોઈ શ્રીકાંત ડઘાઈ ગયા. એના અંતરમાં એક આંચકો લાગ્યો. જરા ઉચ્ચસ્વરે એ બોલ્યો: "ક્યાં ચાલી વિનોદિની ?"

"મારા પીયર ઘરે, મારી મા મને દિવસો થયા બોલાવે છે. મને ત્યાં સુખ છે, આનંદ છે, અને કોઈ પ્રકારનું દુ:ખ નથી" કહી એ બહાર ચાલી ગઈ.

શ્રીકાંત એનો પદધ્વનિ સાંભળતો રહ્યો અને એ ચાલી ગઈ. એને થોભાવવાની, એને આડા પડી અંતરાય કરવાની જરાયે હિમ્મત, જરાયે શ્રદ્ધા એનામાં નહોતી. જાણે એના હૃદયમાંથી એ ચાલી ગઈ હતી. બાજુમાં બેઠીબેઠી જ્યોતિકા પોતાના વાળમાં આંગળીઓ પરોવીને આ તમાશો જોઈ રહી હતી.

વિનોદિનીના ચાલ્યા જવા પછી એક અટ્ટહાસ્ય કરી એ ઉભી થઈ. પેલા પત્રોનું કવર હાથમાં લઈ એમાં ભરેલા, ધબકતા ઉરના પત્રો આમતેમ મચડી ઉડાડીને ફેંકી દીધા, એમ કરતી વેળાયે જરા એણે શ્રીકાંત તરફ દૃષ્ટિ ફેરવીને જોયું હોત તો જાણત કે એ પત્રો સાથે સાથે એનું અંતર પણ મચડાઈ રહ્યું હતું.

× × × ×

વિનોદિનીના ગૃહત્યાગ પછી શ્રીકાંતે એનું નવું જીવન જ્યોતિકા સાથે આરંભી દીધું. નવયુગની આ યુવતી સાથે પ્રથમ નવસંસારના

સોપાન માંડતા જાણે એ ઉભય રાધા–કૃષ્ણની યુગલ જોડી રહેતા હતા એમ તેમને લાગ્યું.

પ્રણયભીની એ મીઠી, રસના જગાવતી વાતો, એ અભિસાર, એ ઉર–આન્દોલનો !

પ્રથમ તો જ્યોતિકા કોઈ આદર્શ નવગૃહિણી જેમ શ્રીકાંતના આ સૂના ઘરને પ્રકાશથી ભરવા લાગી. શ્રીકાંતથી જાણે એ દબાતી હોય એમ એનો પડતો બોલ ઝીલવામાં, એની સેવામાં જાણે કર્તવ્યમુગ્ધ બની, એ એના પ્રાણમાં પથરાઈ જતી હતી.

પણ એ બધું ચાલ્યું થોડા દિવસ. એનું સ્વભાવજન્ય તુમાખી-પણું જે સર્પની કાંચળી જેમ એકબાજુ દબાઇને પડયું હતું એ ધીમે ધીમે બહાર આવવા લાગ્યું. એની બાદશાહી રીતભાત, જીવનમાં ભોગવેલું ઐશ્વર્ય, શ્રીકાંતના ચરણમાં હંમેશા એક ઢીંગલી જેમ એ કહે તેમ કરવાનું સહન કરી શકયું નહિ. એનો પ્રતિઘોષ હવે ઉઠવા લાગ્યો પ્રતિપગલે.

પહેલાં એ જોઈતું જ ખર્ચ કરતી, પણ હવે એ ઉડાઉપણાની સીમા ન રહી. કોઈ ભુવનમોહિની જેમ એ ઊંચામાં ઉંચા કપડાના પાર્સલો બજારમાંથી ખરીદી લાવતી હતી.

નીતનીત નૂતન શણગારો, ચંપલ અને સેંડલની નવા નવી ફેશનેબલ જોડીઓ, અને ગાંસડો ભરાય એટલા અંગ્રેજી નવલકથાના પુસ્તકો. ખરીદીથી જાણે એ હંમેશ અતૃપ્ત જ રહ્યા કરતી હતી. કુબેર-પતિના ધનભંડારની ચાવી જાણે તેના હાથમાં અચાનક આવી ગઇ હતી, અને સ્વૈર બની જાણે એ લક્ષ્મી જેમ પગલેપગલે દ્રવ્ય વેરતી જતી હતી.

શ્રીકાંતની માલીકીના ત્રણચાર બંગલાઓ કયારે વેચાઇ ગયા, એની કરન્સી નોટો કયારે બની ગઇ, અને કયારે એ અદ્રશ્ય થઇ

ગઇ એ ખૂદ શ્રીકાંત પણ ન જાણી શકયો. માત્ર આટલી ખબર એને હતી કે નવી વહુરાણીની પૈસાની કોથળી દિવસરાત ખીચોખીચ ભરેલી રહેતી હતી.

હંમેશરાત્રિએ નવાનવા સીનેમાગૃહો, નાટ્યગૃહોની મુલાકાત લેવા જવાનું, મેલાવડાઓ, સોશીયલ ગેધરીંગ, અને પાર્ટીઓમાં જવાનું. કોઇ નવી વસ્તુ દૃષ્ટિએ ચડી કે તરત જ એની ખરીદી થઇ જતી.

સ્વૈર મનોદશાની આ આંધી વચ્ચે ઘેરાયેલી જ્યોતિકાને શ્રીકાંતની હવે જરાયે ખેવના રહી નહોતી. એ શું કરે છે? એમાંથી કશુંયે જાણવાની એને ફુરસદ નહોતી. જાણે કોઇ માયાવિની હતી અને એના પતિને ફાવે તેમ નચાવતી હતી.

ખર્ચ અનહદ વધી ગયું હતું, અને શ્રીકાંતની બેંકનું તળીયું હવે દેખાવા લાગ્યું હતું. છતાં નવીવહુને એની દરકાર નહોતી.

લગભગ ત્રણચાર માસ એમજ ચાલ્યા ગયા. શ્રીકાંત હવે આ રાજરાણીથી કંટાળી ગયો હતો. દીપીકા ધારીને જેને એ નૂતન પ્રેમમંદિરમાં અજવાળુ કરવા લઇ આવ્યો હતો એ હતી માત્ર પ્રકાશહિન. દીપીકાનું તેજ એમાં નહોતું.

પ્રેમ એ નૂતનમાં વસી રહ્યો હતો માત્ર દ્રવ્યરૂપે, જે એની બેંકનું તળીયું સાફ કરીને પાછો ચાલ્યો જવાનો હતો એવું એને ચોક્કસ લાગ્યું. જ્યોતિકા જ્યારે પ્રથમ અહિં આવી હતી ત્યારનું એનું વર્તન, રીતભાત, એ બધામાં એક પ્રકારનું પરિવર્તન આવી ગયું હતું.

કયે દિવસે કઇ ઘડીએ એ એને એના શેષજીવનના પરિતાપમાં ડૂબકા ખાતો, રખડતો મૂકીને ચાલી જશે એ આશંકા, એ શ્રદ્ધા હવે શ્રીકાંતને કોતરી ખાતી હતી. કારણ એના મિત્રો વધી ગયા હતા. એનો નિત્ય જીવનનો વ્યવસાય એની વિકૃતિની સાક્ષી પૂરતો હતો.

છતાં શ્રીકાંત એ બધું મૌન રહી સહન કર્યે જતો હતો.

એટલા માટે નહિ કે એ તેનાથી ડરતો હતો. અંતર નેપથ્યમાં હજુયે એને શ્રદ્ધા હતી કે આ બધી આંધી, તોફાન શમી ગયા પછી, નાવડી એના શાંત, સ્થિર ઘાટે પાછી વળશે, અને પૂર્વાકાશમાં પ્રેમની તારીકા પાછી ઝબકી ઉઠશે.

પણ એમ બન્યું નહિ. દિવસે દિવસે નૌકા ઘાટ છોડીને દૂર સુદૂર ચાલી જતી હતી. એક દિવસે ગ્રીષ્મની ગરમીએ વાતાવરણ ભરી દીધું હતું, અને શુષ્ક આકાશમાં શ્વેત રૂના થર જેવા વાદળા દોડતા થંભી ગયા હતા, એવીજ શુષ્કતા પથરાણી હતી શ્રીકાંતના ઘરમાં. ઝઘડો ઉભો થયો હતો વિનોદિનીની છબી ઉપરથી. શ્રીકાંતના શયનખંડમાં એ જડ જીવનનું મૌન સંઘરીને નિત્ય લટકતી હતી. વિનોદિનીના આ શેષ સ્મરણ જેવી એ શ્રીકાંતને લાગતી હતી, અને કેટલીવાર એના દુ:ખ ભરપૂર જીવનમાં શોકની કોઈ શાંત ઘડીઓમાં એ આશ્વાસનનું, આનંદનું પ્રતિક બની રહેતી હતી. એનાથી અળગા થવાનું, અથવા એનું કોઈ અન્ય સ્થાને ખસેડવાનું શ્રીકાંતને જરાયે ગમતું નહોતું.

જ્યોતિકાને આ ડંખતુ હતું. વિનોદિનીના પદ ચિન્હનો આ ઘરમાંથી નાશ થયા પછી એનું એક પણ પ્રતિક, પ્રતિમા, વસ્ત્રો, અથવા કંઈ પણ એની આંખો સમક્ષ રહે એ એને જરાયે પસંદ નહોતું.

પતિના શયનખંડમાં લટકતી આ છબી જોઇ જોઈને એ બળી જતી હતી. જાણે એના સ્વેચ્છાચારી, જીવનના મૂક સાક્ષી જેમ વિનોદિની આ છબી રૂપે નિરંતર મોજુદ હોય, અને આ ખંડના કોઇ અંધારા ખુણામાં ભરાઇને એ તેને ઉપાલંભોથી નવાજી રહી એમ તેને લાગતું હતું.

સવારમાં જ ચા પીતી વેળાયે ઝઘડાએ એ માટે ઉગ્રસ્વરૂપ પકડયું હતું. જેમાં વાદ અને પ્રતિવાદીની દલીલોએ, વિનોદિનીની છબીનું અસ્તિત્વ રહેશે કે નહિ, એ માટે આ શંકાનું, કટોકટીનું ચકમકનું વાતાવરણ ઉભું કર્યું હતું.

છેવટે શ્રીકાંતનો છેલ્લો ઘેરો અવાજ સંભળાયો. એણે કહ્યું: " વિનોદિનીની છબી મારા શયનખંડમાં જ રહેશે. મારા સાનિધ્યમાંથી એને કોઈ ખસેડી શકવાનું નથી. "

બસ થઈ ચૂકયું. ઝઘડાનો અંત આવી ગયો હતો. જ્યોતિકા જાજમ ઉપર પગપછાડીને ઊભી થઈ ગઈ. એ કંઈ પણ બોલી નહિ. મોઢા ઉપર જે ઉગ્રતા, જે વિષાદ પથરાયો હતો એ શ્રીકાંત એક ધ્યાને જોઇ રહ્યો, અને જ્યોતિકા ધીમા પગલે ઘર બહાર ગઈ હતી.

છેક સંધ્યા વેળાયે, જ્યારે ઘર ઘરમાં પ્રદીપ સળગી ઉઠયા ત્યારે એ ફરીવાર સ્વગૃહે પાછી વળી.

આખા દિવસની માથાકુટથી, પારાવાર ગ્લાનીથી, વેદનાથી ઘેરાયેલો શ્રીકાંત થોડા જવરથી પીડાતો એના બીછાનામાં પડયો હતો. જ્યોતિકાને એને જોવાની કે એને શું થયું હતું એ પૂછવાની પડી નહોતી.

કસકસતી ચોળીમાંથી ચાવીનો ઝુમખો બહાર કાઢી એણે તીજોરીમાંથી રહ્યા સહ્યા પૈસા લઈ લીધા, અને પછી છટાપૂર્વક ચાલતી એ પતિના બીછાના પાસે આવી અને ચાવીનો ઝુમખો ત્યાં ફેંકયો.

અર્ધ જાગરણમાં પડયો પડયો શ્રીકાંત એની આ નવી પત્નિના ગૃહ આગમનથી વાકેફ હતો. ચાવીના ઝુમખાનો અવાજ થતા એ

બીછાનામાંથી ઉઠયો, અને ચાલી જતી જ્યોતિકાને બૂમ પાડી પૂછ્યું "ક્યાં જાય છે જ્યોતિકા ?"

"સીનેમા શોમાં. કેટલાક મિત્રોએ આમંત્રણ આપ્યું છે. પાછું ઠેલી શકાય એમ નથી" કહી ગંભીર મુખભાવે એ બહાર ચાલી ગઇ.

એ રાત્રિ જાણે હૈયા સૂની બનીને વીતી ગઈ. જ્યોતિકા સ્વગૃહે પાછી ફરી નહિ. એ પછીનો એક દિવસ, બીજો, ત્રીજો, એમ અનેક દિન ચાલ્યા ગયા. શ્રીકાંતની નૂતન જીવનયાત્રાની સંગાથીની એને પથહિન બનાવીને ચાલી ગઈ. એનો પત્તોજ ન લાગ્યો કે એ ક્યાં ચાલી ગઈ હતી. કદાચ બનારસ એના પિતાને ઘેર, કદાચ કોઈ અન્ય સ્થળે.

પથહિન શ્રીકાંત એના પુનરાગમનના દિવસોની માર્ગદર્શના કરતો રહ્યો, પણ એ પાછી ફરીજ નહિ.

છેવટે એને થયું કે એ ઠીક થયું હતું. અંધકાર ફરીવાર અંધકારમાં ભળી ગયો. એના અંતરતલે રહી એકલી વેદના. નિશદિન એ ઝંખનાનો દિપક ધીમો ધીમો પણ કોના માટે સળગી રહ્યો હતો ? શયનખંડમાં જઈ એણે વિનોદિનીની છબીપ્રતિ એક એકાગ્ર આનંદભરી દૃષ્ટિ નાખી, જાણે કોઈ પૂર્વસ્મૃતિ આવીને ખડી થઇ. જાણે કોઈ શુભ્ર, સમુજ્જવલ, પવિત્ર રેખાઓ એ છબીને છાયીને પડી હતી.

× × × ×

દિવસો જેમ વ્યતિત થતા ગયા તેમ તેમ શ્રીકાંતની વેદનાએ ઉગ્રરૂપ પકડવા માંડયું. વિનોદિનીને પુનઃ આ ઘરમાં એના ઉચ્ચ, પવિત્ર, ગૃહિણીવાસને પ્રતિષ્ઠાપિત કરવાની એની ઝંખના અટકી

નહિ. પુનરપી પુનઃ એ વિચારતોજ ગયો, અને છેવટે મક્કમતા ઉપર આવતો ગયો. વિનોદિનીના પગમાં પડી પોતાના આ સ્ખલન માટે ક્ષમા માગી લેવાનું, એને સમજાવી લેવાનું મન વારંવાર એને થતું હતું. પણ હવે એ તેને ક્ષમા આપી શકે ખરી ? એ વિચારે એ લજ્જિત થઇ ગયો.

આજ ચાર મહિના થયા જે બિન અપરાધિનીની ખબર પણ પૂછવાની તકલીફ એણે લીધી નહોતી. પોયર ઘરે એના દુઃખી દિવસો એ કેવી રીતે વીતાવી રહી હશે એ કદિ જાણવાની પરવા પણ એણે કરી નહોતી.

તરછોડાયેલી, તિરસ્કૃત, અપમાનિત થયેલી શું ફરીવાર એના ખંડિતગૃહની પ્રતિમા બનીને રહેશે ? એ શંકાએ એના હૃદયમાં તુમુલ યુદ્ધ મચાવ્યું. એક દિવસ એવો હતો જ્યારે તેના મંદિરની એ પૂજારિણી હતી. દેવતાએ મંદિરના દ્વાર બંધ કરી એ પૂજારિણીને દૂર, અંધકારમાં, વિસ્મૃતિમાં હડસેલી દીધી એ શૂન્ય પળે પળે પ્રણયની સુગંધે શું એ ફરીવાર નવજીવનના કુસુમો વેરતી આવશે ? એ બધું અશકચ જેવું એને લાગ્યું.

અને મહાકવિ કાલિદાસનું શાંકુતલ યાદ આવ્યું. શકુન્તલા, અને વિનોદિની બન્ને શું એજ પ્રકારની દુઃખપ્રાય સ્થિતિમાં મૂકાયેલા નહોતા ? બન્ને શું જીવનની એકજ વેદનામય સપાટી ઉપર ઊભેલા નહોતા : દુષ્યન્તે એને તિરકારી હતી, અપમાની હતી, છતાં શકુન્તલા ભર્તાએ જ્યારે બોલાવી ત્યારે એના પગલે પગલે જીવનના બધા અંધકારને, શંકાને, વેદનાને ત્યજી પતિ ગૃહે ચાલી નીકળી હતી. વિનોદિની આમ ન કરે ? કદાચ એના હૃદયમાં જ્યાં એકલો નિબિડ અંધકાર છવાયો હતો ત્યાં અચાનક દીવો નહિ પ્રગટી ઉઠે એની શી ખાત્રી ?

છેલ્લે એક દિવસ સાયંકાળે એ વિનોદિનીના પીયર ઘેરે પહોંચ્યો. ગાડી જ્યારે એના ગૃહદ્વારમાં આવીને ઊભી રહી, ત્યારે વિનોદિની અંદરના ખંડમાં હતી. સીધા ઘરમાં જઈ લજ્જિત વેશે એણે વિનોદિનીની માને પૂછ્યું: " વિનોદિની ક્યાં ? "

વિનોદિનીની મા અચાનક આવેલા શ્રીકાંતને જોઈ આભી બની ગઈ. હર્ષ અને દુઃખની જાણે એક છાયા એના મુખ મંડલ ઉપરથી ફરી ગઈ. એણે કહ્યું.

" અંદરના ખંડમાં છે. સંધ્યાદીપ સળગાવતી હશે. તમે જરા બેસો હું એને બોલાવી લાવું છું. "

કંઈ પણ બોલ્યા વિના, જરાયે થોભ્યા વિના, સંકોચહિન, મર્યાદાહિન, શંકારહિત બનીને એ અંદરના ખંડમાં ચાલ્યો ગયો, અને વિનોદિની સમક્ષ જઈને ઉભો રહ્યો. હાથમાં સળગતો દીપક લઈને એ ઊભી હતી.

એના પદપંકજમાં પડી એણે કહ્યું: " મારો બધો અહંકાર મારા બધા સ્ખલનો, તારી આંખોના અશ્રુ જલમાં ડુબાવી દે, વિનોદિની ! "

ક્ષણભર વિનોદિની અવાક બની શ્રીકાંતના ગૌર, તેજહિન, મુખ પ્રતિ દીપક ધરીને એકી ટશે જોઇ રહી, પછી બોલી: " તમે આ શું કરો છો સ્વામી ! મને વધુવાર અપરાધિની ન બનાવો. "

શ્રીકાંત માત્ર એના પગ તરફ જોઈ રહ્યો. થોડીવાર પછી એની દૃષ્ટિ ગૃહદ્વાર તરફ ગઈ, જોયું તો વિનોદિનીની નાની બહેન વોમલા પૂજા થાલીમાં બારમાસી ફુલોનો હાર ચડાવી બાજુના શીવમંદિરમાં જઈ રહી હતી.

શ્રીકાંતનું હૃદય એ પૂજાભાવે ભરાઈ ગયું.

ઝઘડો ઉભો થયો હતો વાઘરી કોમની નાતમાં. કસ્તુરી જે ૭ માસ સુધી કોઈ મુસલમાનનું ઘર માંડી આવી હતી એને નાતમાં લેવા માટે આ બધો કૌભાંડ જાગ્યો હતો. નાતના બધા અગ્રગણીઓ ઉપરાંત કસ્તુરી, એની મા રૂડકી, અને બે ભાઈઓ સામે એના શ્વસુર પક્ષના બધા માણસો તેમજ કસ્તુરીનો વર નાથીયો પણ શામીલ હતો. કોલાહલ ખૂબ ઉગ્ર થતો જતો હતો. શ્વસુરપક્ષ તો પતાવટ કરવા માંગતો હતો, અને કસ્તુરી સાથે ફરી નવ-સંસાર માંડવા માટે નાથીયો પણ એટલોજ ઈંતેજાર હતો. કારણ એનું બીજું કોઈ નહોતું. કસ્તુરી સાથે લગ્ન થયા પછી એ સંસાર માંડીજ શકયો નહોતો. કસ્તુરીને એની મા તરતજ સિંધ હૈદ્રાબાદ ઉપાડી ગઈ હતી. એવા બ્હાને કે કસ્તુરી હજુ ન્હાની હતી અને પરિણિત જીવનની કશીયે માહિતી વિહોણી હતી.

લગ્ન થયા પછીના એ દિવસોમાં નાથીયો જ્યારે જ્યારે કસ્તુરીને યાદ કરતો, ત્યારે છેડાછેડી બાંધેલી એક સુંદર પાતળી દેહલતા, અને ઘુંઘટ આડે છૂપાયેલું ગૌર, મધુરહાસ્યથી અંકિત થયેલું મોઢું અનેકવેળા એના અંતરને સ્પર્શી જતાં. કોઇ કોઈવાર જ્યારે પત્ર આવતો કસ્તુરીની માનો, ત્યારે ગામના વાણીયાના જ્યેષ્ઠ, સુશિક્ષિત પુત્રપાસે એ વંચાવતો અને કસ્તુરીના સુખસમાચાર વાંચી કોઈ અકથ્ય આનંદમાં ઉંચકાઈ

જતી પણ વધુ સમય એ કસ્તુરી વિના થોભી શકે એમ નહોતું. ચાર પાંચ કાગળો એણે કસ્તુરીની મા રૂડકીને લખી જોયા અને એની પુત્રીને મોણપૂર મોકલી દેવા વિનંતિ કરી જોઈ, પણ રૂડકીએ લક્ષ્યમાં કંઈ લીધું નહિ, અને ત્યાર પછી સમૂળગાં પત્રો પણ એના આવતા બંધ થયા. છેલ્લો એક પત્ર રૂડકીનો આવ્યો. એમાં અકથ્ય ગ્લાનીથી લખેલું હતું કે કસ્તુરી કોઈ મુસ્લીમ મોટર ડ્રાઈવર રસુલ સાથે કોઈ અજાણ્યા સ્થળે ગઈ હતી. અત્યંત શોધખોળ એ માટે થઈ રહી હતી.

નાત પટેલ લાખાને કસ્તુરીના બધા રીપોર્ટ મળ્યા હતા. અને એથી જ તો એનું આખું કુટુંબ નાતબહાર મૂકાયું હતું. એકત્રિત થયેલી નાતમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી જે કસ્તુરીના આ કાર્યને વખોડી નાખતી હતી, અને ઉચ્ચસ્વરે ઘાંટા પાડી પાડીને લાખા પટેલને કહી રહી હતી કે મુસલમાનનું ઘર માંડી આવેલી કસ્તુરીને નાતના અકલંકિત વર્તુલમાં લેવી એ શોભાસ્પદ નહોતું. યુવાનોનો એક વર્ગ એવો પણ હતો જે કસ્તુરીના આ સામાજિક સ્ખલનને માત્ર એક સ્ખલનરૂપે નિરખતો હતો માટે કોઈ વ્યક્તિને અન્યાય ન થવો જોઈએ એ પ્રકારનું સૂચન કરતો હતો.

અંતે એ કોલાહલ વચ્ચેથી નાતના પટેલનો ઘોઘરો અવાજ આવ્યો. “ભૂલ તો અનેકથી થાય છે. ભૂલની માફી આપવી એમાં જ શોભા છે નાતની. ગયે વર્ષે પણ આવો જ એક ઝઘડો મારી પાસે આવ્યો હતો અને એમાં મેં ઘરમેળે પતાવટ કરવા કહ્યું હતું, આ ઝઘડો પણ હું એ રીતે જ પતાવવા માંગું છું. વરવહુ પક્ષો જો આપસમાં સુલેહસંપથી કામ કરવા માંગતા હોય તો વધુ વાત લંબાવવી નથી.”

એકઠા થયેલાઓમાંથી નાથીયાનો આનંદ ઘેરો અવાજ સંભળાયો કે વરપક્ષ સુલેહ સંપ કરવામાં માનતો હતો.

નાત પટેલનો ચુકાદો હવે માત્ર બાકી હતો. વાઘરી કોમના નરનારી એ સાંભળવા ખૂબ આતુર હતા. પટેલે કહ્યું કે "ઝઘડામાં જેટલી કસ્તુરીની મા જોખમદાર હતી એટલી જ હતી કસ્તુરી, એથી નાત માંગતી હતી કે કસ્તુરી ફરીવાર નાથીયાનું ઘર નવેસરથી માંડે, અને એની મા એની ઉજાણી આપે. નાતને ખીચડો, દસ બાટલી દારૂની, અને રૂપિયા પચ્ચીસ રોકડા."

ચૂકાદો સાંભળી કસ્તુરીના મા આર્જવકંઠે વિનતિપૂર્વક બોલી: એક તો કસ્તુરીને મુસલમાન રસુલના ઘરમાંથી પાછી લાવવા હાઈ કોર્ટમાં કેસ લડવો પડયો હતો, અને તેમાં રૂપિયા સો એકનું ખર્ચ થયું હતું. પૈસે ટકે એ ધોવાઈ ગઈ હતી એથી નાતને ઉજાણી આપવાનું એનાથી બની શકે એમ નહોતું.

પુનઃ ધોંઘાટ શરૂ થયો. નાતના અગ્રણીઓ કસ્તુરીની માને એમ કોરે લુગડે જવા દયે એમ નહોતા. ખૂબ ટપાટપીઓ, વાગ્ યુદ્ધો, અને દેવીના શ્રાપોથી વાતાવરણ ખરડાઈ ગયું. અંતે ફરીવાર નાતપટેલનો ઘેરો અવાજ સંભળાયો કે કસ્તુરીની મા નાતના હૂકમને માન નહિ આપે તો એની સાથે ભાણા વહેવાર, અને બેટી વહેવાર બંધ થશે.

કસ્તુરીની મા મામલો પામી ગઈ હતી. અંતે એ પીગળી અને ઉજાણી આપવા કબુલ થઈ. આનંદનો એક ગગનભેદી ચિત્કાર કરીને નાત ઉઠી ગઈ.

બીજે દિવસે રાત્રિ વેળાયે રૂડકીએ આપેલી ખીચડા અને દારૂની મીજબાની ચાખ્યા પછી સર્વ વાઘરી સ્ત્રીપુરૂષો જ્યારે નિજ નિજને ગૃહે પળવા માંડયા, ત્યારે નાથીયા સાથે કસ્તુરીને વળાવવામાં આવી. ધીમે પગલે નૂતન વરવહુ ગૃહ ભણી રવાના થયા. પીળા હાથીની

સીગારેટ ફુંકતો ફુંકતો આગળ નાથીયો ચાલતો હતો, અને પાછળ પાછળ અનુસરતી હતી કસ્તુરી. ઘર આવ્યું એટલે નાથીયે સીગારેટનું ઠુંઠું ફેંકી દીધું, અને કસ્તુરીનો હાથ પકડી એને અંદર લઈ ગયો. ઘરબંધ કરી બન્ને જણ એક ખાટલા ઉપર બેઠા. બારીમાંથી પૂર્વાકાશમાં પૂર્ણિમાની જ્યોત્સ્નાથી રંગાયેલી છબી દશ્ય થતી હતી.

નાથીયે ઘરમાં એક ઝીણો દીવો સળગાવ્યો, અને ફરીવાર પાકીટમાંથી સીગારેટ કાઢી સળગાવી, ધુમાડાના વર્તુલોથી ઘર ભરવા લાગ્યો. કસ્તુરીના મોઢા ઉપરથી ઘુંઘટ સરી ગયો હતો, અને એ બારીમાંથી પૂર્ણચંદ્રની ગહન શોભા નિરખી રહી હતી. નાથીયે દષ્ટિ કસ્તુરી ઉપર ફેંકી, ગૌરવમણું મોઢું, ધનુષ્યની પણછ જેવી ભ્રકુટી, રેખાએ રેખાએ જાણે ઉડતું હતું મોહભર્યું લાલિત્ય. ઘડીવાર એની દષ્ટિ સ્થિર થઈ કસ્તુરીએ પહેરેલા ઘરચોળા ઉપર, અને પછી એમાંથી બહાર ડોકિયા કરતા બે શ્વેત કમલદંડ જેવા હાથ ઉપર, જેમાં બબ્બે હાથીદાંતની દુધિયા ચુડલીઓ અભિરામ શોભી રહી હતી. ફરતી ફરતી દષ્ટિ પડી ગળામાં નાખેલી રૂપાની હાંસડી ઉપર, અને કાનમાં લટકાવેલા હીરા જડેલા બુટીયા ઉપર. રૂપમાં જાણે ડૂબકી મારીને નાથીયો કોઈ મધુર મધુર રસના તલે પહોંચ્યો હોય એમ મોહિત થઈને બેઠો હતો. કસ્તુરીની દષ્ટિ આકાશ તરફથી પાછી વળી નાથીયાને જોઈ રહી. એના શૃંગારવેશને એ ટીકી ટીકીને જોઈ રહ્યો હતો, એ તે જોઈ ગઈ, બોલી: "આમ ગાંડાની ઘોડે તાકી શું રહ્યો છો? સૂઈ જવું નથી?"

"પરણ્યા પછી પહેલી જ વાર તને જોઉં છું." નાથીયો સીગારેટના ધુમાડા કાઢતો કાઢતો બોલ્યો: "ખબર છે? લગન થયા કે તરત જ તારી મા તને અહિંથી હૈદ્રાબાદ ઉપાડી ગઈ. પછી મળવાનો વારો આવ્યો જ નહિ."

"પણ હવે તો હું તારું ઘર માંડવા આવી છું." હસતા હસતા કસ્તુરી બોલી, અને એની શ્વેત દંતપંક્તિઓ ઝગમગી ઉઠી.

"હું કેમ માનું?" નાથીયો બોલ્યો. "તેં તો મુસલમાનનું ઘર માંડ્યું હતું. મારા જેવો ગરીબ માણસ તને ક્યાંથી ગમે? માંડ ચાર પાંચ આના કમાઉં છું દાતણ વેચીને, અને ત્યાં તો રોજ મોટરમાં ફરવા મળતું હશે."

ઉત્તરમાં કસ્તુરી કંઈ બોલી નહિ. એ સરોષ એક બાજુ જોઈ ગઈ. નાથીયો ચૂપ રહે એમ નહોતો. એ બોલ્યો: "કહે તો ખરી, કે તેં શું કામ રસુલનું ઘર માંડ્યું તું? હું નહોતો ગમતો એથી!"

ખીન્ન મુખમુદ્રા ધારણ કરીને કસ્તુરી એમ જ મૌન બેસી રહી. આંખો એની નમેલી હતી જમીન ઉપર. જવાબ નાથીયાનો એ કોઈ પણ રીતે આપી શકે એમ નહોતી. શાંતી ધીરે ધીરે પથરાતી જતી હતી. નાથીયો અવાક્ બની કસ્તુરીને તાકતો બેઠતો હતો. એ કોઈ વિચાર વર્તુલોમાં ઘેરાઈ ગઈ હતી. નાથીયાના સવાલનો ઉત્તર એ ગમે તેમ આપી ઉડાવી શકે એમ હતી, છતાં એ ન બોલી.

હૃદયમાં જે સત્ય હતું એ હોઠે લાવવા પ્રયત્ન એણે કરી જોયો પણ લાવી શકી નહિ. એની મા રૂડકીની ડારતી, ભય ભરેલ મૂર્તિ જાણે કલ્પનામાં આવીને ઉભી રહી. એક પછી એક પ્રસંગો આંખો સમક્ષ તરવરવા લાગ્યા. મા એને હૈદ્રાબાદ લઈ ગઈ હતી, ત્યાં એમણે બન્નેએ મળીને ગુજરાનના અનેક ધંધા માંડ્યા. દાતણ કાપી કાપીને ગામલોકોને વેંચ્યા, ચીભડા વેંચ્યા, શાક વેંચ્યું, છતાં પૂરું થતું નહોતું. રાત્રે મા-દીકરી ઝોળી લઈ ઘરેઘરે ભીખ માંગતા એ દૃશ્ય પણ આવી ગયું, અને છેવટે રૂડકીએ એના ઉઘડતા યૌવન ઉપર આંખ માંડી.

એને લાગ્યું કે આ ચીભડા, અને દાતણુ વેચવા કરતા કસ્તુરીનું યૌવન વેચ્યું હોય તો હંમેશની કમાણી થઈ પડે. નીત નીત નવા નવા ઘરાક રૂડકી શોધી લાવતી, અને મને કમને કસ્તુરીને પોતાનું શરીર એમને સોંપવું પડતું. બદલામાં મળતા પૈસા, વસ્ત્રો, ઘરેણાં અને નવા નવા મોજશોખ. પહેલાં ચા પીવા પૈસા નહોતા મળતાં ત્યાં ઘરાકોની મીઠ્ઠી નજરથી ચાની નદીઓ વહેવા લાગી; અને એમણે બન્નેએ ધરાઈ ધરાઈને આનંદ લુંટ્યો. પણ એનું અંતર હંમેશા આ યૌવનધન પારકાઓને વેચવા માટે ડંખતું હતું. કુતરા, બિલાડા જેમ વ્યભિચારની પરંપરા, વેશ્યા જેવું પાપી જીવન એને નાપસંદ હતું, પણ એની મા એના શરીરની ભૂખી હતી. એના હાડચામની, માંસલ અવયવોની કોઈ પ્રચંડ ક્ષુધા એને લાગી હતી. કેટલીક વાર એ માને કહેતી 'મારાથી આ પાપધંધો હવે વધુ વાર થાય એમ નથી. મને મારા નાથીયા પાસે, મારા સાસરે મોકલી દયો.' ત્યારે એ ઝંઝાવાત જેમ એના ઉપર ઉછળી પડતી, અને ગાળોની રમઝટ બોલાવી એના બળવાને શાંત કરી દેતી. જ્યારે જ્યારે કોઈ નવા ઘરાક પાસે જવાનું એને મા કહેતી ત્યારે એના અંતરમાં બેઠેલી પવિત્ર, સૌમ્ય સ્ત્રી હાહાકાર કરી ઉઠતી, અને કહેતી હતી ના, ના, ના, મારાથી એ પાપ નહિ થાય, મારાથી આ વિનાશપંથે નહિ જવાય. પણ ત્યાં તો દેખાતી રૂડકીની ચંડિકા સમી મૂર્તિ, જે મૂઠ્ઠીઓ ઉગામી એને કહેતી 'જા, જા, તું અહિં કમાવા આવી છે. ઘેર બેસી રહેવા નહિ."

ત્યાર પછીનો પેલો, મુસલમાન મોટર ડ્રાઇવર રસુલવાળો પ્રસંગ એને યાદ આવ્યો. અનેક વાર મધ્યાહ્ન સમયે જ્યારે રસુલ એની મોરીશ ગાડી લીંબડાના ઝાડ નીચે ઉભી રાખતો અને એને મીઠા, હેતભર્યા અવાજે ચા પીવા બોલાવતો, ત્યારે રખડતી માની નજર ચૂકાવી એ આમંત્રણ સ્વીકારતી. વાતોની આપ-લે થતી, અને ધીમે

ધીમે પ્રણયનું કમાડ ઉઘડતું ગયું. આગળીયો તૂટી પડયા પછી અંતર એકબીજાને ઓળખવા લાગ્યું, અને સહાનુભૂતિની લાગણીની, એક એકથી ચડિયાતી ઊર્મિઓએ બન્નેના જીવન દીપકની જ્યોતને એક કરી દીધી. બે ભિન્ન વીણા એક તારે, એક રાગે, ગાવા લાગી, પ્રણયના આનંદ મિલનના ગીત. એ છેવટે આ નિત્યના દુરાચારી ધંધામાંથી છૂટવા એ રસુલ સાથે નાસી ગઈ, અને ૭ માસ સુધી એનું ઘર માંડયું.

પણ એની મા રૂડકી એને કયાં છોડે તેમ હતી? એને પાછી મેળવવા એણે આકાશ–પાતાળ એક કર્યા. પોલીસોને, દાદાઓને, રૂશ્વત આપી આપીને ફોડયા, અને રસુલનો પત્તો કાઢયો; એને હાથ-કડી નાખી હાઈકોર્ટમાં ઉભો કર્યો, અને પોતાને પાછું માને શરણે આવવું પડયું. એ બધું સ્મરણમાં આવી આવીને કોઈ ચલચિત્રની છાયાછબી જેમ અદૃશ્ય થવા લાગ્યું.

વિચાર તંદ્રામાં ડૂબેલી કસ્તુરીનો હાથ પકડી છેવટે નાથીયો બોલ્યો: “હવે સૂઈ જવું નથી? રાત બહુ વિતવા આવી છે.”

કસ્તુરી પુનઃ વાસ્તવીક જીવનના જાગરણમાં સરી આવી. દીવાના ઝાંખા અજવાળે એ નાથીયાના શ્યામ, યાચનાપૂર્ણ મોઢાને પલવાર જોઈ રહી; અને પછી બોલી:

“હા, ચાલો.”

× × × ×

નાથીયાનું ઘર માંડયાને માંડ હજુ બે જ મહિના થયા હતા, ત્યાં તો વાતાવરણમાં પરિવર્તન આવવા લાગ્યું. પહેલાં જે નાથીયો એના પગ પૂજતો, કદિ ઘાંટો પાડીને, ધમકી આપીને બોલતો નહિ, અને એ કહે તેમજ કરતો. એ હવે બદલવા માંડયો હતો. કોઈ

શિકારપાર્ટી ગામમાં આવીને પડી હતી; અને એના ગોરા સાહેબને એના કુતરા સંભાળવાના તેમજ બીજા પરચુરણ કામકાજ માટે તેને રૂપિયા પંદરના પગારથી રાખી લીધો હતો. નાના ગામડામાં દાતણ વેંચીને માંડ એ બન્નેનું પૂરૂં કરતો. કેટલીક વાર તો વાણીયા બ્રાહ્મણના ઘેર રાતના માંગવા પણ જવું પડતું. સારાં કપડાં તો પહેરવા મળતાં જ નહિ, અને દારૂનો છાંટો તો ચાખવા મળે જ ક્યાંથી ?

એથી ગોરાસાહેબની નોકરી મળતાં નાથીયો કોઇ સ્વર્ગમાં વિહાર કરવા લાગ્યો.

હવે નીત નીત એને સાહેબના ઘરમાંથી પીરસાઇને બચેલું સારૂં સારૂં ખાવાનું મળતું, અને છાની છાની ચોરી કરીને બે ત્રણ પ્યાલી વ્હીસકી પણ ચડાવી લેતો. અને પછી મોડીરાતે, લથડીયા ખાતો ખાતો ઘેર આવતો. કેટલીક વાર કસ્તુરી સાથે દારૂના નશામાં તોફાન કરતો, મારઝુડ કરતો, અને ગાળોની રમઝટ બોલાવતો.

આ બધું અસહ્ય હતું. નાથીયાનું ઘર માંડીને કસ્તુરી સુખી થઇ નહોતી એ સ્પષ્ટ હતું. મને મને એ યાદ કરતી રસુલને. બધી જાતની છૂટછાટ. એનો પ્રેમ, એની વેદના, એનો આદર, જાણે તેના આ નંદવાયેલા જીવનને એના પ્રતિ આકર્ષતા, ખેંચતા હતા. નાથીયાનું ઘર માંડીને એણે પરમ શાંતિના, સુખના, જે મનોરથો, કિલ્લાઓ બાંધ્યા હતા એ બધા રેતીમાં બાંધેલા મહેલ જેમ પવનના એક જ સપાટાથી ઉડી ગયા.

આ ઘર જાણે એને ખાવા દોડતું હતું. આખો દિવસ આળસુની જેમ બેસી રહેવાનું. નાથીયાની માર્ગદર્શના કર્યા કરવાનું, અને છેવટે મોડી રાતે જ્યારે એ ગોરાસાહેબના ઘેરથી કંઇ બચેલું, અજીઠું,

ટુકડા બુકડા લઈ આવતો, એ ખાઈને સૂઈ રહેવાનું. અને કોઈ કોઈવાર એની લાતો, તમાચા, અને ગાળો ખાવાનું.

આ કરતાં તો હૈદ્રાબાદમાં એની મા સાથે દાતણ કાપી કાપીને અને ચીભડા વેંચીને ગલી ગલીમાં એ ફરતી, એ બધું સુખપ્રદ, સંતોષજનક એને લાગ્યું.

ત્યાં નહોતું અપમાન, તિરસ્કાર, લાતો, મ્હેણાં, સ્વાશ્રયી જીવનની એક પરમ આલોચના! કોઈ વેળા દાતણ જ્યારે જંગલમાંથી ! મળતાં ત્યારે માંગી ભીખને બન્ને પેટ ભરી લેતાં. પણ એ ભીખવામાં જીવનનો મધુર આનંદ છૂપાયેલો હતો. ત્યારે જગત એમનું ઘર હતું. અને ભીખ એમનો નિર્વાહ હતો. ત્યારે કંઈ એ આમ ઘરમાંડીને બેઠી નહોતી. ત્યારે નહોતું કોઈ પતિનું શાસન, હુકમો, મારઝુડ!

હૈદ્રાબાદ ફરીવાર ચાલ્યા જવાનું એને ગમતું હતું, પણ મા સાથે નહિ, એની કલ્પના માત્રથી પણ એ કંપિત થઈ ઉઠતી હતી, અને અંતરમાં ઉઠતો'તો થડકારો.

ત્રીજો મહિનો એમ જ નીકળી ગયો. પંદર રૂપિયા નાથીયાને પગાર મળતો, એમાંથી માંડ અડધા પૈસા એ કસ્તુરીના હાથમાં મૂકતો. બાકીના જતા દારૂમાં.

પણ આ અણધારી મળેલી નોકરી વધુ વખત ચાલી નહિ. ગોરા સાહેબની શિકાર પાર્ટીએ ડેરા તંબુ ઉઠાવી લીધા, અને એ નોકો નાથીયાનું શેષ, મનોરમ સ્વપ્ન ભાંગીને ચાલ્યાં ગયા. નોકરી મલાસ થયા પછી નાથીયાનું જીવન બની ગયું એક દુઃખપૂર્ણ ગાથા જેવું. નોકરી નહોતી ત્યારે એ જંગલમાંથી દાતણ લાવીને આ નાનકડા ગામમાંથી પોતાનો અને કસ્તુરીનો જીવન નિર્વાહ કરી લેતો. કોઈ કોઈવાર માંગી ભીખીને પેટનો ખાડો પૂરી લેતો. ત્યારે નહોતી

દારૂની લત, માત્ર દસ બાર બીડીયો જોઈતી, અને એ તો મિત્રો પાસેથી મળી રહેતી.

પણ શિકારપાર્ટીના પ્રસ્થાન પછી એના જીવનમાં અંધારૂં ફરી વળ્યું. કોઈએ દીવાનો આલોક દેખાડી પુનઃ ઘુંઘટ આડે સંતાડી દીધો. ગોરા સાહેબના ભાણામાંથી બહાર કાઢેલા એઠા ટુકડા હવે મળતાં નહિ. વ્હીસકીની ત્રણ ચાર પ્યાલીઓ છૂપી રીતે ચોરીને પી લેતો એ પણ બંધ થઈ હતી. પગાર બંધ થયો એથી એ નાસીપાસ થઈ ગયો. દાતણ કાપવા જવાનું હવે એને ગમતું નહિ, શું કરવું એ હવે એને સુઝતું નહોતું. એક ફાટેલું ગોદડું પાથરીને ઢોર જેમ એ ઘરમાં પડ્યો રહેતો. કસ્તુરીને એ વધુ બોલાવતો પણ નહિ.

કસ્તુરીથી આ પ્રકારનું જીવન સહ્ય થાય એમ નહોતું. કેટલાક દિવસ સુધી તો એ એકલી અંધારામાં ગામની શેરીઓમાં રખડી રખડીને ભીખ માંગી આવતી, અને નાથીયાને પથારીમાંથી જગાડીને ખવડાવતી. કોઈ વાર ભીખ ન મળતી ત્યારે એ બન્ને સ્ત્રી–પુરૂષ ભુખ્યા પેટે એમજ રાત કાઢી નાખતા. જીવનમાં અજવાળું લઈ આવવા ઘણાં ઘણાં પ્રયત્નો એણે કરી જોયા, પણ ચારે દિશાએથી અંધારૂં આવી આવીને એના નાનકડા ઘરને ભરી દેતું હતું. આમને આમ નાથીયા સાથે હવે વધુ દિવસ નિર્ગમન થઈ શકે એમ નહોતા. એ એને ખૂબ સમજાવતી. કોઈ વાર લડી પડતી, અને કમજોર સ્વામીની લાતો પણ ખાઈ લેતી. છતાં મૌનની મૂર્તિ જેમ એને છાયીને એ પડી રહેતી.

અંતરતલે એક જ ભાવના સંગ્રહી એ બેઠી હતી. જેવું તેવું આ એનું ઘર હતું. એને પતિ હતો, ચારિત્ર્ય હતું, આબરૂ હતી, વાઘરી કોમમાં થોડી ઘણી પ્રતિષ્ઠા પણ હવે જામી હતી. આ બધું છોડીને નાસી જવાનું, એની મા સાથે હૈદ્રાબાદ ચાલ્યા જવાનું મન

એને ઘણીવાર થઈ આવતું, પણ એનાથી એ ડરતી હતી. મા તો હતી કીચડના મેલા ખાબોચીયા જેવી. કલંકિત, દુષ્ટ, ઘેર ઘેર પુત્રીનું યૌવનધન વેંચીને મોજશોખ કરવામાં માનનારી.

હૈદ્રાબાદમાં પસાર કરેલા જીવનના એ કઠિન, અમીત દિવસોને ફરી ફરીવાર આજ એ યાદ કરવા બેઠી. કેટકેટલાએ એને ચુંથી હતી, અપમાની હતી, તિરસ્કારી હતી. એક વેસ્યાથી પણ હલકી શ્રેણીમાં ત્યારે એ મૂકાઈ ગઈ હતી.

અને એ બધું કોના પ્રતાપે? કોણે એને ધકેલી હતી એ સમયે એ નર્કકુંડમાં, જ્યાંથી શુદ્ધિનો, પ્રકાશનો માર્ગ બહુ જ દૂર દૂર હતો? એની મા રૂડકીએ. અને હવે ફરીવાર એવી દુઃખપ્રાય સ્થિતિમાં મૂકાવું એને જરાયે ગમતું નહોતું.

છતાં એ અહિં એકલી, બેઠી બેઠી કરે પણ શું? દાતણ વેંચનારા વાઘરીઓ પણ આ નાના ગામમાં ખૂબ વધી પડયા હતા. એ બધું થયું હતું ભૂખમરાથી. નદીમાં પૂર આવવાથી ચીભડાનો પાક બધો તણાઈ ગયો હતો. એથી આજીવિકા હવે માત્ર અવલંબી રહી હતી દાતણના વેંચાણ ઉપર, અને ભીખ ઉપર. લગભગ ઘણા-ખરા વાઘરીઓએ એની જાણે મોનોપોલી લઈ લીધી હતી.

દુઃખકથા હવે કોઇને કહેવાય એમ રહી નહોતી. નાથીયામાં જાગ્રતિ આવે, અને એ કંઈ કામધંધે ચડે એની સર્વ આશા સળગી ગઈ હતી. ત્યારે એક દિન પ્રભાતકાળે કસ્તુરીએ ફરીવાર માના ઘરમાં પગ મૂકયો. વિતકકથા બધી એને કહી સંભળાવી. હસીને માએ કહ્યુંઃ

"ચાલો હૈદ્રાબાદ! ત્યાં બધું મળશે. ધંધો, પૈસા, ચાપાણી, મોજશોખ!"

દુઃખિત સ્વરે કસ્તુરી બોલીઃ "આવું મા, પણ એક શરતે. મને શરીર વેચવાનું કહીશ માં!"

"કહું તો દેવીનો ગનો કરૂં." મા ગંભિર ભાવે બોલી.

× × × ×

એ સંધ્યાએ જ્યારે કસ્તુરી ઘેર પાછી વળી ત્યારે નાથીયો હજુ સુતો પડયો હતો. દારૂ નહોતો મળતો એથી પગ એના તૂટતા હતા અને આંખે અંધારાં આવતાં હતાં. કસ્તુરીએ એને જોયો અને અંતર એનું દ્રવિ ઊઠયું. ગમે તેમ એ એનો પતિ હતો. એના ઓછાયે જીવનની બધી વેદના એ ભૂલી જતી. એના કંઠે આશ્લેષ લઈ એ બોલીઃ "નાથીયા હું હૈદ્રાબાદ જાઉં ?"

અર્ધ મીંચેલી આંખો ઉઘાડી એ બોલ્યો.

"ત્યાંથી મારા સારું શું મોકલીશ ?"

"વ્હીસકી, નવા નવા કપડા, મોજડી, બધુંયે. મહિના દિ' પછી ધંધો કંઈક ઠીક ચાલશે એટલે તને બોલાવી લઈશ."

"સારું, જા." કહી પુનઃ એણે આંખો મીંચી દીધી અને એ વ્હીસ્કીના સ્વપ્નમાં પડયો.

× × ×

બીજે દિવસે લુગડાની બે ગાંસડીઓ બાંધીને મા દીકરી ટીકીટ કપાવી ટ્રેઈનમાં બેઠાં. ટ્રેઈન ઉપડી અને કસ્તુરીને નાથીયો યાદ આવ્યો. નયનો અશ્રુજલથી ભરાઈ ગયાં, માએ એ દૃશ્ય જોયું અને એ આડું જોઈ ગઈ.

દીર્ઘ પ્રવાસના માર્ગે પરિત્યજિત નાથીયાનું શ્યામ છતાં દયાપૂર્ણ, યાચનાપૂર્ણ, મોઢું ફરી ફરી વાર એને યાદ આવવા લાગ્યું, અને આંખોમાંથી અશ્રુજલ જાણે ગંગાપ્રવાહ જેમ વહેવા લાગ્યાં.

હૈદ્રાબાદ સ્ટેશન આવ્યું ત્યારે જ એ કંઈક શાંત બની. વેદના-રંગી સ્મૃતિઓને પાછળ મૂકી હવે એ વિસ્મૃતિના અંચલામાં છૂપાઈ

જવા આવી હતી. ગરિબાઈ, દુઃખ, ક્લેશ, બધું ટાળવા અહિં એ આજીવિકાનું યુદ્ધ કરવા આવી હતી, એ વિચારે એ કોઈ ગૌરવમૂર્તિ જેમ ચાલવા લાગી.

શહેરના છેક છેવાડાના ગરીબ લતામાં નાનકડી ઓરડી લઈ મા દીકરીએ ફરી વાર ધંધો શરૂ કર્યો. જંગલમાંથી દાતણ કાપી કાપીને હૈદ્રાબાદની ગલી કુંચીઓમાં રખડવાનું શરૂ કર્યું. હવે તો રસ્તાઓ બધા ચિરપરિચિત જેવા લાગતા હતા. માણસો પણ આ ખૂબ નીંદાયેલી, ગવાયેલી મા દીકરીને ઓળખતા થયા હતા. ગાડીવાળાઓ, સીનેમાની જાહેરાતની ગાડીઓ ખેંચતા મકરાણીના નવયુવાન છોકરાઓ, ચેવડાવાળાઓ તેમજ ગંડેરીવાળાઓ કસ્તુરી જ્યારે થોડા માસ પહેલાં મોટર ડ્રાઈવર રસુલ સાથે નાસી ગઈ હતી, ત્યારે અવનવી ચર્ચાઓએ, સમસ્ત શહેરના આ મોવાલી અને દાદાગીર લોકોએ વેગ આપ્યો હતો. કસ્તુરીનો ભગાડ કેસ પણ અહિંની જ કોર્ટમાં ચાલ્યો હતો, અને પેપરોએ એ મા દીકરીને, પાપાચારની આ શ્રાપિત મૂર્તિઓને, અનેક અસત્ય હકીકતોથી, માનવતાહિન, પ્રચારલક્ષિ એઠવાડથી ખરડીને જનતા સમક્ષ મૂકી દીધી હતી.

દાતણ વેચીને નિર્વાહ ચલાવી શકવાનું જ્યારે અશક્ય લાગ્યું ત્યારે બન્ને મા દીકરીએ ચરબીમિશ્રિત ઘીના ડબા માથા ઉપર ઉંચકીને ઘી વેચવાનું શરૂ કર્યું. પણ હૈદ્રાબાદના સિંધી ભાયડાઓ આ ધંધામાં એમને ફાવવા દે એમ નહોતા. પેઢાનુપેઢી એ લોકો જ એ ધંધો હાથ કરી બેસી ગયા હતા, એથી મા દીકરી એમાંથી કંઈ ઉપાર્જિત કરી શકે એમ નહોતું.

છેવટે ઘી વેચવાનું બંધ કરી લીધો મધનો ધંધો. એ માટે બન્નેને જાહન્વિ સિંધુના કાંઠે કાંઠે પથરાયેલી વનશ્રીનો આશ્રય લેવો પડ્યો. સવારમાં નાના હોડકામાં મા દીકરી બેસીને સિંધુના કાંઠે કાંઠે

દૂર સુધી જતાં અને મધ્યાન્હે થોડું ઘણું મધ એકઠું કરી ઘરપ્રતિ પાછાં વળતાં.

કસ્તુરીને આ પ્રકારનું જીવન ગમતું હતું. માછીમાર લોકોની નાની હોડીમાં સુદૂર સિંધુના તટે તટે, જલોર્મિના પ્રવાહિ ગાને ગાને, મા સાથે વિહરવાનું એને ગમતું.

પણ આ ધંધો વધુ સમય ચાલ્યો નહિ. છેવટે રૂડકી હતાશ થઈ ગઈ. અવિરત શ્રમ કરી કરીને થોડું ઘણું દ્રવ્ય બન્ને મા દીકરીએ મેળવ્યું હતું, પણ શહેરના મોટા મોટા ખર્ચાઓમાં, ચા પાણીમાં, હોટલના નાસ્તાઓમાં, એ લોકોની કમાણી અદશ્ય થઈ જતી. વધુમાં નાથીયાનો એક કાગળ પણ આવ્યો હતો, રૂડકી ઉપર. લખ્યું હતું નાથીયાએ કે એણે બીજું લગ્ન એક પૈસાદાર વાઘરીની છોકરી મણી સાથે કરી લીધું હતું; એથી કસ્તુરી સાથે છૂટા છેડા સમજવા.

નાથીયાએ લોહીના સંબંધના છેડા કાપી નાંખ્યા એ ખબર સાંભળીને કસ્તુરીના જીવનમાં અંધારું ફરી વળ્યું. નાથીયા માટે એ ઓળઘોળ થઈ જવા તૈયાર હતી, પણ નાથીયાને એની કંઈ કિંમત ન લાગી. દીવો હોલવાઈ જતાં કોણ એને પ્રકાશ આપશે ? કોણ હતું એનું આ અખીલ જગમાં જે એના પ્રેમભર્યા હૃદયનો મર્મસંદેશો નિરાંતે સાંભળે ? એકલી બેસીને એ વિચારતી હતી.

રસુલ એને યાદ આવ્યો. એવું ઘર માંડી એક વખત એ બેઠી હતી, એ મુસલમાન હતો છતાં એને દેવતા હતો. એણે જ તો તેના કંઠમાં નવકુસુમિત પ્રણયની માલા નાખી એને પૂજી હતી, આવકારી હતી, એના સ્રીત્વને ગૌરવપદે સ્થાપી સન્માની હતી. એ જડ, અસંસ્કારી હતો.

ને એથી શું ? પ્રેમ અ શ્રદ્ધા એનામાં હતાં, અને વધુમાં એ

કમાતો હતો. નાથીયા જેમ આળસુ થઈ પડ્યો રહેતો નહોતો, ન તો ભીખ માગતો હતો, હજુ એ જ લીમડાના ઝાડ નીચે જાહેર રસ્તા ઉપર, પેલેસ સીનેમાની સામે એની મોરીશકાર લઇને એ ઉભો રહેતો હતો, નીત્યનો એજ કાર્યક્રમ. એકવાર એ એને મળી ચૂકી પણ હતી, અને પોતાનું દુઃખ ગાઈ આવી હતી, પણ એ બહુજ ખાનગીથી, રૂડકીની દૃષ્ટિ ચોરાવીને.

દિનપરદિન કમાણીની વધતી જતી ચિંતાથી રૂડકી પણ કંટાળી ગઈ હતી. જૂના એના મિત્રો, ગાડીવાળાઓ, મોટર ડ્રાઈવરો, મોવાલીઓ, દાદાગીરો, ધીમે ધીમે એના પડખે ચડવા લાગ્યા હતા, અને કસ્તુરીનું નવયૌવનથી ઉઘડતું, સુંદર, નવપ્રફુલ્લિત શરીર એમને સોંપી દેવા સમજાવતા હતા. બદલામાં એને મળતા હતા અખૂટ પૈસા, મોજશોખ, નવા નવા વસ્ત્રાલંકારો, અને ઇચ્છિત વસ્તુઓ.

રૂડકી અંતે પીગળી ગઈ. કસ્તુરીનું હવે હતું પણ કોણ ? નાથીયાએ એને ત્યજી દીધી હતી. ગૃહભંગ વિધવા સ્ત્રી જેવું જીવન એનું હતું, અકાળે યૌવન એનું કરમાતું હતું, જેમાં રૂડકીએ ફરીવાર જોઈ સમૃદ્ધિની, અખૂટ પૈસાટકાની આશા !

એક દિન સંધ્યાવેળાયે દીવો ઘરમાં સળગાવીને મા દીકરી જ્યારે માંગીભીખીને થોડું મેળવેલું અન્ન આરોગવા બેઠા, ત્યારે ધીમે સ્વરે રૂડકીએ વાત છેડી. “ ગઈ કાલે પેલો સિંધી વાણીયો વેણુસીમલ અચાનક ભેટી ગયો હતો.’ સાશ્ચાર્ય કસ્તુરીએ માના મોઢા સામે તાકીને પૂછ્યુંઃ “ કયો વાણીયો ? ”

“ પેલો નળ બજારમાં પકોડીની દુકાન માંડીને બેઠો છે તે. ખબર છે એક રાત તું એની ઓરડીએ કાઢી આવી’તી. મને કહ્યું, “ કસ્તુરી ક્યાં ? ” હું બોલી ઘેર છે, કંઇ કામ પડયું છે ? ”

એણે કહ્યું " હા, આજ રાતે મારી ઓરડીએ મોકલજે." અને મારા હાથમાં પાંચ રૂપિયાની નોટ મૂકીને ચાલતો થયો.

" તેં એને શું જવાબ આપ્યો મા ? " ધડકતી છાતીએ કસ્તુરી બોલી. ઉત્તરમાં રૂડકી કશુંયે બોલી નહિ. પોલકામાંથી પાંચ રૂપિયાની નોટ કાઢી કસ્તુરીના પગ આગળ મૂકી દીધી અને બોલી " એ તારા છે. સંભાળી લે. રાતે નવ વાગ્યે વેણુસીમલની ઓરડીએ જવાનું છે."

ખાવાનું પડતું મૂકી કસ્તુરી સરોષ મા સામે મીટ માંડી જોઈ રહી. પછી ઉગ્ર થઈ બોલી: " નાથીયા કનેથી મને ઉપાડીને લેઇ આવી ત્યારે શું બોલી હતી યાદ છે ? તારું શરીર વેચવાનું કહું તો દેવીનો ગુનો કરૂં. "

" એવા સોગનમાં હું માનતી નથી. " કહી મા પાણી પીને ઉભી થઈ ગઇ, અને બોલી: " નવાં કપડાં પહેરી લે. પેલું ઘરચોળું પહેરજે, આંખમાં સુરમો આંજવાનું, અને કપાળમાં ટીલડી કરવાનું ભૂલતી માં, ઉતાવળ કર, બિચારો ક્યારનો તારી વાટ જોતો હશે. "

માના એ શબ્દો સાંભળીને કસ્તુરીના અંતરમાં થડકારો થયો. અંતરમાં બેઠેલી પરમશુચિતા સ્ત્રી હાહાકાર કરી જાગી ઉઠી. ' ના, ના, ના, તારાથી એવું કામ નહિ થાય. તું શરીર બીજાને નહિ વેચી શકે એમ જાણે એ બોલતી હતી.

આંખોમાં અશ્રુજલ ગુંથી, માના પગે પડી એ બોલી: "આજની રાત નહિ મા, કાલ રાતે હું જરૂર જઈશ. "

અશ્રુપૂર્ણ એના મોઢા તરફ જોઇને રૂડકી કંપાઇ ગઈ. શિકાર શિકારીના શરણે આવ્યો હતો, એનું ઘવાયેલું સ્ત્રીત્વ કેવું ઋજુતાપૂર્ણ યાચનાભર્યું લાગતું હતું ? થોડીક્ષણ વિચાર કરી એ બોલી: " ભલે, કાલે વાત. આજ હું એને સમજાવી લઇશ. કહી એ કમાડ ઉઘાડી બહાર ચાલી ગઈ.

માના પ્રસ્થાન પછી કસ્તુરી કોઇ ઉંડા વિચારમાં ગરકાવ થઈ

ગઇ. સ્ત્રીત્વ એનું જાગ્રત થઇ પોકારતું હતું એ પાપાચાર હવે નહિ થાય. ઘરે ઘરે, શરીર હવે ચુંથાવા દેવું નથી. એને પેલી પણ્ય સ્ત્રીઓ યાદ આવી જેઓ આત્માને કચડીને શરીર બીજાને વેચી રહી હતી. એ સ્ત્રીઓને નહોતું જીવન, નહોતી કોઈ કામના, માત્ર પેટ ભરવા માટે, જીંદગીની રહીસહી દોરી ટૂંકી કરવા માટે એ આતું દૂરાચારી, માનવતાહિન, જીવન જીવી રહી હતી. ફરીવાર એને રસુલ યાદ આવ્યો. એ જાણે એને આવકારતો હતો. આ પાપાચારમાંથી, આ અંધકાર-ભર્યાં, ગંદવાડભર્યાં, ખાબોચીયામાંથી એને ઉગારી લેવા અને દૂર સુદૂર, લઇ જવા એ એને કહી રહ્યો હતો " કસ્તુરી તું ચાલી આવ, ચાલી આવ. "

ઝટપટ ઘરચોળું એણે કપડાની ગાંસડીમાંથી કાઢીને પહેરી લીધું, કપાળમાં કરી લીધી સુંદર બીંદી. નવો અતલસનો કમખો, અને વાદળી ચણીયો પહેરી જ્યારે અરીસામાં એણે પોતાનું મોઢું જોયું ત્યારે એ શરમાઈ ગઇ. અંતર એનું માનીની સ્ત્રી જેમ ગર્વથી ફૂલી ઉઠ્યું, અને એ અરવપદે ઘરમાંથી બહાર નીકળી ગઈ. જઇને પહોંચી પેલા લીંમડાના ઝાડ નીચે જ્યાં રસુલ એની મોરીસકાર પાસે કોઇ સહેલાણી ગ્રાહકની રાહ જોઇને ઉભો હતો. ધીમે ધીમે એની સામે જઈ એ ઉભી રહી બોલી: " ફરીવાર તારૂં ઘર માંડવા આવી છું રસુલ ! મોટર ચાલુ કર, આપણે અહિંથી નાસી જવું પડશે. "

સાશ્ચાર્ય રસુલ એની રૂપમૂર્તિ પ્રેમીકાને ઘડીભર રસભર્યાં નયને નીરખી રહ્યો, પછી બોલ્યો: " સાચું કહે છે કસ્તુરી. "

" હા. " કસ્તુરી મૃદુ સ્વરે બોલી.

રસુલે મોટરનું બારણું ઉઘાડયું, અને હળવેથી કસ્તુરીને ફુલ જેમ ઉંચકીને એમાં મૂકી દીધી. પછી હેન્ડલ મારી મશીન ચાલુ કરી, મોટરને હૈદ્રાબાદના સરીયામ રસ્તા ઉપર વેગપૂર્વક વ્હેતી મૂકી.

# દેવતા

**નંદલાલને** પરણાવ્યા પછી એની વિધવા ભાભી પામી ગઇ હતી કે ગૃહરાણી સાથે એનો જરાયે મેળ મળતો નહોતો. કારણ શું હતું એ કાંઇ સમજી શકાતું નહોતું. દિવસે દિવસે અનુગ્રહનું અંતર વધતું જતું હતું, અને એને લાગતું હતું કે જે ત્રુટિ પડી હતી એ કદિયે સાંધી શકાશે નહિ.

બે વર્ષ પહેલાં જ લગ્ન એના કરાવ્યા હતા. એની ભાભીએ વહુને સારી રીતે જોઇ હતી. બહુ શ્યામવર્ણી પણ નહોતી. રૂપ હતું, ઠસ્સો હતો. માયરામાં વહુ જ્યારે વરસાથે લગ્નગ્રંથીથી જોડાઇને ઉભી હતી ત્યારે એની કલ્પનામાં પણ નહોતું કે જોડાએડ પગલાં માંડતાં આ વરવધુ લગ્ન પછી એક બીજાથી અવળી દિશામાં ચાલવા માંડશે.

હા, એક અયોગ્યતા સાવિત્રીમાં હતી. બહુ ભણેલી નહોતી. શિક્ષણ હતું ગુજરાતી માંડ ચાર ચોપડી સુધીનું. નવયુગની સ્ત્રીની પ્રતિભા એનામાં નહોતી. મોર્ડન ફેશન અને રંગરાગથી એ વંચીત હતા, પતિને એ ગણતી હતી દેવતા, એના પગમાં દાસી જેમ પડ્યા રહેવાનું એને પસંદ હતું, સત્યવાનની સાવિત્રી એની આદર્શ સ્ત્રી-પ્રતિમા હતી.

અજોગ ઉભો થયો હતો લગ્નની પ્રથમ રાત્રિ પછીથી. બીજા દિવસની ઉઘડતી સવારે જ વિધવા ભાભી બધું પામી ગઇ હતી, આનંદનું વાતાવરણ બદલાઈ ગયું હતું, વરવધુની ઐક્ય પામેલી હૃદય-વિણાએ આનંદમિલનનું, રસવાળું, ધન્ય ગાન જ્યાં ગાવું જોઇએ ત્યાં ઉઠતા હતા વિસંવાદી સૂરો. જોગહિન, તાલહિન.

એ પ્રભાતે ભાભીએ છાનાંછાનાં દીયરના શયનખંડમાં પ્રવેશ કર્યો હતો. જૂદી જૂદી બે પથારીઓ પાથરેલી પડી હતી. મંદારપુલની માલા જે વરવધુના હસ્તમિલાપ સમયે ગોર મહારાજે બન્નેના કંઠમાં પહેરાવી હતી. એ ચીમળાઈ ગયેલી, સુગંધવિહિન સ્થિતિમાં બન્નેની પૃથક્ પથારીઓમાં પડી હતી. સુખડના તેલનો પ્રદીપ રાત્રે જે શયન-ખંડમાં પોતે મૂકી આવી હતી એ એમજ સ્થિતપ્રજ્ઞ જેમ સવાર સુધી બળતો હતો, એ બુઝાવવાની બેમાંથી એકેયે મહેનત લીધી નહોતી.

બે વર્ષ પહેલાંના એ મધુર દિવસો એને યાદ આવવા લાગ્યા જ્યારે એ પણ લગ્નગ્રંથીથી જોડાઈ આ ઘરમાં નવવધુ વેશે આવી હતી.

પતિના ચરણકમલમાં એનો સારો સંસાર આવીને વસ્યો હતો. ત્યાં તો અચાનક એના સ્વામી મૃત્યુ પામ્યા, કરકંકણ જ્યારે એના ફુટી ગયા ત્યારે હજુ એને પચ્ચીસમી વસંત હેઠી હતી. નવયૌવન, આકાંક્ષાઓ, સ્વપ્નો, બધુંયે એને હતું. છતાં એ બધું હડસેલી મૂકી એ મૌનના નેપથ્યમાં બેસી ગઈ. શ્રદ્ધાનું કોડિયું સળગાવી ત્યારપછી એ નંદલાલ, એના દીયર તરફ જોઈ રહી હતી. મનમાં એને હતું કે કુંટુંબની ડુબતી કીસ્તીને એ બચાવશે. એ માટે એને પરણાવ્યો. એના અંતરમાં એવી આશા હતી કે ઘરને એ નૂતન સંસારીઓ મંદિર જેવું પવિત્ર બનાવી દેશે, અને એમાં એ બન્ને પ્રેમ અને સત્ય એકરૂપે, એક પ્રાણે, એક સાધનાએ ધરી દેશે.

પણ પરિણામ ઉલ્ટુ આવ્યું હતું એમ એ જાણી ગઈ હતી. નંદલાલ અને સાવિત્રીના જોગહિન, સંતોષહિન લગ્ને લાવી મૂકી હતી એકલી કરૂણ વેદના.

કોઈવાર જ્યારે એ દીયરના નિષ્ફળ લગ્નજીવનનો વિચાર કરતી ત્યારે અંતરઉંડાણેથી વરવધુની જન્મોત્રી, ગ્રહ, વર્ષફળ વગેરે જોઈ આપનાર ગોરમહારાજને શ્રાપોથી નવાજતી. પરમ એષણા હવે એની એકજ હતી કે નંદલાલનું શુષ્ક રસહિન જીવન ફરીવાર નવપલ્લવિત થાય, એ બન્નેમાં સુમેળ બધાય તો એ શાંતીથી જીવન પૂરૂં કરી શકે. પણ એ બનવું કેટલું કઠિન, અશક્ય હતું ? બે વર્ષના સમય પછી પણ એણે જોયું તો અંતર હજુ એટલું જ પડ્યું હતું.

ગૃહનું વાતાવરણ શાંત રાખવા, એમાં જરાયે મલિનતા ન પ્રવેશી જવા પામે એવી દેખરેખ રાખવા એ નિરંતર બનતા પ્રયત્નો કરતી હતી.

નંદલાલ અને સાવિત્રી બીજાથી ડરી ડરીને, ક્ષોભિત થઈને ચાલતા હતા એ એના ધ્યાન બહાર નહોતું. એથી જ્યારે ઓફીસેથી નંદલાલ ઘેર આવતો કે તરત જ ભાભી એની તહેનાતમાં હાજર થઈ જતી.

નંદલાલ માટે સવારના ઉઠીને સ્નાનજલ એ જ તૈયાર કરી આપતી. કામીનીયા હેર ઓઈલની એણે ખરીદેલી બાટલી, કાશ્મીરી સેન્ડલ સોપ, જર્મની દંતીયો, બ્રશ, વગેરે બરાબર એની નિર્યુક્ત જગ્યાએ છે કે નહિ એની જાતે દેખરેખ રાખતી, અને કશી જાતની ત્રુટિ કે વિપદા ઉભી ન થાય એનું ધ્યાન આપતી. માતાના મૃત્યુ પછી નંદલાલને ક્યારેય એમ લાગ્યું નહોતું કે એની માતાનું વાત્સલ્ય, પ્રેમ, અને લાગણી એ સંસારમાંથી ખોઈ બેઠો હતો. ભાભીમાં નિત્ય એના દર્શન એને મળતા હતા.

બાકીનું બધું કામકાજ સાવિત્રી કરતી. વાસણ માંજવાનું, કચરો મ્યુનીસીપાલીટીના ડબામાં નાખી આવવાનું, પતિનો શયનખંડ સ્વચ્છ અને સુગંધિલ રાખવાનું, બારીના પડદા અવારનવાર ધોઈને બદલવાનું, ટેબલ ઉપર પુસ્તકો વ્યવસ્થિત કરી શ્રેણીબદ્ધ ગોઠવવાનું, અને છેવટે ટીપોઈ ઉપર ફુલદાનીમાં ફુલગુચ્છો મૂકવાનું.

પતિની દૃષ્ટિથી હંમેશા દૂર રહેવા એ પ્રયત્ન કરતી. ગૃહના કામ-કાજ પછી જ્યારે એ એકલી પડતી ત્યારે એના અલાયદા ખંડમાં જઈ એના શાલીગ્રામની મૂર્તિ પાસે પૂજામાં બેસી જતી.

એના જીવનમાં હવે રહી માત્ર પૂજા. ભર્તાએ અવગણી હતી, ત્યજી હતી, તિરસ્કારી હતી, છતાં એ હિંમત હારી નહોતી, પતિથી દૂર દૂર એ નાસતી ફરતી હતી, છતાં કોઈવાર એની અમીદૃષ્ટિ પામ-વાનું, મધુરૂં સ્મિત પામવાનું સદ્ભાગ્ય એને જરૂર મળશે એ શ્રદ્ધા એણે ગુમાવી નહોતી.

પતિને એના માટે ઘૃણા હતી એ સત્ય હતું. શા માટે એ આમ હડધૂત થતી હતી એ ધ્યાન બહાર નહોતું. કોઈવાર રવિવારે મધ્યાહ્ન સમયે એના પતિનો મિત્ર શશિન એને મળવા આવતો ત્યારે કમાડ આડે ઉભી રહી એ બન્ને મિત્રોની ચર્ચા સાંભળતી.

કેટલીકવાર એ ચર્ચા નારીજીવન વિષે થતી. એના સ્વામીના મુખેથી અનેકવાર એણે શશિનને કહેતા સાંભળ્યું હતું: "શશિન, હું સ્ત્રીને સ્ત્રીરૂપે જોવા માગું છું. ગૌરવ અને પ્રતિભાની મૂર્તિ! પુરૂષના જીવનમાં આવી જ સ્ત્રી ઉઘાડ લાવી શકશે નહિ કે ઢીંગલી, જે માત્ર પુરૂષની પગચંપી કર્યા કરે. પુરૂષ હસાવે તો હસે, અને રડાવે તો રડયા કરે. સ્ત્રી માટે મારી કલ્પના છે ઈન્ટેલીજેન્શીયા વર્ગની.

જે એના બુદ્ધિચાતુર્ય, અને સ્વમાનના તેજથી એકલી, અખંડિત ઉભી હોય ”

આવું આવું સાંભળતી ત્યારે સાવિત્રી અંતર ઉંડાણે એક પ્રકારની વેદના અનુભવતી. પણ એ માત્ર થોડી જ વાર. સ્વામી જ્યારે એને દૂર ધકકેલતા હતા, ત્યારે એના નજીક આવવાની એની છાની ભક્તિ, શ્રદ્ધા, નિત નિત વધ્યે જતી; હૃદયમંદિરમાં એ દેવતાની મૂર્તિ પધરાવીને બેઠી હતી, અને હૃદયની બધી નિર્મલતાનો, ભાવનાનો પવિત્ર અર્ઘ્ય નિરંતર એને ચડાવતી હતી. દેવ પાષાણુના હતા એથી શું ? શ્રદ્ધા એને હતી કે પૂજારિણીની પૂજા વ્યર્થ જવાની નથી. કોઈવાર દેવતાની આંખો ઉઘડશે, ત્યારે અંધકારે આલોક પ્રગટશે, અત્યારે તો રૂપમાં ડૂબકી મારીને એ અરૂપને પકડવા મથતી હતી.

પણ આમને આમ વધુ વખત ચાલ્યું નહિ. કચારામાં પડી ગયેલા છોડને માળી જ્યારે દૂર ફેંકી દે છે ત્યારે પૂર્ણ પરીક્ષક દૃષ્ટિથી એ જોતો નથી કે એ છોડમાં નવવિકાસના અંશો રહેલા છે કે નહિ. આમ જ કર્યું હતું નંદલાલે. સાવિત્રીને એણે દૂર ફેંકી દીધી હતી. કોઈપણ દિવસ એણે વિચાર્યું નહોતું કે એનામાં નવજીવનના અંશો રહેલા હતા કે નહિ ? એના પગમાં એ ભક્તિભીની રજ બની ચોટવા પ્રયત્ન કરતી હતી. અંતરમાં માત્ર જે એકજ મૂર્તિનું ધ્યાનધરીને બેઠી હતી જેને એણે અંતરના ઉચ્ચમાં ઉચ્ચ પવિત્ર આસને બેસાડી હતી.

ભાભીની એક ન્હાની બ્હેન સાધનાએ નંદલાલના વિષાદ ભરપુર જીવનનાટકમાં પ્રવેશ કર્યો. એના દીયર માટે આ માર્ગ શોધવાની પરમ એષણા ભાભીની જ હતી. એણે જ આમ થવા દીધું હતું. કૅાલેજમાં એ તાજેતરમાં જ ગઈ હતી; એફ. એ.ના કલાસમાં.

સુંદર ગૌર મોઢું, વય હતું પ્રાયઃ સત્તર અઢારનું. સુડોલ શરીર લતા. છેલ્લામાં છેલ્લી ઢબથી વસ્ત્રો એ પહેરતી. સાડીનો છેડો પીઠ

ઉપર ઉડતો રાખી જ્યારે તે ચાલતી ત્યારે લાગતી કૃષ્ણચુડાની નવ-પુષ્પિત ડાળી સમી. એટલી ચંચલ, નવજીવનભર !

ધીરે ધીરે નંદલાલને એનું આકર્ષણ લાગવા માંડયું હતું. ડોલતી ગતિએ કોઈવાર જ્યારે એ એના શયનખંડમાં આવતી ત્યારે એની કલ્પનાની પેલી શેકસ્પીયર અને બર્નાડ શૉના નાટકોમાં વાંચેલી કોઈ સ્ત્રી પ્રત્યક્ષ થતી હોય એવું એને લાગતું. મધુર મધુર હસવાની એની ટેવ, લીપસ્ટીકથી રંગેલા હોઠ, અને ચીબુક, જાણે ભાવ ઘેરા લાગતા. રોમાન્સ ભરપુર કલાસીકયુગની એ નારી પ્રતિભા હતી. કવિ કાલીદાસની શકુનીલા, અને માલવિકાથી પર, જેને નહતા કોઈ બંધન, કોઈ નિયમ, કોઈ અંતરાય કે અવરોધ.

ખૂદ ભાભીએ જ એના માટે ક્ષેત્ર તૈયાર કર્યું હતું. કોઈ એને અટકાવી શકે એમ નહોતું. નંદલાલના અંતરમાં જે સ્થાન ખાલી પડયું હતું એ સ્થાન મેળવવા એ યોગ્ય અધિકારીણિ હતી એમ ભાભીને લાગતું હતું.

સાધનાનો માર્ગ સરળ કરવા માટે ભાભી હવે બહુ ચીવટ રાખતી હતી. સવારના ચાય બનાવવાનું, રસોઈ બનાવવાનું, તેમજ એને માફક આવે અને રૂચીકર થઈ પડે તેવી ખાદ્ય સામગ્રી તૈયાર કરવાનું બધું કામ અત્યાર સુધી જે પોતે કરી રહી હતી એ સાધનાને સોંપ્યું.

પહેલાં એ સવારની ચા નોકર સાથે દીયરના ખંડમાં પહોંચાડતી. હવે ખૂદ એ સ્વયં એનો કપ ઉપાડીને નંદલાલના ખંડમાં પ્રવેશતી. ચા બાજુની ટીપૉઈ ઉપર મૂકી મૃદુસ્વરે એ કહેતી: " સાધના ચા બહુ સ્વાદિષ્ટ બનાવે છે હો. હું પણ એની આગળ હારી જાઉં. કેમ તમારો શું મત છે ? "

એક બાજુ મુખ ફેરવી ધીમું ધીમું હસી નંદલાલ કહેતો "હા હા, મને પણ એમજ લાગે છે."

મધ્યાહ્નને ભોજન વેળાયે એ સ્વયં દીયરની થાળી પીરસતી, અને પછી પંખો હાથમાં લઈ એની બાજુમાં સાદડી ઉપર બેસતી. અનેક પ્રશંસાગાન એ સાધનાના કરતી. એની ઉચ્ચ બુદ્ધિમતા, કૉલેજમાં એની પ્રતિભા, સંસ્કારી સોસાયટીમાં એની પ્રતિષ્ઠા, અને પ્રોફેસરો અને લેકચરરોનો એના માટેનો અજોડ અભિપ્રાય, વગેરે વગેરે ઉપર એ લાંબા વિવેચનો કર્યા કરતી. રસોડામાં લપાઈને બેઠી બેઠી સાધના આ બધા સ્તુતિગાન સાંભળતી ત્યારે અત્યંત લજ્જિત થઈ મોઢું એક બાજુ ફેરવી લેતી. કોઈ કોઈવાર એ સાધનાની રસોઈ કલાની પ્રવિણતા ઉપર ઉતરી પડતી ત્યારે કહેતી "રાંધણકલાનો ઉંડો અભ્યાસ સાધનાએ ન્હાનપણમાં જ કરેલો. કોલેજનો અભ્યાસ જોકે એમાં અંતરાય નાખે છે છતાં એના કામકાજમાં જરાયે ક્ષતિ દેખાતી નથી. તમેજ કહો આજના જેવું બટાટાનું શાક તમે કયારેય મારા હાથેથી પામી શકયા છો ?"

ઉત્તરમાં નંદલાલ કહેતો "થોડું વધુ શાક લાવો તો ભાભી !"

\+ \+ \+ \+

ભાભી જે માછલી પકડવાની જાળ નાખીને બેઠી હતી એથી નંદલાલ જરાયે અજ્ઞાત નહોતો. જ્યારે જ્યારે અવકાશ મળતો ત્યારે ભાભી કોઈ આનંદ ઘેરી વાદળી જેમ એના પાસે દોડી આવતી અને એની ન્હાની બ્હેન સાધનાની ગૂણપૂજા અનેક વિધીએ, અનેકગણી રીતે કરતી. કોઈવાર અકથ્ય લાગણી અનુભવી એ કહેતી "સાધનામાં હું જે નૂતન દર્શન કરું છું, એવું મેં કયારેય જોયું નથી. જુઓ છો .ને એ કેટલી ચંચલ, કેટલી ઉત્સાહઘેલી છે! અને વહુ બિચારી !

મને લાગે છે કે એના પીયર ઘેર જઈને એને કોઇ સ્કુલમાં આ બધુ શીખવું પડશે, આ વાતચીત કરવાનું, રાંધવાનું, કપડાં પહેરવાનું વગેરે.”

ઉત્તરમાં નંદલાલ કંઈ ન બોલતો. સાધના પ્રતિ એના ઉરતંતુ કંઈક ખેંચાણા હતા પણ એના સ્નેહને વ્યક્ત કરવા જેટલી, એના તરફ પૂર્ણપણે ઢળી જવા જેટલી હિંમત એનામાં નહોતી. એની સ્ત્રી સાવિત્રી કોઈ મૌનની મૂર્તિ જેમ નિરંતર એ પ્રેમપડદા આડે ઉભી હતી. આંખો હતી એની ઉજ્જલ ઋજુતાપૂર્ણ, અંતરમાં પૂજાનું કોડિયું સળગાવીને બેઠી હતી. એની ભક્તિપરાયણતાથી નંદલાલ અજાણ નહોતો. કેટલીકવાર એ માત્ર આ બધી પતિપૂજાને એક પ્રકારની હીપોક્રસી, દંભ, લાગણીવેડા માનતો. તો કેટલીકવાર હૃદયતલે એ વેદના અનુભવતો, એને થતું કે એક છાનું અંધારા ખુણામાં પડેલું હૃદય એના ચરણનો મધુરધ્વનિ સાંભળવા, હંમેશા દિનરાત યૌવનના જાગ માંડીને બેઠું છે, અને છતાં એ હૃદય તરફ એ નિષ્ઠુર, પાષાણ જેમ પીઠ ફેરવીને બેઠો હતો.

સાધના એને ગમતી હતી. એના સૌંદર્ય તરફ એકીટશે જોઈ રહેવામાં, પવનમાં ઉડતા એની સાડીના સોનેરી છેડાનો મર્મધ્વનિ સાંભળવામાં જાણે એક પ્રકારની ચંચલતા અનુભવતો. કોઈવાર જ્યારે એ ભાભીની ગેરહાજરીમાં એને ચા આપવા આવતી.

ત્યારે એના વસ્ત્રોમાંથી ફોરતી સેન્ટની સુગંધથી તે કોઈ સ્વપ્નભૂમિમાં ડુબી જતો. થોડા ઘણા શબ્દોની જે આપ-લે એ સમયે બન્ને વચ્ચે થતી અને પછી એ સ્હેજ ભય, લજ્જામિશ્રિત લાગણીથી કંપતી ત્યાંથી ચાલી જતી ત્યારે નંદલાલને થતું કે થોડી ઘણી વાત-ચીત વધારે થઈ શકી હોત ! જાણે એની સાથે કલ્લાકો સુધી વાતચીત કર્યા કરી હોત તો કેટલો આનંદ થાત !

\+ + + +

એ દિવસો હતા પુરૂષોત્તમ માસના. ઓફીસના સાહેબ યુરોપના પ્રવાસે ગયેલ હોવાથી નંદલાલના માથે કામકાજનો પ્રચંડ બોજો ખડકાઈ ગયો હતો. કાગળીયામાંથી જાણે એ નવરો જ થતો નહોતો. દિવસ રાત કામ ખેંચી ખેંચીને એ બહુ અશકત બની ગયો હતો. અને છેવટે મેલેરીયાએ એના દુર્બલ દેહ ઉપર એક સામટો હલ્લો કર્યો. એ પટકાઈ પડયો. ઓફીસે જવાનું બંધ થયું હતું. એણે આશ્રય લીધો એના શયનખંડમાં. ભાભીએ બબ્બે વાર ડોકટરને વીઝીટે આવવાનું કહ્યું હતું, અને ગૃહનું વાતાવરણ બહુ ગમગીન અને શોકપૂર્ણ બની ગયું હતું. માંદગીના એ દિવસો દરમ્યાન નંદલાલની સેવામાં માત્ર બેજ વ્યક્તિ હાજર રહેતી હતી. ભાભી અને સાધના. સાવિત્રીને નંદલાલના એ શયનખંડમાંથી દૂર રખાઈ હતી. ભાભીનો એ હૂકમ હતો, છતાં ચોરી છૂપીથી કોઈવાર એ બારીમાંથી અંદર બીછાને પડેલા પતિનું મુખ દર્શન કરી લેતી. એ દર્શન પામી કૃતકૃત્યતા અનુભવતી. કોઈવાર ભાભી કંઈ કામકાજ પ્રસંગે બહાર જતી ત્યારે એ તકનો લાભ લઈ સાવિત્રી પાછળની બારીમાંથી ડોકિયું કરી જોતી તો સાધના એના પતિના ઓશીકા પાસે બેઠી બેઠી પંખાથી એને પવન નાખતી હોય, અથવા એના વાળની કપોલ પ્રદેશ ઉપર પથરાયેલી લટો એની કોમલ આંગળીઓથી ઠીક કરી રહી હોય.

અંતરતલે ત્યારે એ પારાવાર વેદના અનુભવતી. જાણે એનું જીવનધન, એની રહીસહી થોડીક મૂડી, એની પાસેથી કોઈ ધીમે ધીમે ખુંચવી લેતું હોય, એ જાગ્રત હોય છતાં જાણે કંઈ બોલી શકતી નહોય, અને મુંગી મુંગી મરી જવા સર્જાઇ હોય એવું એને લાગતું.

થોડા દિવસ પછી જ્યારે નંદલાલને કંઈક ઠીક થયું ત્યારે ભાભીએ નાટકના સૂત્રધારનું બધું કામકાજ સોંપી દીધું સાધનાને. નાટય પ્રવેશ બદલાઈ ગયો. હવેથી સાધના જ નિરંતર એની સાનિધ્યમાં રહ્યા કરતી.

એને સવારની કોફી પીવડાવવાનું, ત્યાર પછી ડોકટરના આદેશ અનુસાર ગરમ પાણીથી એના પગ ધોઈ આપવાનું, ત્રણ કલાકે દવાના ડોઝ આપવાનું, અને છેક મોડીરાત સુધી એની પાસે બેસીને કોઈ અંગ્રેજી નવલકથા વાંચવાનું.

ધીમે ધીમે પણ નંદલાલ પામી ગયો હતો કે સાધના એના પ્રેમપીંજરમાં પંખીને પૂરવા આ બધા પ્રયત્નો કરી રહી હતી.

અધિક માસના એ છેલ્લા દિવસોમાં વર્ષાની ઝડીઓ પડવા લાગી હતી. વરસાદ બંધ થતોજ નહોતો, રાત અને દિવસ અવરિત, અશ્રમિત, જાણે એ વરસતો જ હતો. વર્ષાઘેરી એક ઘનરાતે બત્તીના ઝાંખા પ્રકાશમાં નંદલાલે જોયું તો સામેની બારીના કાચમાંથી કોઈનું મોઢું સ્પષ્ટ દેખાતું હતું. એ સાવિત્રી હતી. એ મેઘઘેરી રાતે બહાર વરંડામાં વર્ષા જ્યારે કોઈ વિરહિણી કામીની જેમ ચોધાર અશ્રુજલ વરસાવી રહી હતી ત્યારે સાવિત્રીની આંખોમાં અશ્રુ હતા છલાછલ. નંદલાલે એ દ્રસ્ય જોયું. એના અંતરમાં એક થડકારો થયો, કોઈ અકથ્ય વેદનામાં એ ડુબો ગયો.

બીજે દિવસે સવારમાં જ સાવિત્રી ન્યુમોનિયામાં ઘેરાઈ ને પડી હતી. અચાનક એની આ માંદગીનું કારણ કોઈ જાણતું નહોતું. જાણતો હતો માત્ર નંદલાલ. ભાભીએ દવાદારૂ થોડા દિવસ એના કરી જોયા. આરામ જરાયે નહોતો. દિનરાત એ તરફડીયાં મારતી હતી, અને અનેક વાતો એકલી એકલી બિછાને પડી પડી કરતી હતી.

કોઈપણ એની વાતો સાંભળવા નવરૂં નહોતું. ભાભી કોઈ કોઈવાર આવીને ડોકિયું કરી જતી અને નિર્માલ્યભાવે હસીને કહેતી “તાવ ઉતરી જશે વહુ, ડરે છે શા માટે? બહુ અવાજ ન કરતી. બાજુમાં તારા પતિની શાન્તિમાં ખલલ પડશે.” અને વેગથી ચાલી

જતી. એક દિવસ તાવના ઘેનમાં સાવિત્રી બોલીઃ " મને મારા પતિના ચરણમાં લઈ જાઓ, લઈ જાઓ." ઉત્તરમાં ભાભીએ ધીમા ગંભીર અવાજે કહ્યું: " ત્યાં જવાની જરૂર નથી વહુ, તું અહિંજ રહે. એ તારૂં મોઢું જોવા નથી માંગતા."

એ શબ્દોએ સાવિત્રીના હૃદયમાં વજ્રઘાત કર્યો. ફરી વાર એ રૂદિત કંઠે બોલીઃ " કંઇ નહિ, મને મારા પીયેર પહોંચાડી દ્યો. ત્યાં હું શાંતીથી મરીશ."

\+ \+ \+ \+

નંદલાલની સંમતી લઈ બીજે દિને પ્રાતઃકાલે ભાભીએ વહુને પીયર ઘરે વિદાય કરવાની તૈયારી કરવા માંડી. નોકરને એક ગાડું ભાડે કરી લાવવા મોકલ્યો હતો એ ગાડું લઇને આવી પહોંચ્યો હતો. વહુના નિર્બલ, ધતુરાના ફુલ જેવા ફીક્કા દેહને એ ગાડામાં ભાભીએ ધીમેથી ગોઠવી દીધો, સાથે આપ્યો એક ટ્રંક અને બીસ્રો, અને ગાડું બાજુના એક નાના ગામડાના રસ્તે રવાના થયું. એજ રસ્તેથી બે વર્ષ પહેલાં સાવિત્રી આવાજ એક ગાડામાં બેસીને નૂતન વહુરાણી બનીને નંદલાલનું ઘર શણગારવા આવી હતી. અનેક માણસો ત્યારે એને તેડવા આવ્યા હતા. વિદાય ટાણે કોઇ પણ આજ એને મૂકવા આવ્યું નહોતું.

વહુની સ્વગૃહે વિદાય પછી ભાભીને કંઇક શાંતી મળી. સાધનાની પ્રતિસ્પર્ધિની જેવી જે દિનરાત માર્ગમાં કંટક જેમ પથરાયેલી પડી હતી એ દૂર થઈ હતી. માર્ગ બન્યો હતો હવે સરલ, કુસુમ વેરાયેલો.

સાધના હવે ગમે તેમ સ્વેચ્છાપૂર્વક વર્તી શકતી હતી. મર્યાદાના, ભયના, બંધનો તૂટી જતાં દ્વાર હવે ખુલ્લા થઇ ગયા હતા. કોઇ હવે એને એ દ્વારમાં અટકાવી શકે એમ નહોતું. કોઇ છાની છાની બારીઓમાંથી હવે એની ચેષ્ટાઓ કે દીર્ઘ વાર્તાલાપો સાંભળી શકે એમ નહોતું. એ હતી હવે મૂક્ત, સ્વૈર વિહારિણી.

દિવસના કે રાતના કોઈપણ સમયે એ બિમાર નંદલાલ પાસે જઈ શકતી. એના અંતરનો એક ખૂણો મેળવવા જે આટલી તપશ્ચર્યા, આટલી ભક્તિ આરાધના કરી રહી હતી એનું નંદલાલને ભાન હતું. ભાભીએજ એની અંતર્ગત ભાવના, મહેચ્છા, પરિપૂર્ણ કરવા સાધનાની આ બધી છૂટછાટ, આ બધી સ્વચ્છંદતાને વેગ આપ્યો હતો. મને મને એ વિચારતી હતી સાધનાનું સુખ. આ શૂન્ય ઘરમાં એવું સ્થાન જે મેળવે એ ધન્ય થઈ જશે. આ ઐશ્વર્ય, અને સમૃદ્ધની હક્કદાર બનશે. જીવનની પારાવારતામાં ભાભી આ એકજ જીજ્ઞાસાએ જીવી રહી હતી.

નિત નિત નૂતન અલંકારો, નવા નવા મોહના આયુધો સજી સાધના નંદલાલને હરાવવા મથતી હતી. હવેથી એ સ્વયંભોજન સામગ્રી તૈયાર કરીને નંદલાલને જમાડતી હતી, અને પંખાથી એને વાયુ. ઢોળી કોઈ અનેરા સ્નેહથી ઢોળાઇ જતી હતી. કેટલીક વાર રાત્રે જ્યારે નંદલાલને માથામાં દર્દ થતું ત્યારે ઓરીએન્ટલ બામની ડબી કાઢી એના કપોલ ઉપર એ બામ ઘસતી, ત્યારે એની કોમલ કરાંગુલીઓના સ્પર્શથી નંદલાલ એક પ્રકારની રસના અનુભવતો, યૌવન અને સૌંદર્યના એક સામટા હલ્લાએ રસની ઘેલછા લગાડી હતી. પાવિત્ર્યનું, સંસ્કારનું જે જાગરણ કોઇ વેળા સાવિત્રીની દરમ્યાનગીરીથી આવી જતું એ એની ગેરહાજરીથી ધીમે ધીમે અદૃસ્ય થતું જતું હતું. એને લાગતું હતું કે એ હવે સાધના સામે પરાજયનું નિષ્ફળ યુદ્ધ લડી રહ્યો હતો.

થોડી થોડી માંદગી પણ એની હટવા લાગી હતી, મોઢા ઉપર લાલ સુરખી દેખાવા લાગી હતી, ડોકટરની દવા ચાલુ હતી, છતાં એ હજુસુધી બિછાનામાંથી ઉઠી બહાર ફરવા જતો નહોતો. સાધના એક દિવસ એને દૂર સુધી સમુદ્રકાંઠે ફરવા લઈ ગઇ, અને પછી તો એ

પરંપરિત ચાલ્યું. જાણે એ સમુદ્ર પર્યટન નિત્યનો કાર્યક્રમ હોય એવું બની ગયું. દિવસના મલિન પ્રકાશમાં એ બન્ને ફરવા જતા, અને છેક સંધ્યા ટાણે, ઘરના પ્રદીપ સળગવા લાગે ત્યારે પાછા ફરતા. સાધના સાથેના નિત્યના આ સહચારે, આ રસપરિચયે, એના વ્યથિત ચિત્તને વિહ્વલ બનાવી મૂકયું હતું. કોઈ વેળા સંધ્યાના સુવર્ણરંગી પ્રકાશમાં દરીયાની ભીની રેતીમાં બેઠા બેઠા બન્ને જ્યારે કોઈ ચર્ચામાં ઉતરી પડયા હોય, ત્યારે નંદલાલ અચાનક મૌન બની, સાધનાના ગૌર, નવરંગી આભાથી પ્રદિપ્ત થયેલા મુખારવિંદને તૃષાતુર નયનોએ જોઈ રહેતો. એની આંખો કોઈ અકથ્ય ભાવ પામવા સામેની આંખોમાં ક્ષણવાર ડૂબી જતી ત્યારે સાધના શરમાઈને દ્રષ્ટિ નીચી ઢાળી દેતી. મુખ ઉપર ત્યારે દેખાતો લજ્જાનો શેરડો. બંન્ને મૃદુ મૃદુ હસી પડી ત્વરાથી ગૃહભણી પ્રસ્થાન કરી જતાં.

એકવાર રાત્રિની નીરવતામાં દીપક કને બેસીને સાધના જ્યારે કોઈ નવા લેખકનું તાજેતરમાં પ્રગટ થયેલું નાટક વાંચી રહી હતી ત્યારે પણ એવીજ કોઈ ગહન ભાવના ઘેરી વાદળીએ બન્નેને છાયી દીધા હતા. પ્રસંગ હતો શીવપાર્વતીનો. ઉમીયા કૌમારાવસ્થામાં નવગીરી ફુલ એકઠા કરી રહી હતી. શીવ એને શોધતા શોધતા આવ્યા અને પૂછ્યું: "કોના માટે તું આ કુસુમની છાબડી ભરી રહી છે ઉમા?" પાર્વતીએ કહ્યું: "તમારા પાદપંકજ પૂજવા માટે."

ત્યારે નાટકની ચોપડી બંધ કરીને એ ક્ષણભર ધ્યાનમુગ્ધ બનેલા નંદલાલ તરફ જોઈ રહી હતી. એકી ટશે, ભાવનારત, વેદના ભરપુર આંખોએ, જાણે એ સ્વયં ઉમીયા હોય, અને એના ચંદ્રમૌલિશ્વર માટે શ્રદ્ધા અને ભાવનાના ફુલ હ્રદયની છાબડીમાં ભેગા કરી એના ચરણપંકજમાં ચડાવી દેવા ઉત્સુક આતુર હોય એવી એ જણાતી હતી.

ધ્યાનભંગ થઈ નંદલાલે ત્યારે એને પૂછેલું "એમ એકીટશે મારા સામે કેમ જોઈ રહી છે સાધના ?"

"કંઈ નહિ, કંઈ નહિ, મને નિદ્રા આવે છે" કહી એ શરમીંદી બની ત્યાંથી લથડતે પગલે પોતાના સુવાના ઓરડામાં ચાલી જતી.

થોડા દિવસ ચાલ્યા ગયા પછી એક સવારે નંદલાલ જ્યારે એના ઓરડામાં બેઠો બેઠો કોઈ વિચારશ્રેણીમાં ગુંચાઈ ગયો હતો, ત્યારે ભાભીએ અરવપદે ત્યાં પ્રવેશ કર્યો.

એ મૃદુ કંઠે બોલીઃ "આ ઘરમાં પગ મૂક્યા પછી કંઈપણ તમારા પાસેથી માંગ્યું નથી. એક યાચના છે."

ગંભીરભાવે નંદલાલે કહ્યું: "શું છે ભાભી ?" "મારી બ્હેન સાધનાને તમારા ચરણમાં જગ્યા આપો" કહી એ મૌન રહી.

સાધનાની સુંદર, લાલિત્યપૂર્ણ છબી એની કલ્પનામાં આવીને ઉભી. સાવિત્રી એની પાસે ક્યાંય ઝાંખી, કૃશ, સંસ્કારહિન લાગી. થોડીવાર વિચાર કરી એ બોલ્યોઃ "મને ખાસ કંઈ વાંધો નથી."

પ્રસન્નતાપૂર્વક ઉચ્ચારાયેલા દીયરના એ શબ્દોથી ભાભીનું હૃદય અકથ્ય આનંદથી નાચી ઉઠ્યું. આજ શબ્દો માટે એ આજ લગી જીવી રહી હતી. હવે કદાચ મૃત્યુ આવે તો એ એની સંગાથે ચાલી જાય.

સાવિત્રીને ભર્તાએ અવગણી દૂર હડસેલી હતી. લાયકાત પણ એની કંઈ નહોતી. સંસ્કારે, વિદ્યાએ, સૌંદર્યે અપૂર્ણ, એ નંદલાલના જીવનને કદિયે ઉજાળી શકે એમ નહોતી. એની બ્હેન સાધના જ એ માટે યોગ્ય હતી. એ સંપૂર્ણ હતી. જીવનના ચેતન અને ઉલ્લાસથી છલોછલ ! એના પગલે પગલે ચાલતી હતી નવજીવનની ભાવના.

પીયરથેર ચાલ્યા ગયા પછી સાવિત્રીની નાની બ્હેન કુંદનના ત્રણચાર પત્રો નંદલાલ ઉપર આવ્યા હતા. ભાભીએ એને વિસ્મૃતિના અંધકારમાં છૂપાવી દીધા હતા. એ પત્રોમાંથી સાવિત્રીના જીવનની બુઝાતી દીવડીનો શેષપ્રકાશ મળતો હતો. એ બચે એમ નહોતી. માંદગી વધતી જતી હતી. દિવસે દિવસે પતિગૃહે ફરીવાર એ આવી શકે એવી આશા બહુ ઓછી હતી. ભાભીનો એજ પરમ સંતોષ, પરમ આનંદ હતો. પુલકિત થઈ એ સાધનાના લગ્નની તૈયારીમાં પડી હતી. નવી ફેશનના વસ્ત્રો શીવડાવવાના હતા. નવા આભુષણો તૈયાર કરવાના હતા. ઉપરાંત લગ્નમાં કોઈ મુશ્કેલી કે અંતરાય ન આવી પડે એનું એ બરાબર ધ્યાન રાખતી હતી.

માત્ર થોડા જ દિવસ નંદલાલની એ દ્વિતીય લગ્નગાંઠને બાકી રહ્યા હતા. એ માટે ખાસ એને ઉત્સાહ હોય એવું કંઈ લાગતું નહોતું. છતાં એ લગ્ન માટે એ તૈયાર નહોતો એવું ક્યાંયે એ દેખાવા દેતો નહિ. કોઈ એને ખેંચી રહ્યું હતું, આ નવજીવનમાં પ્રવેશ કરાવવા. એ હતી ભાભી.

માબાપના અવસાન પછી મોટા ભાઈએ જ એને ઉછેરીને મોટો કર્યો હતો. બી. એ. સુધી ભણાવ્યો હતો, અને એમના સ્ત્રી-વિહિન ઘરમાં ભાભીને જ્યારે સ્થાન મળ્યું, ત્યારથી આજ સુધી એ ભાભી જ એની દેખરેખ રાખતી હતી. એના નિર્ણય મુજબ એ દોરાતો હતો, અંધકારમાં કે પ્રકાશમાં, એની ચિંતા કદી એણે કરી નહોતી.

ભાભીની કોમલ લાગણીઓ દુભાવવાનું કે એણે નક્કી કરેલા માર્ગમાંથી બીજો રસ્તો કાઢવાનું એના માટે દુષ્કર, અનિવાર્ય હતું.

વધુમાં સાધના પણ એને ગમતી હતી. જીવનમાં જે અપૂર્ણતા

હતી એ સાધનાના નવપ્રવેશથી પૂરાઈ જશે એવી એને શ્રદ્ધા હતી. એ એને પૂજતી હતી, એની પાછળ પાછળ બ્હાવરી બની ફરતી હતી. એની સેવા સાધનામાં જાણે એ ડૂબી ગઈ હતી. છતાં સાવિત્રીની નિષ્કામ ભક્તિભાવના એની પાસે નહોતી. આ નવા લગ્ન સંબંધ હતી સ્વાર્થની દુર્ગંધ ! સાધનના ગરીબ માતા પિતાને આર્થીક મદદ કરી એનું ઘર ભરી દેવાની.

નંદલાલ એ બધું પામી ગયો હતો. સાવિત્રીના પીયર પ્રયાણ પછી માંદગી વેળાયે એ કોઈ કોઈવાર કલાન્ત, અસ્વસ્થ જોવામાં આવતો. સાવિત્રીની પવિત્ર નિર્દોષ મૂર્તિ દષ્ટિ સમક્ષ ખડી થતી, પણ એ કંઈ કરી શકે એમ નહોતો.

ખૂદ ભાભી જ એ માટે અવગ્રહ કરી રહી હતી. એથી જ તો એની માંદગી વેળાયે એને દૂર હડસેલી કાઢી હતી. કદિ સાનિધ્યમાં આવવા પણ એને દીધી નહોતી. અને છેવટે જ્યારે એ પીયર ચાલી ગઈ ત્યારેજ ભાભીની મનોકામના સિદ્ધિના સિંહાસને ચડી વિજયધ્વજ ફરકાવવા લાગી.

ટાઈફોડમાંથી ઉઠ્યા પછી એકવાર ભાભીને એણે પૂછેલું: “ મારી માંદગી દરમ્યાન સાવિત્રીના પીયરથી કંઈ સમાચાર આવ્યા હતા ? ” ઉત્તરમાં ભાભીએ કહેલું: “ હા, એક પત્ર આવ્યો હતો. લખ્યું હતું એ બચે એમ નથી. ”

એ શબ્દોએ એને ગ્લાનીથી ભરી દીધો હતો. અંતરે જે દીપક બની મલિનમાં પ્રકાશ ધરતી હતી એ દીવો તો બેઠો હતો હોલાવા. કોણ એની બુઝાતી જ્યોત આડે પ્રેમનો પાલવ ધરે એમ હતું ? કોણ જઈને એના ભગ્ન ખંડેરમાં નવ રચનાનો, નવ ચેતનાનો પ્રાણ પૂરે એમ હતું ?

સાધના સાથે લગ્નગ્રંથીથી જોડાઈ જવાને દિવસ માત્ર બે જ બાકી રહ્યા હતા. ભાભી એ અનુપમ અવસરને પહોંચી વળવા તડામાર તૈયારીમાં પડી હતી. ઘરબહાર એક મોટો શમીયાણો ઉભો કર્યો હતો. અને શરણાઈ વાળાઓએ બે દિવસ અગાઉથી જ મિલન ગીતના સુરો છેડવા માંડ્યા હતા. આ બધી ધાંધલ વચ્ચે, લગ્નના આ બેસૂર કોલાહલ વચ્ચે બેસીને નંદલાલ ત્યજિતા સાવિત્રીનું સ્મરણ કરી રહ્યો હતો. પોતાના શયનખંડમાં જઈ એ સાવિત્રીની નાની બ્હેનને પત્ર લખવા બેઠો. લખ્યું: " સાવિત્રીને હોય એવી હાલતમાં મોકલાવી આપો. " પત્ર એક નોકર સાથે સાવિત્રીના પીયરઘેર રવાના કર્યો.

ચિત્ત આજ અસ્વસ્થ થઈ ડોલી ઉઠ્યું હતું. અંતરની બંધ પડેલી વીણા આજ વાગવા લાગી હતી; મધુર મધુર રવે.

ઉઠીને એ સાધનાના ખંડમાં ગયો. એ ત્યાં નહોતી. એની સખીઓને લગ્ન પત્રિકાઓ આપવા ગઈ હશે કદાચ, બારી પાસે થોડી વાર બેઠો. દૂર દૂરથી ઠંડી પવન લહરીઓ આવી આવીને એને અભિનન્દતિ હતી. કપોલે ગાલે, સારા દેહમાં જાણે કોઈ સુરખી ઉડતી હતી. સામે પડેલા અરીસામાં પોતાનું મોઢું જોઈ એ શરમાઈ ગયો. અકથિત મધુર વેદનાના કોઈ નવ સંચારે એને ભરી દીધો. જાગરણ ફરી પાછું આવતું હતું ક્રમે ક્રમે. અંતર ઉઘડતું જતું હતું, કમલની શત શત પાંખડીઓ જેમ.

અજવાળું ધીમે ધીમે અદસ્ય થતું જતું હતું. શરણાઈ વાળાઓ ગૃહદ્વારમાંથી ચાલ્યા ગયા હતા. કોલાહલ શમી ગયો હતો. એ સમયે, સંધ્યાના અવસાન ટાણે, દિવસના શેષ ગાન સાથે, કોઈ વૈષ્ણવ ભિખારીનું કોઈ મધુર ગીત એક રસ થઈ ઢોળાઈ જતું હતું, એકતારા સાથે.

ગીત હતું રાધાકૃષ્ણના પ્રેમ અભિસારનું. મધુરભાવે એ ગાતો

હતો કૃષ્ણ વિરહથી વ્યાકુલ થઈ રાધા ગોકુલથી મથુરા, અને મથુરાથી ગોકુલમાં એના પદચિન્હ ઢુંઢતી હતી. એનું દર્શન કરવા પૂજારિણી ભાવે હૃદયગોખલે પ્રદીપ જલાવી એ વૃંદાવને ગઈ. ખબર મળ્યા કે કૃષ્ણ એક મંદિરમાં દ્વાર બંધ કરીને બેઠા હતા. કમાડ ઠોકી એણે સકરૂણ, અનુકંપિત સ્વરે કહ્યું: " દ્વાર ખોલો ખોલો, ભગવાન ! "

નંદલાલ એ ગીત શ્રવણ કરી રહ્યો હતો. એકતારો ધીમે ધીમે બજતો બંધ થયો. ગીત પુરૂં થયું હતું, વૈષ્ણવ ભિખારી દ્વાર પાસેથી ભિક્ષા લીધા વિના ચાલ્યો ગયો હતો. એને તો મળ્યું હતું માત્ર ગીત. નંદલાલને ગીત અને વેદના બન્ને મળ્યા. દ્વાર એના હૃદયના બંધ હતા. સાવિત્રી રાધારૂપે એને ઠોકી ઠોકીને કહી રહી હતી " દ્વાર ખોલો, ખોલો, ખોલો. " હંમેશા કમાડ એ ઠોકી ઠોકીને ચાલી જતી હતી નિરાશ વદને.

આજ રાધાકૃષ્ણના એ પ્રેમગીતે એને જગાડી દીધો. સાવિત્રીનો આર્જવતાભર્યો સ્પષ્ટ અવાજ આજ એ સાંભળતો હતો. દ્વાર એના હૃદય મંદિરના ઉઘડી ગયા હતા. રાધા વિના મંદિર શૂન્ય હતું.

કંઈ એને ગમતું નહોતું. દીલ બહેલાવવા કોઈ ચોપડી આમ તેમ એ ખોળવા લાગ્યો. કબાટમાંથી હાથમાં આવ્યો સાધનાનો પોર્ટ-ફોલીઓ. ખોલીને એ જોવા બેઠો. કેટલાક સુંદર આલેખનો, લેન્ડ-સ્કેપના ફોટાઓ, વગેરે એ જોતો ગયો. છેવટે હાથમાં આવ્યા ચાર પાંચ પત્રો. કવર ઉઘાડીને એક પછી એક વાંચવા લાગ્યો. અક્ષરો લાગ્યા અપરિચિત. દરેક પત્રાંતે લખ્યું હતું. શ્રી ચરણે શતકોટી-વાર પ્રણામ. —કુંદન.

એ બધા પત્રો સાવિત્રીની નાની બ્હેન કુંદનના લખેલા હતા. બધા એને જ ઉદ્દેશીને લખેલા હતા. દરેક પત્રમાં એ સાવિત્રીની

ગંભીર માંદગીની બીના જણાવતી હતી. એક પત્રમાં લખ્યું હતું: "એ તમને જ ઝંખે છે. દિવસ અને રાત ઉંઘમાં અને સ્વપ્નમાં કહે છે, મને મારા દેવતા પાસે લઈ જાઓ. તમે ક્યારે આવશો ?" એક તાજા આવેલા પત્રમાં હતું: "હવે એને કંઇક આરામ છે, છતાં તમારા પાસે આવવાની ઝંખના વધુ ઉગ્ર બની છે. ગાડું મોકલો તો ત્યાં આવે."

ગાડું તો એણે ક્યારનુંયે મોકલી દીધું હતું; એના આવવાની માર્ગદર્શના એ કરી રહ્યો હતો. એ રાત્રે જ્યારે એ પથારીમાં સૂતો ત્યારે નિંદ્રા ન આવી. કંઈક ખખડાટ થતો અને એ જાગી જતો. જાણે સાવિત્રીનો પદધ્વનિ આજ એ જીવનના મૌનમાં સાંભળતો હતો.

સવારે જ્યારે ઉઠયો ત્યારે ભાભીએ ઘરનું વાતાવરણ લગ્ન-ગીતોથી ભરી દીધું હતું. મધુર કંઠે સ્ત્રીઓ ગીત ગાતી હતી આનંદનું, ઉત્સવનું, નવજીવનનું. નંદલાલને થયું, શું સાચેસાચ એ નૂતન લગ્ન-ગાંઠથી જોડાવા તૈયાર થયો હતો ? આ ઉત્સવ લીલા એને લાગ્યું એક નાટક, જેનો એ સૂત્રધાર હતો, દંભી, આડંબરી, માનવતા હિન. એવામાં ભાભી કંઈ કામ પ્રસંગે એના શયનખંડમાં પ્રવેશી.

"ભાભી !" એ મંદ સ્વરે બોલ્યો.

"સાવિત્રીની માંદગીના કંઈ સમાચાર આવ્યા છે ?"

"હું જાણુતી નથી." કહી એણે આગળ લંબાવ્યું.

"ઘરેણા અને અલંકારોનો થાળ હું તૈયાર કરવા બાજુના ખંડમાં જાઉં છું. તમે બહાર જરા ધ્યાન રાખજો." અને દ્રુત વેગે એ ત્યાંથી ચાલી ગઈ.

શયનખંડની બહાર એક ખુરશી નાખી એ બેઠો. ગૃહદ્વારમાં ઢોલી અને શરણાઈની સૂર જમાવટ જામી હતી, બાજુના ખંડમાંથી

મધુર ઘેરા, સ્ત્રીકંઠોનો સમૂહનાદ આવી આવી વાતાવરણમાં પથરાઈ જતો હતો. એવામાં દૂર એણે એક ગાડું જોયું, એમાંથી એક સ્ત્રી ઉતરી, ધીમે પગલે એ એની તરફ આવતી હતી, ધીમે ધીમે આવી એ ગૃહમાં પ્રવેશી અને તેની સન્મુખ આવીને ઉભી રહી. એની ક્ષિણ દેહલતા ઉપર સુંદર એક સાડી શોભતી હતી. આંખોમાં હતું મધુર તેજ, ઉજ્જવલ મુખારવિંદ! હાથમાં હતા થોડાક ફુલ, એ સાવિત્રી હતી.

નંદલાલના પગમાં પડી એણે ફુલ ત્યાં ધરાવી દીધા. પછી બોલી: "દેવતાના ચરણમાં આજ ફુલ ધરાવીને હું બેસી રહીશ. ઉઠાડશો ત્યારે જ ઉઠીશ."

સસ્મિત આનંદભાવે નંદલાલે એને બન્ને હાથે પકડી ઉભી કરી. કપોલ ઉપર એક ચુંબન ચોડી દીધું.

કોઈની સોનાની બંગડીઓનો અવાજ થયો. બન્નેએ પાછું વાળી જોયું તો ભાભી એક હાથમાં ઘરેણા લુગડાનો થાળ લઈ આવી રહી હતી. એને જોઈ બન્ને શરમાઈ ગયા.

"ભાભી."

નંદલાલે દુ:ખમિશ્રિત કંઠે નીચી દૃષ્ટિ ઢાળીને કહ્યું: "ઘરેણાનો થાળ પાછો લઈ જાઓ. મારે નથી પરણવું."

એ શબ્દોએથી ભાભી ઉપર વજ્ર પડયા જેટલો આઘાત થયો. એ ડઘાઈ ગઈ, સ્થંભિત થઇને ત્યાં જ ઉભી થઈ રહી.

# પરિગ્રહિતા

જોરજોરથી હલેસા મારીને ખલાસીઓ હોડીને કાંઠા ઉપર લાવી રહ્યા હતા. ધીમે ધીમે અજવાળું ઓછું થતું હતું. અંધકારનો અચલ ઓઢીને સંધ્યા જાણે શૂન્ય મૌનમાં પગલા માંડી રહી હતી.

કાંઠો દેખાયો કે તરતજ મધુસુદને ભીની ધરતી ઉપર પગ મૂક્યો. થોડે દૂર એક ગાડા ખેડુ ચલમમાં તમાકુ ભરીને દમ લગાવી રહ્યો હતો. મધુસુદનને તેણે જોયો કે ત્વરાથી ચલમ હેઠે મૂકી એણે બૂમ મારી: "માજીએ તમને લેવા મને મોકલ્યો છે. અંદરના ગાડામાં બેસી જાઓ બાબુજી. મણીપુર અંહિથી બહુ દુર નથી."

હાથમાં પકડેલી બેગને એણે ગાડામાં મૂકી દીધી, અને પરિશ્રમિત કાયાને અંદર લંબાવી એણે ગાડું ચલાવવાનો હૂકમ દીધો. અંદર પડ્યા પડ્યા અનેક વિચારશ્રેણીમાં એ ગુંચવાઈ ગયો. એને ચિરપરિચિત માર્ગ વચ્ચેથી અત્યારે એ પસાર થઈ રહ્યો હતો. હળવે હળવે એની વૃધ્ધ મા અને મોટી બહેન મૃદુલા એના સ્મૃતિચક્ષુ સમીપ આવીને ઉભા રહ્યા, અને એની નવયુવાન સ્ત્રી ગાયત્રી!

એ યાદ આવતાંજ જાણે તેના અંતરનું નેપથ્ય દ્વાર ઉઘાડીને અરવપદે કોઈ ચાલ્યું જતું ન હોય એવી વેદના એણે અનુભવી. એના કાજે તો એને અમદાવાદની 'અરવીંદ મીલ્સ' ના હેડકલાર્કની નોકરી છોડી અહિં સ્વગૃહે પાછું આવવું પડયું હતું, એના વિચારે એના રોમેરોમ પ્રકંપિત થઈ ઉઠતા હતા.

ત્રણ દિવસ પહેલાં એને માતાજી તરફથી તાર મળ્યો હતો. બાજુના ગામના કેટલાક ચમાર મુસલમાન ગુંડાઓએ અચાનક મણીપુર ઉપર હલ્લો કર્યો હતો, અને તેની સુંદર સ્વરૂપ સ્ત્રી ગાયત્રીને ઉઠાવી ગયા હતા.

કોણ એ ગુંડાઓ હશે, અને એનીજ કુલનારીને શા માટે ઉપાડી ગયા હશે? એ વિચારોએ એ ભ્રમિત બની ગયો. તાર મળ્યો હતો ત્રણ દિવસ પહેલાં. કદાચ એટલા સમયમાં કંઈ ખબર–પત્તો લાગ્યો પણ હોય? સરકારે કંઈ પગલાં ભરી એ લુંટારાઓને પકડી પાડયા પણ હોય! બધું અનિશ્ચિત હતું. એ કંઈજ જાણતો નહોતો કે શું થયું હતું? સત્ય માત્ર આટલું હતું કે એની ગાયત્રીને કોઈ ઉઠાવી ગયું હતું, એના સંસારમાંથી, એના ગૌરવભર્યા સ્થાનેથી કોઈ અજ્ઞાત, અગોચર ભૂમિમાં, શૂન્યમાં. જ્યાંથી કદાચ પાછી ફરે, અને એના શૂન્યઘરને પ્રકાશથી ભરી દયે એ લગભગ અસંભવિત, અનિશ્ચિત હતું.

છતાં શ્રદ્ધા હજુ એણે ખોઈ નહોતી. એ જ શ્રદ્ધાભરી દૃષ્ટિથી એ આકાશમાં નીરખી રહ્યો હતો. તારલા ધીમે ધીમે ડોકિયા કરતા હતા, અને રસ્તાની બન્ને બાજુ પથરાયેલા થોરના ફુલની સુગંધ ઉડી ઉડીને એના પ્રાણમાં ભરાઇ જતી હતી.

થોડીવાર પછી એનું ઘર દેખાયું, ગાડામાંથી નીચે ઉતરી એણે બેગ લઈ લીધી, અને ગૃહભણી પગલા માંડયા. કમાડ પાસે જઈ એ

વાર ઉભો રહ્યો. થોડા અવકાશમાંથી અંદર ડોકિયું કરી જોયું રીકેન ફાનસના ઝાંખા અજવાળે એની વૃદ્ધ મા માથે હાથ ઉંબરમાં બેઠી હતી. મોટીબ્હેન મૃદુલા હાથમાંના કોઈ પુસ્તકના અનમન્યસ્ક જેમ ઉથલાવતી હતી.

અંદર એ પ્રવેશ્યો કે તરતજ થોડો ખખડાટ થયો. વૃદ્ધ માએ જોયું અને એક આછું વંદનામિશ્રિત સ્મિત હોઠમાં આવીને ગયું, 'મધુસુદન !' કહી એ ત્યાંથી ઉભી થઇને દોડી અને બાઝી પડી. મૃદુલા પણ પુસ્તક પછાડી ઉભી થઇ ગઇ, અને ના હાથમાંથી બેગ લઇ લીધી. બોલી: "આવવામાં મોડું કેમ કર્યું ?"

મધુસુદન ઉત્તરમાં કંઇ બોલ્યો નહિ, મૌન થોડીવાર સમસ્તગૃહને રીને છાયો રહ્યું, દરમ્યાનમાં કુટુમ્બની આ ત્રણે વ્યક્તિઓ એક ઉપર ગોઠવાઇને બેસી ગઇ. વૃદ્ધ માના માથા ઉપર દુઃખનો પહાડ તૂટી પડ્યો હોય એવું એનું કરચલીવાળું, સકરૂણ, મોઢું હતું.

"ગાયત્રીનો કંઇ પત્તો ?" શરૂઆત મધુસુદને જ કરી. ઉત્તરમાં આંખોમાંથી અશ્રુજલ વ્હેવા લાગ્યા. મૃદુલા બોલી: "પત્તો કંઇ આજ ત્રણ દિવસ થયા અમને કંઇ સુઝતું નથી. ખાવાનું યે ું નથી. અહિંથી બે માઇલ દૂર પોલીસથાણે ખબર પહોંચાડ્યા પણ સરકાર તરફથી કંઇ સમાચાર નથી.

"સમાચાર કંઇ નથી ?" મધુસુદન રૂદ્ધ કંઠે બોલ્યો. આ યે જવાબ માએ આપ્યો, એ બોલી: "તરેહ તરેહની વાતો માં ઉડે છે, કોઇ કહે છે ગાયત્રીને એ લોકો ઉઠાવી ગયા છે. કહે છે ગાયત્રી રાજીખુશીથી એમની સાથે ચાલી ગઈ.

મા ! "સકરૂણ સ્વરે મધુસુદન બોલ્યો:" ગામ લોકોના મોઢે

તાળા નહિ દઇ શકાય. અપાપને એ લોકો પાપ કહેશે, અકલંકને કલંક કહેશે, પણ એ લોકો ગાયત્રીને નથી ઓળખતા. હું ઓળખું છું. ગાયત્રી, ગાયત્રી છે. અકલંકિત, પવિત્ર !"

રડતાં રડતાં માએ કહ્યુંઃ "ત્રણ ત્રણ દિવસ થવા આવ્યા છતાં કોઇ એનો પત્તો આપતું નથી. સરકારી પોલીસપાર્ટી લુંટારાઓને પકડવા ગઈ છે, પણ હજુ સુધી પાછી ફરી નથી. જાણુતી નથી અત્યાર સુધીમાં એ લોકોએ કેવા હવાલ કર્યા હશે !"

"પત્તો એનો કાઢવો જ પડશે" કહિ મધુસુદન ઉભો થયો. હું હમણાં જ પોલીસ થાણે જાઉં છું. કદાચ કંઇ ખબર આવ્યા હોય. વચ્ચમાં મૃદુલા ધીમે સ્વરે બોલીઃ "રસોઇ તૈયાર છે. જમતા જાઓને મોટાભાઇ !"

પણ મધુસુદનના કાને એ શબ્દો અથડાય એ પહેલાં દ્વારમાંથી બ્હાર ચાલ્યો ગયો હતો. એ રાત્રે અંધકાર જાણે શૂન્ય હૈયું લઇને કોઇ ભિખારી જેમ એની ઝોળી લઈને ઉભો હતો. દૂર પથરાયેલી થોરની વિથિકામાંથી પવન જાણે ફુંકાતો હતો. કોઇ તૃષિત ચંચલ વેદના જેમ.

સવારે ફરીવાર મધુસુદન રખડી આથડીને ઘેર આવ્યો. પોલીસ-થાણેથી ખબર મળ્યા હતા એને કે પોલીસપાર્ટીએ ખૂબ શોધખોળ ચલાવી પણ લુંટારાઓ એને થાપ આપીને કોઇ અન્ય રસ્તે ઉતરી ગયા હતા. દિવસ પછી દિવસ, અને માસ પછી માસ જવા લાગ્યા પણ એની ગાયત્રીના કંઇ સમાચાર નહોતા. લગભગ ત્રણ માસ અપહરણની એ કલંક કથાને થવા આવ્યા હતા.

એ દરમ્યાનમાં મધુસુદન જાણે એક યુગની પગથી ઉતરીને બીજા યુગની પગથી ચડી રહ્યો હોય એમ પલ્ટાઇ રહ્યો હતો. એની

નવયુવાન સ્ત્રી ગાયત્રીના વિરહથી જાણે એનામાં એક યુગ જેટલું પરિવર્તન આવી ગયું હતું. એ ભાગ્યે જ હવે કોઇનાથી વાતચીત કરતો, અમદાવાદની નોકરીનું રાજીનામું એણે કયારનુંયે મોકલાવી દીધું હતું. ગ્રામજનોની અનેક પ્રકારની વાતચીતથી હવે એ ટેવાઇ ગયો હતો. એ લોકો એને અનેક રીતે ડામતા હતા. તરેહતરેહની કુથલીઓ અને પ્રત્યાઘાતી વાતોથી વાતાવરણ એ લોકોએ કલુષિત કરી દીધું હતું. ગાયત્રીની કલંકકથાનો શ્યામરંગી ધ્વજ ફરકાવીને એ લોકો સ્વૈરઆનંદે રાચતા હતા, અને મધુસુદન મૌન બની એ બધું સાંભળતો હતો. એના જીવનના શાંત નેપથ્યમાં એ બેઠો હતો. બહાર જ્યારે અંધારૂં હતું ત્યારે એના અંતરમાં પ્રકાશ હતો. એ પ્રકાશે એ ગાયત્રીની પવિત્ર અરૂપમૂર્તિને નિરખતો હતો. જીવનમાં જે પૂજા એ પૂરી કરી શકયો નહોતો એવું એને ભાન હતું. છતાં એથી એ અધુરી પૂજાનું મહત્ત્વ કંઇ ઓછું થતું નહોતું. ગાયત્રીના સ્મરણે સ્મરણે જે અપૂર્ણતામાં એ જીવતો હતો એ જાણે પૂર્ણરૂપે શુભ્ર ઉજ્જવલતાથી ભરાઇ જતી હોય એવું એને લાગતું હતું.

એક રાત્રે એ ઘરની અગાશી ઉપર શૂન્ય બની બેઠો હતો. ગાયત્રીને ગૂમ થયાને એક વર્ષ પૂરૂં થવા આવ્યું હતું. આ ફાલ્ગુન માસ ચાલતો હતો, અને પવનની મધુબંસીમાં નવવસંતનું ગીત ઢોળાતું હતું. ચારેકોર રાત્રિ એનો અંધારઘેરો પછેડો પાથરીને બેઠી હતી. દૂરદૂરથી એવામાં કોઈના ઢોલ અને નગારાનો અવાજ સંભળાવા લાગ્યો. ધીમે ધીમે અવાજ સુદૂરથી નજીકને નજીક સરતો આવતો હતો. કાન માંડી મુગ્ધચિત્ત બની મધુસુદન એ ધ્વનિ સાંભળતો બેઠો હતો. જાણે એ ઘેરા અવાજ સાથે એ ખેંચાયે જતો હતો. કોઈ અપૂર્વ મૂર્છન, ઘેલછા, જાણે એના સમસ્ત ચેતનને આવરી લેતી હોય એવું એને લાગ્યું. એના નવ સંસારના ઉઘાડના વૈશાખ માસના એ દિવસો એને યાદ આવ્યા જયારે એક ધન્યદિને ગાયત્રીને પરણીને એ સ્વગૃહે લઈ

આવ્યો હતો. એ સુકુમાર, નવકુસુમિત મુખારવિંદ લલાટની એ સિંદૂર શોભા, કંકણનો એ મધુર ધ્વનિ, જાણે અત્યારે પણ એ સ્ફુટ, અસ્ફુટ, સાંભળી રહ્યો ન હોય એવી મધુરવેદના એના અંતરમાં જાગી ઉઠી, એ જ એ ગાયત્રી! ધીમે પગલે, એના જીવનમાં આવી હતી અને એના અંતરના દ્વાર ખખડાવી કહ્યું હતું. "દ્વાર ઉઘાડો સ્વામી, હું આવી છું. મને તમારા ચરણમાં સ્થાન આપો." લાલ સાડીનો ઘુમટો ત્યારે નીચે સરી પડયો હતો. આકાશમાં એ સમયે ખીલ્યો હતો પૂર્ણચંદ્ર. મોડી રાત સુધી ત્યારે ઘર બહાર સંભળાતા હતા ઢોલ અને ત્રાંસા!

સ્મૃતિની એ સુંદર નવપલ્લવિત કુંજોમાં ડૂબી ગયો હતો એટલામાં એની મોટીબ્હેન મૃદુલા ઉપર આવી, બોલી: "મોડીરાત થવા આવી છે ભાઈ! આમ કયાં સુધી અહિં બેસી રહેશો! ઠંડો પવન ફુંકાય છે. શરદી લાગી જશે."

"તેં પેલો અવાજ સાંભળ્યો મૃદુલા?"

"કેટલાક મારવાડી વેરૈયાઓ ત્યાં ઢોલ બજાવી નાચે છે, અને ફાગના ગીતો બોલે છે, હોળી નજદિક આવતી જાય છે ભાઈ, એની એ ઉત્સવ લીલા છે." કહી એ ઝટપટ નીચે ચાલી ગઈ.

મધુસુદન કાન માંડી, આતુર હૈયે એ ધ્વનિ સાંભળતો જ રહ્યો. છેક મોડીરાત સુધી, અને પછી ઘરમાં જઈ દીવો સળગાવ્યો, અને બિછાનામાં પડયા પડયા મહાકવિ વિદ્યાપતિના શૃંગાર ગીતો વાંચ્યા કર્યા. સવાર સુધી કૃષ્ણની પેલી બંસીમુગ્ધ અભિસારિકાનું કલ્પના ચિત્ર એ ભૂલી શકયો નહિ.

બિછાનામાંથી જ્યારે એ ઉઠયો ત્યારે એની આંખો ભારે ભારે લાગતી હતી, માનસ પ્રકૃતિ જાણે નવચંચલ બની કંઇક શોધી રહી

હતી. અહિં તહિં કયાંયે એને ચેન પડતું નહોતું. ગત રાત્રિએ સાંભળેલો પેલો ધેરો મધુર ધ્વનિ કર્ણપથમાં હજુ જાણે આવી આવીને અથડાયા કરતો હતો, અને સાથોસાથ એની નવપરિણિત પ્રિયાના કરકંકણનો રમ્ય ગુંજનનાદ!

ઘરના ઉપરના ઓરડામાં જઈ એ થોડીવાર એક ખુરશી ઉપર બેઠો. ટેબલની ઉપર સામેજ ગાયત્રીનો એક ફોટો મેહગની રંગની લાકડાની એક સુંદર ફ્રેમમાં જડેલો લટકતો હતો. દરરોજ એ ફોટાને એ જોતો હતો છતાં આજ જાણે એ નવપરિવેશે લાગતો હતો.

ફોટામાં ગાયત્રી જાણે લગ્નવેશે, વૈશાખની એક નવવાસિત સંધ્યાએ, અંગ ઉપર શ્વેતપાનેતર નાખીને, કુમકુમ અર્ચિત ભાવે, અરવપદે, મધુર મધૂર સ્મિત વર્ષાવતી આવી હતી એવી; દેવચરણમાં પૂજાના ઉઘડેલા ફુલ જેવી પવિત્ર લાગતી હતી. જાણે એક અપૂર્વ ભાવના છબી અને બીજું કંઇ નહિ. પણ અત્યારે એ કયાં?

ખુરશી ઉપરથી ઉઠીને એ ઉભો થયો. કબાટ પાસે ગયો અને એમાંથી ગાયત્રી જે વસ્ત્રો પરિધાન કરતી એ એક પછી એક બહાર કાઢી ટેબલ ઉપર મૂકયા. વિવિધ જાતના, આધુનિક ફેશનથી સુસજ્જિત વસ્ત્રો! બનારસી સેલા, સોનેરી કોર ભરેલી જ્યોર્જેટની સાડીઓ. છેલ્લે છેક નીચેથી પેલું શ્વેતરંગી પાનેતર પણ હાથમાં આવ્યું. તૃષિત નયને નીરખી નીરખીને એને જોવા લાગ્યો. કોરૂં, એકેય એમાં ડાઘ ન હોતો. કુન્દના પુષ્પો જેવું શ્વેત! એની ગાયત્રીના હૃદય જેવું અમલ, પારદર્શક!

અચાનક મૃદુલા ઉપર આવી ચડી. હાથમાં હતું માટીનું કોડીયું. ઘીની બરણીમાંથી એમાં ઘી પૂરવા આવી હતી. મધુસુદનને આવી રીતે પેલું ગાયત્રીનું પાનેતર નીરખતો જોઈ એ બોલીઃ "ભાઈ!"

મધુસુદનના હાથમાંથી વસ્ત્ર નીચે પડી ગયું. આભો બની એ બ્હેન તરફ જોઈ રહ્યો. મૃદુલાએ કહ્યું: નાતના કેટલાક પટેલો આવ્યા છે આપને મળવા."

"એમને ઉપર મોકલ" મધુસુદને કહ્યું. અને ગાયત્રીના વસ્ત્રો ઝટપટ પાછા કબાટમાં મૂકી દીધા. પેલું શ્વેતપાનેતર સૌથી ઉપર રાખ્યું પટેલોની રાહ જોતો એ વિશ્રંભિત બની એક ખુરશી પર બેસી ગયો.

કપાળમાં શ્વેતચંદનના ટીલા કાઢેલા, અને મોટી મોટી પાઘડીઓ માથા ઉપર ગોઠવીને ત્રણ ચાર પટેલો ઉપર આવ્યા, અને નીચે ચટાઈ ઉપર બેઠા. થોડીવારે એની વૃદ્ધ મા, અને મૃદુલા પણ આવ્યા અને કોઈ અપરાધિની સ્ત્રીઓ જેમ સામેના એક ખુણામાં ભરાઈને બેઠા. હૃદય એમના થડક થડક થતા હતા, રખે કંઈ અમંગલ બનવા બેઠું હોય.

પટેલોમાંથી એક જણ ઘેરા સ્વરે બોલ્યો.

"સાંભળ્યું છે કે તમારી સ્ત્રીને લુંટારા ઉપાડી ગયા છે?"

"હા."

"એનો કંઈ પત્તો લાગ્યો?"

"ના."

"સંભવ છે કે લુંટારા એને કોઈ દૂરના સ્થળે ઉપાડી ગયા હશે. જાણતા નથી આજ સુધીમાં એના માથે વિતકો વિતવામાં કંઈ બાકી રહ્યું હોય!"

"તમારી ભાષા હું સમજી શકતો નથી." ઉગ્ર થઈ મધુસુદન બોલ્યો.

"કહું છું કે આજ સુધીમાં ગાયત્રી મુસલમાનોના ઘરમાં પવિત્ર નહિ રહી શકી હોય."

"એની પવિત્રતા, અપવિત્રતા સાથે આપને શું સંબંધ છે?"

"નાતના પંચે ઠરાવ કર્યો છે કે તમે તમારી સ્ત્રીને ફરીવાર આ ઘરમાં સ્થાન નહિ આપી શકો. તમારે એમ કરવું જ પડશે.

"કારણ?"

"એની અપવિત્રતાથી આખો વૈષ્ણવ સમાજ દુષિત થવા નથી ઇચ્છતો."

"કદાચ મારાથી એમ ન થઈ શકે તો?"

"તમારૂં આખું કુટુંબ નાત બહાર થશે." કહી એ બધા પટેલો ઉભા થઈ ગયા. માથા ઉપરથી જાણે કોઈ મહાન બોજો ફેંકી એ લોકો ચાલ્યા જતા હોય એવું સંતોષનું આછું હાસ્ય ફરકાવતા એ લોકો ત્યાંથી બહાર ચાલ્યા ગયા.

એમના ચાલ્યા જવા પછી મધુસુદનની વૃદ્ધ મા અને મૃદુલા ઉભા થઈ એની નજીક આવ્યા.

પાષાણની મૂર્તિ જેમ મૌન બની મધુસુદન બેઠો હતો. એ બન્નેને નજદિક આવેલા જોઈ એણે ઉંચું જોયું. થોડીવાર એ વૃદ્ધ માતાની આંખોમાં નિરલસ દૃષ્ટિએ જોઈ રહ્યો. જે પ્રકાશ શોધવા એ ફાંફાં મારી રહ્યો હતો એ ત્યાં નહોતો. ત્યાં હતી એકલી શિથિલ પામરતા દૈન્ય.

"સાંભળ્યું, મધુસુદન? ધીમેથી મા બોલી."

"હા, મા. હવે મારે શું કરવું જોઇએ એ હું વિચારી રહ્યો છું."

"ગાયત્રી માટે હવે આ ઘરમાં જગ્યા નથી. લોકો એની નીંદાથી ઘરઘરને ભરી રહ્યા છે."

એ શબ્દોએ મધુસુદન સળગી ઉઠ્યો. હૃદય ઉપર જાણે કોઈએ આવીને હથોડાનો ઘા કર્યો હોય એવી વેદના થઈ આવી. જ્યાં બેઠો હતો ત્યાંથી એ ઉભો થઈ ગયો, અને દાદર ઉતરી નીચે ચાલ્યો ગયો. પાછળથી મૃદુલાએ ઘાંટો પાડ્યોઃ "મોટાભાઈ!" પણ એ શબ્દો પવનમાં ભળી ગયા.

× × × ×

ઘરની બહાર હવે મધુસુદન ભાગ્યેજ નીકળતો. ગાયત્રીના વિચારોએ એને ભ્રમિત કરી મૂક્યો હતો. લોકો એને નીંદતા હતા. એના પવિત્ર ચારિત્ર્ય ઉપર કલંકનો થપ્પો લગાવતા હતા. પાપીણી, દુરાચારીણી, કુલકલંકિની અને કેટલુંયે એ લોકો એના વિષે કહેતા હતા, અને પોતે આ ઘરની બંધ દિવાલો વચ્ચે બેસીને એ બધું સાંભળ્યે જતો હતો. માત્ર એકલો એજ જાણતો હતો કે ગાયત્રી ઉપર ખડકી દીધેલા કલંકના ઢગલા વચ્ચે એ આલોક જેમ સળગી રહી હતી. રઘુકુલ જાહ્નવિ સીતા એને યાદ આવી. એ લોકોએજ પાપીણી કહી એને આગમાં સળગવા હડસેલી દીધી હતી, અને પછી કુંદન જેમ નૂતનરૂપે લઈ લીધી હતી, સંસારમાં શ્રેષ્ઠ ગૌરવપદ આપી જગતમાતાના ઉચ્ચ સિંહાસને બેસાડી હતી. એની ગાયત્રીની આ લોકો પરીક્ષા કરી રહ્યા હતા શું?

થોડા દિવસો એમજ ચાલ્યા ગયા, મધુસુદનના ભ્રમિત ચિત્તની ચંચલતા દિવસે દિવસે વધતી જતી હતી. ખાવાપીવાનું એને કંઈ ભાન નહોતું. વસ્ત્રો બહુ ઓછા પહેરતો. કેટલીક વાર માત્ર ખમીસ અને ધોતીયા ભેર એ નીલી ડાંગરથી ઉભરાઈ જતા ખેતરોમાં ફરવા ચાલ્યો જતો. એ દિવસો હતા આષાઢના. ઠંડી વર્ષાભીની જલસીકરો-એ એના જર્જરિત હાડપીંજર ઉપર પરંપરિત હુમલાઓ શરૂ કરી દીધા હતા. ધીમો ધીમો જ્વર એને આવવો શરૂ થયો હતો.

હવે એનાથી બહાર નીકળવું બહુ દુર્ગમ થઈ પડ્યું. પલંગમાં

પડ્યો પડ્યો એ નીલાકાશમાં દૃષ્ટિ પરોવતો. બહુ શાંત રહેવા પ્રયત્ન કરતો છતાં એનાથી રહી શકાતું નહિ.

એક દિવસ એની તબીયત બહુ લથડી હતી. તાવ વધારે હતો છતાં એના શ્રમિત દેહને થાક ચડતો નહોતો. યાચક બની એનું હૃદય કંઈક માંગી રહ્યું હતું. ભ્રમર જે ભિક્ષા ફુલ કનેથી માંગી લ્યે છે, એવી મધુર, તૃષાતુર યાચના! "ગાયત્રી, ગાયત્રી" ધીમા અસ્ફુટ સ્વરે એ બોલતો હતો.

બાજુમાં કોઈ નહોતું. મૃદુલા કોઈ સખીને મળવા ગઈ હતી. વૃદ્ધ મા છોલેલું ખોપરૂં મસાલા સાથે ભેળવી તેની કચોરી બનાવવામાં ગુંથાઈ ગઈ હતી.

થોડીવારે એને નિંદ્રા આવી ગઈ. અડધા કલાક પછી પુનઃ એ જાગ્રતિમાં આવ્યો. વૃદ્ધ મા ત્યારે પલંગ પાસે બેઠી બેઠી એના આ કૃશપ્રાય, માંદગીના બિછાને પડેલા પુત્રનું ફીક્કું મોઢું નીરખી રહી હતી.

"ગાયત્રી આવી મા?" ધીમે ધીમે એ બોલ્યો.

વૃદ્ધ મા કંઈ ન બોલી શકી. સખી ગૃહેથી પરવારી મૃદુલાએ ઘરમાં પગ દીધો. સંધ્યા વેળા થઈ હતી. સૂર્યની છેલ્લી સુવર્ણ આભાથી આકાશ રંગાઈ ગયું હતું.

"સાંભળે છે મા?" મધુસુદને દુઃખિત કંઠે કહ્યું: "હમણાં મેં એક સ્વપ્ન જોયું. કોઈ સુંદર ઘરને જાણે આગ લાગી હતી, અને એમાં એ ઘરની સ્ત્રી લક્ષ્મી ઉભી ઉભી સળગી રહી હતી. એને બચાવી લેવા મેં ઘણોયે પ્રયત્ન કર્યો, પણ બચાવી શક્યો નહિ."

ઉત્તરમાં માએ ઉચ્ચ સ્વરે ઘાંટો પાડી કહ્યું. "મૃદુલા! ભાઈને દવા પીવડાવવાનો સમય થયો છે. શીશી લાવ તો!"

એ રાત્રિએ વાતાયન જોરજોરથી ફુંકાતો હતો, અને જાહ્નવિના ઉછળતા નીરમાં ઘો ઘો એવો અવાજ ઉઠતો હતો. ટીમરૂના વૃક્ષ મૂળમાંથી ઉખડી ઉખડીને નીચે પડતા હતા, અને જૂઈની વેલો છાપરા ઉપરથી ઉડી ઉડીને આંગણામાં પથરાઈ જતી હતી. વરસાદ પડતો હતો ઝમઝમ અવાજે. જાણે કોઈ કિન્નરીનું કરતાલગાન, આષાઢની આ ઘનરાતે સંભળાતું હતું.

વ્હેલી સવારે અંધારૂં અદૃશ્ય થયા પછી પ્રકૃતિ જાણે ખીલી હતી નૂતન લગ્નવેશે. દેહ ઉપર ઓઢેલી લીલી સાડીમાં મંદારના લાલ ફુલ બુટ્ટા જેમ શોભી ઉઠતા હતા.

મધુસુદનને અત્યારે આરામ હતો. પલંગ ઉપર બેઠો બેઠો એ કોઈ વિચાર પરિક્રમણમાં ગુંથાયો હતો. હંમેશ દૂધ આપવા આવતી ગોવાલણ માધવીએ દ્વાર ઠોકયું. મૃદુલાએ આવીને એ ઉઘાડયું. હાંફતી હાંફતી એ અંદર આવી. દૂધની મટુકી મધુસુદનના પલંગ પાસે મૂકી પ્રણામ કરી એ બોલી: “ તમારી વહુ ગાયત્રીને મેં આજ અંધારામાં જોઈ. દૂધની મટુકા લઈ જેવી ખેતરમાંથી નીકળી કે મારી દૃષ્ટિ એની ઉપર પડી. દૂર દૂરથી એ ચાલી આવતી હશે. પગમાં થાક ચડયો હતો. ધીમે ધીમે ડાંગરના ખેતરમાં જામેલા કીચડમાં કોમલ પગ મૂકતી એ આવતી હતી. કપડા હતા બધા મેલા, ફાટેલા. હું એને ઓળખી ગઈ ભાઈ. એ જ ગાયત્રી ! મેં કહ્યું. “ ચાલો હું તમને તમારા ઘર સુધી મૂકવા આવું.” એણે કંઈ સાંભળ્યું નહિ. જરા મારા મોઢા તરફ જોયું. થોડું હસી, અને પછી આગળને આગળ વધવા લાગી. તમને એ ખબર આપવા આટલી ઉતાવળી હાંફતી હાંફતી આવી છું.” કહી એ મટુકી લઈ બહાર ચાલી ગઈ.

ખબર સાંભળી મધુસુદન કોઈ અનેરા ઉત્સાહથી નાચી ઉઠયો. બ્હેન અને મા એના પલંગને વીંટાઈ વીળ્યા. અધીરા સ્વરે મધુસુદને કહ્યું. “ સાંભળ્યું મા ? ગાયત્રી પાછી આવી છે.”

"એથી આપણે શું ? આ ઘરમાં હવે એ પગ નહિ મૂકી શકે." કહી મૃદુલાનો હાથ પકડી એ રાંધણીયામાં ચાલી ગઈ, મા દીકરી સવારના ભોજન માટે ચોખા સાફ કરવામાં ગુંથાઈ ગયા.

પલંગમાંથી ઉઠી અરવપદે મધુસુદન બહાર આવ્યો, અને ઘરના દરવાજામાં ઉભો રહ્યો. કોઈ અજબ ચેતનથી એનો સમગ્ર દેહ થનગનતો હતો. જે જાગરણ માટે એ આટલા મહિના સુધી જીવતો રહ્યો હતો એની ઘડીઓ આવી લાગી હતી.

આઘેથી કોઈ સ્ત્રીની છાયા છબી સવારના મધુર પ્રકાશમાં રંગાતી ધીરે ધીરે નજદિક આવતી હતી. મધુસુદન સ્પષ્ટ આંખે એને જોઈ શકતો હતો. એ ગાયત્રી હતી, જેના સ્મરણે હૃદયનો પ્રદીપ સળગાવી આટલા મહિના સુધી બેઠો હતો. ધીમે ધીમે એ નજીક આવી. છેક લગોલગ, કાદવથી ખરડાયેલો મલિન વેશ, વસ્ત્રો એના ફાટીને લીરા જેમ ઉડી રહ્યા હતા. એ જ ગૌર છતાં દુઃખથી ઝાંખું થયેલું મુખારવિંદ, એ જ નિર્મલ પવિત્ર આંખો જે મંડાયેલી હતી એના પતિ મધુસુદન ઉપર.

દરવાજાની લગોલગ આવી એ એના પતિના ચરણમાં ઢગલો થઈને પડી.

ચરણ સ્પર્શ કરીએ ગદ્‌ગદ્‌ કંઠે બોલી: "તમારા પગમાં જગ્યા આપો. આટલા દિવસ સુધી લુંટારાઓએ મને કેદી–સ્ત્રી જેમ રાખી હતી. મારો હાથ પકડી તમે મને મુક્તિ આપો."

મધુસુદને એના હાથ પકડી એને ઉભી કરી. કંઇ એ બોલી શક્યો નહિ. એના દુર્બલ ફીક્કા પડેલા મુખકમલને એ ઘડીભર નીરખી રહ્યો, પછી એના હાથ છોડી ઉપર મેડી ઉપર દોડ્યો. નીચે આવ્યો ત્યારે હાથમાં હતું પેલું શ્વેતરંગી પાનેતર, પ્રથમ સહધર્મ–

ચારિણી બની ગાયત્રી એ જ પાનેતર ઓઢીને એનું ઘર શોભાવવા આવી હતી.

એજ પાનેતર ફરીવાર આજ મધુસુદને ગાયત્રીના દેહ ઉપર ઓઢાડી દીધું. એનો નિર્બલ કોમલ હાથ પકડી એણે સ્ત્રીને ઘરમાં લઈ જવા એક પગલું ભર્યું. ત્યાં સામેથી મા દીકરી ચોખા સાફ કરતા મૂકી ત્યાં દોડી આવી, ઘાંટો પાડી મા બોલી: "મધુસુદન! અને મા દીકરીએ આડા હાથ દીધા.

ધીરા ગંભીર સ્વરે મધુસુદને કહ્યું, જાણતો નથી મા, ગાયત્રી પવિત્ર છે કે અપવિત્ર, એણે પાપ કર્યું હોય તો ભલે, પાપને આજ હું નૂતન કરી લઈ લઈશ, એ મારૂં પૂન્ય બનશે, એજ મારો ધર્મ છે. એજ સત્ય છે જેને જીવનમાં આજ લગી સંઘરીને હું બેઠો છું." કહી એણે મક્કમતાપૂર્વક ફરીવાર આગળ પગલું ભર્યું. મા બ્હેનના આડા હાથ હેઠા પડી ગયા. સ્તબ્ધ બની એ મધુસુદનની વેદના ભરી મૂર્તિને જોઈ રહ્યા, અને એ આગળ ને આગળ પગલા માંડતો ગાયત્રીને ગૃહના નેપથ્યમાં લઈ ગયો.

